૨૭૦૩

# ચતુરસિંહ પ્રવાસ.

આવૃત્તિ બીજી,

રચનાર

## આત્મારામ નારણજી ત્રિવેદી,

ભાવનગર.

સુધારી વધારી પ્રગટ કરનાર,

## પુરૂષોત્તમ કાહાનજી ગાંધી.

'સુબોધ પ્રકાશ' અને 'માસિક સારસંગ્રહ'ના એડિટર અને માલિક તથા 'મિત્રતા વિષે નિબંધ' 'સ્વદેશાભિમાન' અને 'કંજુસનાં કર્મની કહાણીઓ' વગેરેના રચનાર.

લીંબડી—કાઠિયાવાડ.

સંવત ૧૯૪૨ ઇ. સ. ૧૮૮૬

કિંમત દોઢ રુપિઓ.

# અર્પણ પત્રિકા:

નેક નામદાર—

રાઓલશ્રી હરિસિંહજી રૂપસિંહજી.

સાહેબ.

લાંબી મુદ્દત થયાં મારા તરફ આપ અતિ મમતા બતાવો છો, અને ગુજરાતી ભાષામાં નુતન ગ્રંથોની વૃદ્ધિ થયેલી જોવાને ઉત્સુક છો, ઇત્યાદી કારણોને માટે મારા પુસ્તક સાથે આપનું મુબારક નામ જોડીને હું મગરૂર થાઉં છું.

આપનો—

આત્મારામ.

# આ પુસ્તકની પેહેલી આવૃત્તિ વિષે મત.

"આ ચોપડી કલ્પિત વાર્તાની છે, અને તેના બનાવનારમાં કેટલોક ભાષા લખવાની સ્વભાવીક શકિત, બુદ્ધિનું ચાંચલ્ય, તથા રસિકતા છે. **** જો અનુભવ ને અભ્યાસથી એ સ્વભાવિક શકિતને નમ્ર ભાવે સંસ્કારી કરશે તો આગળ જતાં એ સારો ગ્રંથકાર થઇ પડશે." (ગુજરાત શાળા પત્ર)

"આ વારતા આજના નિયમને અનુસરીને કલ્પીને લખી કાઢીછે." (આર્ય ધર્મ પ્રકાશ.)

"ગ્રંથ કર્તાએ, પરદેશમાં મુસાફરી કરવાથી શાશા લાભ થાય છે એ હેતુથી આ ચોપડી છપાવી છે. લખનારના મહાવરા તરફ જોતાં તેમનું લખાણ અને ગોઠવણ સારાં છે" (વિજ્ઞાન વિલાસ.")

"આ ચોપડી અમેપૂરી વાંચી છે, અને તે રસિક તથા વાંચવા લાયક માલમ પડી છે. ઠેકાણે ઠેકાણે અસરકારક વર્ણન કરેલુંછે." (સૌરાષ્ટ્ર દર્પણ.)

"ભાષાની શૈલી તથા રસ અલંકારથી આ પુસ્તક ચિત્તા કર્ષક અને મનોરંજક બનાવ્યુંછે. દેશાટન કરવાથી કેટલું સુખ દુઃખ ભોગવવું પડે છે તથા મળતાં ગુણ વયના દંપતિ હોવાથી સંસાર સુખ દુઃખમાં એક બીજાને કેવાં સહાય થાય છે તેનો અચ્છો ચિતાર આપેલોછે સઘળા લોકોને આ પુસ્તક વાંચવા લાયકછે" (ઉદિચ્ય હિતેચ્છુ.)

☞ જગ્યાની તંગીને લીધે બીજા મત આપવાનું બન્યું નથી.

२७०३

# चतुरसिंहप्रवास.

## પ્રકરણ પેહેલું.

देशाटनंपंडितमित्रताच, वारांगनाराजसभाप्रवेशः
अनेकशास्त्राणिविलोकितानी, चातुर्यमुलानीभवंतिपंच.

ચંદ્રાવતી નામે નગરનો ઘેરાવો બાર કોસ ફરતો હતો. એ નગરને ચાર દરવાજા હતા, જે મજબુત અને સુશોભિત પથ્થરથી બાંધેલા હતા. પૂર્વ તરફના દરવાજાની પાડોશમાં નિર્મળ નીરથી ભરેલી નદી સર્પાકારે વેહેતી હતી. તેના કાંઠા લીલી વનસ્પતિથી છવાએલા, જાણે લીલી સાડીઓ સૂકવેલી હોય તેવા મનને અતિ આનંદ આપતા હતા. તે નદી તીરે કેટલાક બ્રાહ્મણો પોતાનાં અબોટીઆં કરતા હતા, કેટલાક નહાઇને કપાળમાં વિભૂતી ચોળી દીગંબર યોગીરાજની પેઠે સર્વ શક્તિમાન પરમેશ્વરનું ધ્યાન ધરતા હતા. નગરની સ્ત્રીઓ કપાળમાં કંકુના ચાંલ્લા, શોભિતાં ઘરેણાં, ગળામાં ફુલના હાર, માથાપર તાંબા પીતળનાં બેડાં લેઇ મદોન્મત હાથણીની પેઠે ઝુલતી ઝુલતી નદીનું નિર્મળપાણી ભરી, સખીઓ સાથે વિનોદ કરતી શેહેર તરફ પાછી વળતી હતી.

બજાર પણ ઘણું શોભિતું હતું. ઠેકાણે ઠેકાણે જૂદી જુદી ચ્હેરનો વેપાર ચાલતો હતો. કોઇ દુકાને રેશમી તથા

સુતરાઉ કાપડ, તરેહવાર રંગની છીંટ, જરીબુટ્ટાથી ભરપૂર મહા [illegible] કાશ્મિરી શાલો, પેંઠની પાઘડીઓ વગેરે અનેક જાતના કિંમતી અને મનોરંજક વસ્ત્રો વેચાતાં હતાં. તે કાપડ બજાર કહેવાતું હતું. ત્યાંથી થોડી દુકાનો ઓળંગી ગયા પછી પૈસાના મોટા ઢગલા કરી પાઇ,પૈસા, અરધા, પાવલીઓ, બેઆની વગેરે લઇ બેઠેલા નાણાવટીઓ ગ્રાહકો પાસેથી રૂપિઆ લેઇ ઘણીજ ઝડપથી પૈસા ગણી આપતા હતા. એક તરફ કંદોઈનું બજાર હતું, ત્યાં જલેબી,લાડવા, ઘારીપૂરી, મેસુબ, મોહનથાળ, દૂધીનો હલવો, બદામી હલવો, પેંડા, બરફી, નાળિએરપાક વગેરે અનેક જાતની મીઠાઈઓની બાજોઠપર ગોઠવેલી તાસકો આંખને આનંદ આપતી હતી. તેનાપર માખીઓ ન બેસે તેની સાવચેતીને માટે કદાવર અને શરીરે મજબુત સુખડીઆ પોતાના હાથમાં સફેદ રૂમાલ રાખી માખીઓ ઉડાડતા અને જથાબંધ વકરો થશે એવી આશાથી રસ્તાપર આમથી તેમ નજર ફેરવતા હતા. એક તરફ કાછીઆનું બજાર હતું ત્યાં રીંગણાં, ભીંડા. કારેલાં,દુધી, મૂળા, ગોઘરી, પાપડી, વાલોળ વગેરે શાક વેચનારા કાછીઆ મોટા રાગડા તાણી શાકનાં નામ દઇ તેની કીમત કહી આપતા હતા. તેની પાડોશમાં બટાટા, સૂરણ, રતાળું, આદુ, લીલા હળદર ઇત્યાદિ સામાન વેચનારા ખોજા લોકો બેઠેલા હતા, એક તરફ દાડમ, જમરૂખ, સિતાફળ વગેરે લઇને ફળ વેચનારા માળી લોકો બેઠા હતા. એક તરફ મરચાં, ધાણા, જીરૂં વગે-

રે મશાલો વેચનારા લુવાણા બેઠા હતા, આ સઘળી જગ્યા † "મારકીટ" નામથી ઓળખાતી હતી. મારકીટમાં શાક લેવા આવનાર તથા વેચનાર માણસોના બોલવાથી ત્યાં ઘણોજ ઘોંઘાટ થઈ રહેતો હતો. ગ્રાહકોની તડામાર ચાલવાથી સઘળી દુકાનોપર પૈસાનો વરસાદ વરસતો હતો. અને ત્યાં હમેશાં માણસોની એટલી બધી ઠઠ ભરાતી હતી કે કોઈ ઘરડો કે નબળોપોચો માણસ શાક લેવા આવે તેને ઠેઠ દુકાન સુધી પહોંચવાનો રસ્તો કરતાં કચરાઈ જવાની ઘણી દેહેશત રહેતી હતી. તાલેવર લોકો જાત જાતનાં શાક તથા મેવો ખરીદ કરીને પોતાના ચાકરે ઉપાડેલા ટોપલામાં નાખતા હતા. એ મારકીટથી થોડે દૂર જતાં મણિયારાનો વેપાર કરનારની દુકાનો આવેલી હતી. તેમાં હાંડી, તકતા, જાત જાતનાં વાજાં, તરેહવાર રંગ બેરંગી છત્રીઓ, ચુડી, બંગડીઓ, ચપ્પુ, કાતરો, હીર, બાપ વગેરે શોખી લોકોને કામ આવે તેવી નવી નવી તરેહની વસ્તુઓ વેચવા, સફેદ પાઘડી, લાંબા જામા, ચિત્રેલી ઈજાર, ગળાપર વીંટેલો રૂમાલ એવો વેષ ધારણ કરી મૂલ્લા અબદુલ તૈયબ, કમરૂદ્દીન, બાકરભાઇ, નિઝામુદ્દીન, સમસુદ્દીન, નજરઅલ્લી વગેરે વ્હોરા લોકો મોટા દબદબાથી બેઠા હતા. ગ્રાહકોની પડાપડી ચાલુ રહેલી હતી. આખી હાફીસ, રંગ બેરંગી રમકડાં, ઘડીઆળો, હાંડીઓ, ચીમનીઓ, પ્યાલા વ-

---

† ભાવનગરમાં પરસીવલ મારકીટ એ પ્રમાણેજ છે.

ગેરે વિલાયતી અને ચિનાઇ કિંમતી સામાનથી એટલીતો ભરેલી હતી કે જેમાં માત્ર એકજ માણસ મહા મુશ્કેલીથી ચાલી શકે એટલોજ રસ્તો રહેલો હતો. તરેહવાર રંગ બેરંગી સામાન જોઇ કોઇ પણ માણસનું મન હરખ્યા વગર રહેતું નહોતું. એક તરફ સફરી વેપારીઓની દુકાનો હતી, તેમાં ગાદી તકીઆ બીછાવેલા હતા. તેનાપર સફેદ ચાદર ઓછાડેલી હતી. ઘણા કદાવર, અંગપર સફેદ વસ્ત્ર, શિરપર મૂલ્યવાન પાઘડી, ગળામાં થોડું ઘરેણું પહેરેલું એવા શેઠીઆઓ મખમલની ગાદી પર બીરાજેલા હતા. પડખાની ગાદીપર અનુક્રમે ગુમાસ્તાઓ બેઠેલા હતા કોઇ નામું લખતા હતા. કોઈ સિલિક મેળવતા હતા, અને કોઇ, આવેલા રૂપિયા સાચા છે કે જુઠા તેનો તપાસ કરવાને પથ્થરા પારેખના માથાપર મારીને તેનો અવાજ સાંભળતા હતા, તેથી રૂપિઆની સચ્ચાઇ જુઠાઇ જણાઈ આવતી હતી. કોઇ આવેલા કાગળો વાંચી તેમાંની હકિકત શેઠને કહી સંભળાવી તેમના ફરમાવ્યા મુજબ વળતો જવાબ લખતા હતા. કોઇ બજારમાં જઈ આવી ઘી, મગ, અડદ, ઘઉં, રૂ અને હુંડી પત્રી વગેરેનો ભાવ શેઠને કહી સંભળાવતા હતા. શેહેરની વચ્ચે મોતી ચોક હતો, ત્યાં દરરોજ સાંજે ગુજરી ભરાતી હતી, તેમાં કાપડીઆ, કંસારા, દરજી, ખરાદી, સુતાર, લુહાર બુકસેલરો વગેરે પોતાની પાસેનો સામાન વેચવા બેસતા હતા. ત્યાં ખરીદનાર, વેચનાર, અને જોવા આવનાર માણસોની ભીડથી ચોક ઉભરાઇ જતો હતો. ઠેકાણે ઠેકાણે ચડતી કળાનાં ચિન્હો અને ત્યાંના ગોઠીસોનાં હ-

ર્વિત વદન જોયાથી; શેહેર નિવાસીઓ સઘળે પ્રકારે સુખી હતા એમ વગર સંશયે જણાઈ આવતું હતું.

આ શેહેરનો રાજા વિદ્વાન,સદ્‌ગુણી, પ્રજા પાલક, ગંભીર અને સુંદર ચેહેરા વાળો, જેનું મુખારવિંદ દેખી સૂર્યદેવ સ્તબ્ધ થઇ જાય, મૂછો ભભકાદાર વાળેલી, તે નીચે દાઢી ઘેરાવદાર, કદમાં સાધારણ, શરીરે પુષ્ટ, ઘઉંના રંગ જેવું શરીર, ઢીંચણ સુધી લાંબા હાથ, હંસ જેવી ચાલ, એવો. કૃપાળુ રણજીતસિંહ નામનો ચંદ્રાવતી નગરીનો રાજાધિરાજ હતો. તે સઘળી રૈયતને બેટા બેટી સમાન ગણી અદલ ન્યાય આપતો હતો. રૈયતનાં સુખનેમાટે વાવ કુવા વગેરે જળાશ્રયો, વિદ્યાલયો, કસરતશાળા, હુન્નરશાળા વગેરે તન મન ખીલવવાનાં સાધનો માટે લાખો રૂપિઆ મોટી ઉદારતાથી ખરચીને તેણે લોકોનો પ્યાર મેળવ્યો હતો. રૈયત તેને ખરા અંતઃકરણથી ચાહતી હતી. આ રાજાને ઘણીજ સ્વરૂપવાન, સદ્‌ગુણી અને દયાળુ સ્વભાવની રાણી હતી, તેનું નામ લીલાવતી હતું. લીલાવતીએ બાળપણથીજ વિદ્યા કળામાં લક્ષ આપેલું હતું, તેથી તેના જ્ઞાનમાં ઘણોજ વધારો થયો હતો. રણજીતસિંહ અને લીલાવતીના વિચાર ઘણી ખરી વાતમાં મળતાજ હતા, તેથી તેઓ બન્ને સુખી હતાં. આ દંપતી વચ્ચે ખરી પ્રીતિની સજજડ ગાંઠ બંધાએલી હતી. ખરો પતિવ્રતા ધર્મ એટલે પોતાના પ્રિય પતિ પ્રત્યે સ્ત્રીએ કેવો ભાવ બતાવવો? કેવી રીતે વર્તવું? વગેરે સર્વ ગુણ સંપન્ન હોવાથી રાજા તે

ની તરફ ઘણીજ મીઠી નજરથી જોતો અને અનેક વાતમાં તેનો મત પૂછતો હતો. સ્ત્રી પુરૂષનું જોડું અખંડિત પ્રીતિથી આનંદ પામેલું હતું. એક બીજું અરસ્પરસ ઉપડતે સાદે બોલે નહીં, ત્યારે કજીઓ, કંકાસ કે ગાળાગાળી તો બનેજ ક્યાંથી? દિન પ્રતિ દિન પ્રીતિમાં વધારો થવાનું કારણ તો એહતું કે લીલાવતી રાણી,રાજા રણજીતસિંહની આમન્યા પાળવામાં એક્કો હતી. અને સ્ત્રીઓનો એજ ધર્મ છે. કહ્યું છે કે--

**कोकिलानामृस्वरोरुपं, स्त्रिणांप्संपातिवृता;**
**विद्यारूपंकूरूपाणां, क्षमारूपंतपस्विनाम्.**

અર્થ-કોયલનું સ્વરૂપ સ્વર છે. સ્ત્રીનું સ્વરૂપ પતિવૃત છે. કુરૂપ માણસનું સ્વરૂપ વિદ્યા છે, અને તપસ્વી(સાધુ) જનોનું સ્વરૂપ ક્ષમા છે.

પતિવૃત્તને આધિન થયેલી લીલાવતી રાણી, રાજા રણજીતસિંહના મતને અનુસરીને ચાલતી હતી. તેથી રાજા ઘણો ખુશી થતો. કહ્યું છે કે—

**यस्यपुत्रोवशीभूतो, भार्याछंदानुगामिनी;**
**वीभयेवश्चसंतूष्ट, स्तस्यस्वर्गइहैवहि.**

અર્થ-જેને પોતાનો પુત્ર તાબે છે, તથા સ્ત્રી કહ્યું કરનારી છે, અને જે વૈભવના વખતમાં સંતોષી રહે છે, તેને સ્વર્ગ આ લોકમાંજ છે.

પતિવૃત્ત પાળનારી અને રાજાને સર્વ પ્રકારે સંતોષ

જમાડનારી લીલાવતીના પેટથી એક પુત્ર થયો હતો. તે બચપણમાં ગૌર વર્ણ વાળો, જેનાં શરીરનાં અવયવો ઘણાં નાનાં, પણ તેની ઉમરના સંબંધમાં શરીરને શોભાવનારાં નાજુક હતાં. કુમાર ચંચળ અને હસમુખો હતો, તરેહવાર ખેલો કરી ગરબડીઆં વચનો બોલી સાંભળનારનાં દિલમાં હાસ્ય ઉત્પન્ન કરનાર, રણજીતસિંહ અને લીલાવતીનાં હૃદયમાં શીતળતા ઉપજાવનારા આ કુમારનું નામ ચતુરસિંહ રાખેલું હતું, ચતુરસિંહ, જો કે ૫–૬ વર્ષનો બાળક હતો પણ તેનાં કાર્યો ઉમદા જોવામાં આવતાં હતાં. તે ગેરવાજબી રમત રમતો નહોતો. માત્ર પોતાના સોબતીઓની સાથે રાજ્ય વ્યહવારી ખેલ કરતો; તે એવી રીતે કે કોઈને ફોજદાર બનાવે, કોઇને જમાદાર, કોઈને હવાલદાર અને કોઇને સિપાઇ ઠરાવી પોતે રાજાધિરાજના સિંહાસન પર બેસી પોતાના બાળ મિત્રોમાંથી કોઇને ફરિઆદી અને કોઈને તહોમતદાર થવાની સૂચના કર્યા પછી સિપાઇ, હવાલદાર, જમાદાર, ફોજદાર વગેરે સર્વે પોત પોતાના અખત્યાર મુજબ વર્તે એવી ગોઠવણ કરી પોતે ન્યાય કરવાની ઉત્કંઠા ધરાવતો હતો. ફરિઆદી અને તહોમતવાળાની છુટતી તપાસ કરીને ફોજદાર તેઓને ચતુરસિંહની હજુરમાં લાવે ત્યારે તે તપાસ કરી તેનો ફેંસલો કરતો હતો. એ સઘળું ખેલનું નિદાન હતું. કેમકે આટલી નાની ઉમરમાં જોઇએ તેવો ફેંસલો આપવાની શક્તિ ક્યાંથી હોય? પણ નાનપણથી રાજ્ય પ્રકરણી બાબતમાં તેને કે-

ટલી પ્રીતિ હતી તે એ ઉપરથી સિદ્ધ થાય છે. "પુત્રના લક્ષણ પારણમાંથી વરતાય" એ કાંઈ ખોટું નથી. ચતુરસિંહ આવા ખેલ પોતાના બગીચામાં કરી બતાવતો, તે જોઇને રણજીતસિંહ બહુ સંતોષ પામતો હતો.

---

## પ્રકરણ ૨ જું.

ગરીબ અને તાલેવરને ખુલ્લી હવામાં ફરવું. કેમકે. "પહેલું સુખ તે જાતે નર્યા "—" સો દવાને એક હવા બરાબર" આરોગ્ય શરીર એ પેહેલા નંબરનું સુખ છે.ત્યારે નિરોગી રહી શરીર સુખના પ્રયત્નો, કરવા તેમાં પ્રથમ પ્રયોગ ખુલ્લી હવામાં ફરવું એ છે. એક દિવસે ચતુરસિંહ અને પ્રધાન પુત્ર મંછારામ જે તેનો મિત્ર હતો, તે બન્ને જણ શેહેરની ભાગોળે એક રમણિક સરોવરને કિનારે જઇ પહોંચ્યા. થોડીવાર ખુલ્લી હવામાં ફર્યા પછી પાછા ચંદ્રાવતી નગરીમાં આવવા નીકળ્યા. બજાર વચ્ચે આવતાં તેઓએ એક રળિઆમણું મકાન જોયું, ત્યાં તે બન્ને જણ જવાને અધિરા થયા. મંછારામ, ચતુરસિંહ જેવડો ઉમરનો અને હોશિઆર પણ તેવોજ હતો. બન્ને વચ્ચે મિત્રતા મજબુત બંધાએલી હતી. કોઈ કોઇનું વચન ઉલંઘન કરે એવા આ બે મિત્રો નહોતા. એકને સુખે બન્ને સુખી અને એકને દુઃખે બન્ને દુઃખી, એ પ્રમાણે નિરંતર ચાલતું હતું. અરર્થાત્ બન્ને દિલોજાન મિત્ર હતા. ઉપેર લ-

ખેલા મકાનમાં પહોંચતાં તેઓએ વિદ્યાર્થીઓનાં મુખથી નીચે મુજબ કવિતા સાંભળી.

---

## ભૂજંગી વૃત.

ભણેલો હશે જેહ તે સૂખ પામે, બધી જીંદગીનું અતિ દુઃખવામે;
મળે માન ને આવશે દુઃખ આરો, સહૂ આવકારે સુવિદ્યાવધારો.૧
કદી રાજ દ્વારે જશો આપ આંટો, જહાં તાણતાં ચોપદારોસુઆંટો;
કહે રાજવી એ પધારો પધારો, સહૂ આવકારે સુવિદ્યાવધારો.૨
અતિ પ્રેમથી આપશે બેસવાનું, પછી પૂછશે પ્રેમથી આવવાનું.
હશે દૂખ તે ટાળશે એમ ધારો, સહૂ આવકારે સુવિદ્યા વધારો.૩
મળે બાતમી ન્યૂસને વાંચિ જોશો, તમે મૂઢતા ને વળી દુઃખખોશો;
સુવિદ્યા થકી જામશે રોજગારો, સહૂ આવકારે સુવિદ્યા વધારો.૪
સુવિદ્યા થકી તંનને તેજ આવે, વળી તેહથી સૂખનાં બીજ વાવે;
ખચીતે થશે તે પરીણામ સારો, સહૂ આવકારે સુવિદ્યા વધારો.૫
સુવિદ્યા થકી બુદ્ધિ ફેલાવ થાશે, વળી મૂર્ખતા છાપમાંથી છુટાશે;
મળે માન ને રાજવીનો મુસારો, સહૂ આવકારે સુવિદ્યા વધારો.૬
ભણેલો નહિં તે પશૂ તૂલ્ય પ્રાણી, અતિ ઉખળી તેહની દૂખખાણી.
વહે તેહની શીરપેં દૂખ ભારો, સહૂ આવકારે સુવિદ્યા વધારો.૭
પઢેલા તણી જીંદગી શૂભ જાણું. નહિં મૂઢ રે'શો ભલે જાયનાણું;
સહૂ પ્રેમ આણી પઢો હે કુમારો, સહૂ આવકારે સુવિદ્યાવધારો.૮

ઉપરની કવિતા ઘણી આતુરતાથી સાંભળનાર આ શેહેરનો પાટવી કુમાર ચતુરસિંહ પોતાના મિત્ર ગંછારામને કહેવા લાગ્યો—અહો! પ્રિય મિત્ર મંછારામ, ભણવાથી આ-

નેક જાતનાં સુખ મળે છે, લાજ આબરૂ પણ તેથીજ વધે છે. માટે ગરીબ અને તવંગર એ સર્વ માણુસોનો ધર્મ છે કે સારી પેઠે વિદ્યાભ્યાસ કરવો જોઇએ. હવે વિદ્યા મેળવવા માટે આપણે પણ તજવીજ કરવી જોઈએ. જો આપણે વિદ્યાભ્યાસ ન કરીએ તો મૂરખમાં ગણાઇએ. તેમાં કાંઇ શક નથી. જો કે હું રાજપુત્ર છું અને તું પ્રધાન પુત્ર છે તોપણ જો આપણે વિદ્યાભ્યાસ નહીં કરીએ તો આપણીપદવી કદી ઉંચી થનારનથી; માટે આપણે હવે આળસુ થઇ બેશી રહેવું ન જોઈએ. આપણી ઉમર ભણવા લાયક થઇછે. આમાંના કેટલાક નિશાળીઆ આપણાથીપણ નાનાછે.આવાત ચાલતી હતી ત્યારે તે નિશાળનો મેહેતાજી ચતુરસિંહથી થોડે દૂર ઉભો હતો, પણ કેટલાક કારણથી ચતુરસિંહ તેને જોઇ શક્યો નહીં. હરિલાલ મેહેતાજીએ આ વાત સાંભળી ત્યારે તેની ખાતરી થઇ કે રાજપુત્ર ચતુરસિંહને વિદ્યાભ્યાસ તરફ બરાબર લક્ષ લાગેલું જણાય છે. તેથી આ પ્રસંગે હું તેને વિદ્યાના જે જે ગુણ કહીશ, તે તમામ તેના હૃદયમાં સજ્જડ ચોંટી જશે. કેમકે જે ચીજપર કોઇ માણસનું અંતઃકરણ ખેંચાય છે, તેના વખાણ જો કોઇ ત્રાહીત માણુસ કરે તો સાંભળનારની તે પર વધારે શ્રદ્ધા બેસે છે. માટે આ પ્રસંગે મારે વિદ્યાના ઉપદેશક થવું એ જરૂરનું છે એમ ધારી તેણે ચતુરસિંહ તથા મંછારામને પોતાની પાસે બોલાવ્યા. અને યોગ્ય આસન ઊપર બેસાડી કહ્યું કે—વિદ્યાના કેવા કેવા ગુણ છે ? તેનું હું સંક્ષિપ્ત વર્ણન કરૂં

છું, તે બરાબર લક્ષ દઇને સાંભળો.

દોહરા.

ભણ્યા વીણ આ જીંદગી, એળે સઘળી જાય;
બાળપણુ વીત્યા પછી, ના સૂઝે ઉપાય. ૧
લક્ષ્મિનો સંગ્રહ તજી, વિદ્યા સંગ્રહ થાય;
તેથી આ સંસારમાં, જન્મ સુફળ લેખાય. ૨
વિદ્યાને ભય નવ કશો, નહિં લેવાણી જાય;
પાવકથી બળતી નથી, નવ લૂટી લૂટાય. ૩
જળમાં તે ડૂબે નહિ, નહિ મરણની બીક;
એહ વસ્તુ અક્ષય ગણી, શીખો સમજી ઠીક. ૪
વિદ્યા હિણ સૌ વલવલે, વાટ અને વળિ ઘાટ;
લખતાં તે મુંઝાયછે, ઘેર દીલ ઉચાટ. ૫

એવી અત્યંત ગુણવાળી-જેમાં ભાઇ ભાગ માગે નહીં, જેને ચોર ચોરી શકે નહીં, જેને લૂટારા લૂટી શકે નહીં, જે અગ્નિથી બળે નહીં, અને જે પાણીમાં ડૂબે નહીં એવી અક્ષય જે વિદ્યા તેને સંપાદન કરવાની ઘણી જરૂર છે. વિદ્યામાં કેવો ગુણછે કે—

**विद्यानामनरस्यरूपमाधिकं, प्रच्छन्नगुप्तंधनं,**
**विद्याभोगकरीयशःसुखकरी, विद्यागुरूणामगुरुः**
**विद्याबंधुजनोविदेशगमने, विद्यापरंदैवतं,**
**विद्याराजसुपूजितानहिधनं, विद्याविहीनःपशुः**

અર્થ—વિદ્યાની શોભા પુરૂષને બહુ મોટી છે. અને

તે ગુપ્ત ધન કહેવાય. વિદ્યાથી સુખ મળેછે, અને સારી બુદ્ધિ થાયછે. પરદેશમાં વિદ્યા ભાઇ જેવી ઉપયોગી થઇ પડેછે. વિદ્યા પરમ દૈવતછે. રાજા પણ વિદ્યાને પૂજે છે તે પ્રમાણે ધનને પૂજતા નથી; માટે જે માણસ પાસે વિદ્યા રૂપી ધન નથી તે પુરૂષ પશુ કહેવાય વળી—

मातेवरक्षतिपितेवहितेनियुक्ते,
कांतेवचाभिरमतेप्यतिहंतिदुखम;
लक्ष्मीतनोतिवितनोतिचदिक्षुकीर्ति,
किंकिंनसाधयतिकल्पलतेवविद्या.

અર્થ—વિદ્યા એ માતા પ્રમાણે રક્ષણ કરે છે, પિતા પ્રમાણે ઉપયોગમાં આવે છે, સ્ત્રી પ્રમાણે રમાડે છે, અને દુઃખનો નાશ કરેછે. લક્ષ્મિની વૃદ્ધી કરેછે, કીર્તિને વધારે છે. સારાંશ વિદ્યા કલ્પતરૂ પ્રમાણે અનેક અર્થને સાધેછે. માટે એવી જે વિદ્યા તેને પ્રીતિ વડે સંપાદન કરો. વિદ્યા વગરના માણસો એ પગના પશુ ગણાયછે.

ચતુરસિંહ અને મંછારામ એ બન્ને જણને હરિલાલ મેહેતાજીએ આપેલી શીખામણ ઘણીજ પસંદ પડી. બન્ને જણે હવે ખચીત અભ્યાસ કરવો એમ નિર્ણય કરી રાજ મહેલ તરફ જવા મેહેતાજી પાસેથી રજા માગી ભણવાના વિચારમાં ગરકાવ થયેલા, વળી અંતઃકરણમાં આવેલા ઉભરા પરસ્પર કહી સંભળાવતા બન્ને બાળવયના મિત્રો રાજમહેલ તરફ આવી પહોંચ્યા.

## પ્રકરણ ૩ જું.

ઘણી ખુશીને પ્રસંગે રાજા રણજીતસિંહ પોતાની પ્રાણ પ્રિયા સાથે વાક્ વિનોદ કરતા બેઠા હતા. બન્ને જણ ખુશબખ્તીમાં પ્રસ્તાવિક વાતો કરતાં હતાં, એટલામાં ચતુરસિંહ અને મંછારામ તેમની સન્મુખ આવી દંડવત પ્રણામ કરી અદબ સહિત બેઠા. રાણી લીલાવતીએ બન્ને છોકરા તરફ નજર કરી હસ્તે મુખડે પાસે બોલાવી ઉમળકા સહિત પોતાની પલાંઠીપર બેસાડ્યા. હેતથી બન્નેને ચુંબન કર્યું અને બોલ્યાં–મારા પ્યારા પુત્રો ! તમે બન્ને અત્યાર સુધી ક્યાં ગયા હતા? તમારા વિના મને જરાએ ગમતું નહોતું. હમણાંજ તમને બોલાવવા માટે સિપાઈને મોકલતી હતી, એટલામાં તમે આંહી આવી પહોંચ્યા. આવાં હર્ષનાં વચનો સાંભળી બન્ને મિત્રોનાં દિલ પ્રફુલિત થયાં. મંછારામ વધારે ખુશી થવા લાગ્યો કે વાહ વાહ ! રાજ માતાની મારાપર કેટલી મમતાછે? ચતુરસિંહ પર પ્રીતિ કરે તેમાં કાંઈ વધારે કહેવાય નહીં, કેમકે તે તો એનો પાટવી કુમારછે. પોતાનાં છોકરાં તો સર્વને પ્યારાં લાગેજ પણ હું તેના પ્રધાનનો પુત્ર અને ચતુરસિંહનો મિત્ર, તેના પર આટલું બધું વહાલ લાવી પોતાના ચતુરસિંહ સમાન ગણેછે. મને ઢીંચણપર બેસાડી કેવાં વહાલનાં વચનો કહેછે? ધન્ય ધન્ય રાજમાતા, તમારા પ્યારને ધન્યછે! તમારા વિવેકથી બલિહારીછે! એ પ્રમાણે મંછારામ પોતાના મનમાં

વિચાર કરવા લાગ્યો. થોડીવાર પછી રાજા રણજીતસિંહ બોલ્યા. પ્રિયપુત્રો, તમે કેમ કશો જવાબ આપતા નથી? તમારા મનમાં જે વિચાર હોય તે કહો. ચુપ થઈ બેસી રહેવાથી તમારૂં કામ સિદ્ધ થશે નહીં. એક કવિએ કહ્યું છે. " બોલે તેનાં બોર વેચાય. " માટે તમારે જે કહેવું હોય તે ખુશીથી મને કહો.

ચતુરસિંહ બોલ્યો—પિતાજી ! આજે હું અને મંછારામ ફરવા ગયા હતા, ત્યાંથી પાછા આવતા અમે એક નિશાળ જોઇ. ત્યાં અમારા જેવડા ઘણા છોકરાઓ હોંસથી ભણતા હતા. કોઇ લખતા હતા, કોઇ વાંચતા હતા અને કોઇ સુંદર રાગથી કવિતા બોલતા હતા; કોઈના હાથમાં શોભિતી ચોપડીઓ હતી, તો કોઈ નકશો જોતા હતા, તેથી અમારો પણ વિચાર થઈ ગયો કે આપણે પણ આંહીં આવી સૌની સાથે અભ્યાસ કરીએ તો સારૂં. હવે આપજો મેહેરબાની કરીને અમને નિશાળે બેસાડો તો અમે પણ મેહેનત કરીને ખૂબ ભણીએ. આવાં વચનો સાંભળી રાજા રણજીતસિંહ મનમાં વિચાર કરવા લાગ્યો કે હાલના સમયમાં હું ઘણોજ ભાગ્યશાળીછું, કેમકે મારે ત્યાં આવા પુત્રનો જન્મ થયો. મારે એકજ પુત્રછે, પણ કહ્યુંછે કે..

**वरमेकोर्गुणीपुत्रो, निर्गुणैश्वशतैरपि;**

**एकश्चंद्रस्तमोहंति, नचतारागणैरपि.**

અર્થ—સેંકડો દુર્ગુણી પુત્રો કરતાં એક ગુણવાન્ પુત્ર

સારો. જેમકે ચંદ્રમા એકલો અંધારાનો નાશ કરે છે, પણ તારાના ટોળાથી તેમ થતું નથી.

ચતુરસિંહની હજી ઘણી નાની ઉમર છે, હજી તેની બાળ બુદ્ધિ કહેવાય, એવા કુમળી વયના કુમારના મુખમાં-થી આવાં પ્રિયકર વચનો પુષ્પની પેઠે પડતાં જાય તે કોને વહાલાં ન લાગે ? હું ખરે ખરો ભાગ્યશાળીછું. આ કુ-મારને વિદ્યાભ્યાસ કરાવવાથી તે ઘણોજ બુદ્ધિવંત થશે એવું તેના આચરણ ઉપરથી જણાયછે. તેને વિદ્યાભ્યાસ કરાવવો એ મારો ધર્મછે, એમ જાણીને તે બોલ્યો-ભાઇઓ, વિદ્યા-ભ્યાસ તરફ તમારૂં લક્ષ જોઇ હું ઘણોજ ખુશી થયોછું. તમે આવી નાની વયમાં શુભ વિચાર ધાર્યો તેથી હું ઘણો પ્રસન્ન થયોછું. વિદ્યા વિષે કેટલાએક કવિઓ શ્લોક લ-ખી ગયાછે, તેના હું તમને અર્થ સમજાવું છું.

**कामधेनुसमाविद्या, अकालेफलदायिनी;**
**प्रवासेमातृसदृशी, विद्यागुप्तधनंस्मृतं.**

અર્થ—તક હોતી નથી તો પણ વિદ્યા કામધેનુની પેઠે ફળ આપે છે. તે મુસાફરીમાં માના જેવી અને ગુપ્તધનછે.

**नचोरचौर्यैर्नृपतेरसाध्यं, नभ्रातृभागंनकरोतिभारम्;**
**व्ययकृतेवर्धतएवनित्यं, विद्याधनंसर्वधनप्रधानम्.**

અર્થ-વિદ્યાને ચોર ચોરે નહી, રાજા લેઈ શકે નહીં, ભાઇઓ ભાગ માગે નહીં, ભાર કરે નહીં, નિત્ય વાવરતાં

વધે, માટે વિદ્યા રૂપી ધન સૌ કરતાં શ્રેષ્ટ છે. એવી સર્વ સદ્ગુણ શિરોમણી જે વિદ્યા તેને સંપાદન કરવાનો તમારો મનસુબો જાણી હું ઘણોજ ખુશી થયો છું. વળી તમે બન્ને સરખા મિત્રો વચ્ચે પ્રીતિ ભાવ હોવાથી સમાન ગુણ મેળવી શકશો.

**समानेशोभतेप्रीती, राज्ञिशेवाचशोभते;**
**वाणिज्यंव्यवहारेषु, स्त्रीदिव्याशोभतेग्रहे.**

અર્થ—સરખે સરખામાં પ્રીતિ કરી હોય તો શોભે, રાજાની (મોટા માણસની) સેવા કરવી તેમાં શોભા છે,(તેમની બરોબરી કરવી નહીં.) વાણીઓ વ્યહવાર વાળો હોય તો શોભે, અને ખુબસુરત સ્ત્રી પોતાને ઘેરજ શોભે. સરખા મિત્રમાં પણ સમાન ગુણ હોવા જોઈએ. કહ્યું છેકે—

**दुराचारीदरद्रष्टी, दुरावासीचदुर्जन,**
**यन्मैत्रीक्रियतेपुंसा, नरःशिघ्रंविनश्यति.**

અર્થ—ખોટાં આચરણ વાળાની, નીચી નજરવાળાની, કુઠામવાળાની, અને દુર્જનની દોસ્તી જે માણસ કરે તે જલદીથી નાશ પામે. વળી—

**परोक्षेकार्यहंन्तारं, प्रत्यक्षेप्रियवादिनं;**
**वर्जयेत्तादृशंमित्र, विषकुंभंपयोमुखं.**

અર્થ—જે મિત્ર પાછળથી કાર્યનો નાશ કરે છે, અને મોઢે મીઠું મીઠું બોલે છે, તેવા મિત્રનો ત્યાગ કરવો. કા-

રણુ કે માંહે બધો ઝેરથી અને ઉપર થોડાક અમૃતથી ભ-રેલા ઘડા. જેવો તે છે. ત્યારે મિત્ર કોણ?

**तेपुत्रायेंपितुर्भक्ता, सपीतायस्तुपोषकः**

**तन्मित्रंयत्रविश्वास, साभार्यायत्रनिर्वृतिः**

અર્થ-બાપની ચાકરી કરે તે પુત્ર, પાળી પોષીને ઉછે-રે તે બાપ, જેનો મનમાં વિશ્વાસ તે મિત્ર, અને દુઃખ મટાડીને સુખ આપે તેનું નામ સ્ત્રી.

મંછારામ જેવા સદ્ગુણી મિત્ર સાથે રહેવાથી બુ-દ્ધિની વૃદ્ધિ થયાવિના કદી રહે નહીં. વળી વિદ્યાભ્યાસ ક-રવો એ ક્ષત્રીનો મુખ્ય ધર્મ છે.

**प्रजानांरक्षणंदान, मिज्याध्ययनमेवच;**

**विषयेष्वप्रसक्तिश्च, क्षत्रीयस्यसमानतः**

અર્થ-પ્રજાનું રક્ષણ કરવું, દાન આપવું, યજ્ઞ કરવો, ભણવું, અને સંસારના ભોગ વિલાસમાં આસક્ત ન થવું, એ પાંચ ક્ષત્રીઓના ધર્મ છે.

વિદ્યાભ્યાસ કરવો એ ઉપર લખેલા ધર્મમાંનો એક ક્ષત્રીનો ધર્મ છે. એવું સમજી હું હર્ષથી કહું છું કે આ-વતી કાલે સવારના પહોરમાં નિશાળમાં જઇ તમારો ધા-રેલો અભ્યાસ શરૂ કરજો. એમ કહી ભણવાનાં કામમાં જોઇતો સઘળો સામાન તરત મંગાવીને ચતુરસિંહ તથા મંછારામને સ્વાધિન કર્યો.

## પ્રકરણ ચોથું.

બીજે દિવસે સવારમાં રાજ મેહેલ આગળ ભારે ગરબડ થઈ રહી હતી. ઘોડાવાળાઓ (રાવતો) પોતાના ઘોડાને તૈયાર કરવામાં તથા શણગારવામાં, મહાવતો હાથીને તે પ્રમાણે સજ કરવામાં, તેમજ રથ વગરે બીજા વાહનો તૈયાર કરવામાં રાજાના સઘળા નોકરો કામે વળગી ગયા હતા. લંઘાઓ પોતાની શરણાઇ અને નોબત દુરસ્ત કરવામાં રોકાએલા હતા. અને તે દહાડે સારાં લૂગડાં સીવવાનેમાટે ઘણા લોકો દરજીને ત્યાં દોડાદોડ કરતા હતા. શેહેરના દરજી, ધોબી, તથા મોચી તે દહાડાની આગલી રાતે જરા પણ સૂતા નહોતા, અને કેટલાએક અધિરા ગ્રાહકો પણ તેની સાથે જાગરણ કરવા લાગ્યા હતા! સવારના પહોરમાં ગામનાં માણસોની આવજા ઘણી ઝડપથી થતી હતી. કેટલીએક ઘોડા ગાડીઓ દોડાદોડ કરતી હતી. કેટલાએક રાજાના સ્વાર, ગામના માણસો અને નિશાળે જનાર નિશાળીઆઓની ઘણી ઝડપથી દોડાદોડ થતી હતી. રસ્તા વાળી ઝાડીને સાફ આરશી જેવા કર્યા હતા. નિશાળે જવાના રસ્તાપર શેહેરની કેટલીએક કન્યાઓ નાના પ્રકારના રંગ લેઈ લાકડાંનાં બીબાંવતી રમણિક સાથીઆ પૂરતી હતી. અને કોનો સાથીઓ સારો પૂરાય છે, એ બાબત માંહોમાંહે વાદવિવાદ કરતી હતી. આખા નગરમાં ઊત્સવ થઈ રહ્યો હતો. રાજાની રાણીઓ, તેની દાસીઓ, નગરના શેઠ શાહુકારાદિ

આબરૂદાર માણસોની સ્ત્રીઓ સારાં આભુષણ સજી લીલાવતીને ઓરડે જતી હતી. વસંત રૂતુમાં આંબાનાં વનમાં જેમ કોકીલા ટહુકારા કરે છે, તેમ સઘળી સ્ત્રીઓ એક સ્વરે સુંદર ગીત ગાતી હતી, તેથી હર્ષની નિશાની જણાઈ આવતી હતી. ચતુરસિંહ અને મંછારામ સુશોભિત વસ્ત્ર અને કિમતી આભુષણો પહેરીને તૈયાર થયા હતા. દરવાજા આગળના મોટા ચોકમાં સ્વારીને શોભા આપનાર વાંકડી મૂછોવાળા યુવાવસ્થાના મકરાણી સ્વારો હાજર થયા હતા. તેની એક બાજુએ સઘળો કાળો પોશાક પહેરી મોટી પલટન ઉભેલી હતી. એક તરફ ઈંગ્રેજી વાજાં વાગતાં હતાં. તે સાંભળવવાને હોંસીલા માણસો ત્યાં આવી ઉભા રહ્યા હતા. એક તરફ બંદુકોનો એક સાથે બહાર થતો હતો, તેથી કેટલાક કાચા હૃદયના માણસો હબકી જતા હતા. એક તરફ ઘોડેસ્વારોની કવાયત થતી હતી. એક તરફ પઠાણ સ્વારોના કેટલાક જોરાવર અને તોફાની ઘોડા છલંગો મારી પોતાના પગના પ્રહાર વડે પૃથ્વી ખોદી નાખતા હતા. ઠેકાણે ઠેકાણે જુદી જુદી તરેહનો આનંદમય દેખાવ શેહેરના લોકો ટોળે મળીને નિરખતા હતા. થોડીવાર પછી નોબત ગડગડવા લાગી, શરણાઈના સુસવાટ થયા, ઈંગ્રેજી વાજાંના વિચિત્ર સ્વર નીકળવા લાગ્યા, તેથી જોવા આવનાર માણસોનું ચિત્ત રાજ મેહેલ તરફ ખેંચાયું. અને સઘળા એક બાજુ ઉભા રહી ઘણી આતુરતાથી જોવા લાગ્યા; એટલામાં બે મજબૂત ઘોડા, જેના પર જરીના પલાણ સજેલા હતા, તે ઉપર ચતુર-

સિંહ અને મંછારામ ભભકાદાર વસ્ત્રાલંકાર પહેરી પોતાના હાથમાં શ્રીફળ લેઇ સ્વાર થઈ ચાલ્યા આવતા હતા. તેની પાછળ રાજાના કેટલાએક હજુરીઓ વગેરે ઘોડે સ્વારો ચાલ્યા આવતા હતા; તેમના ખભાપર ઊમદા બંદુકો લટકાવેલી હતી. હાથમાં ઝાલેલા ભાલાના ફળ ઝગઝગાટ કરતા હતા. શિરોહીની જાતવંત તલવાર વિજળીના સબાકા જેવી ચળકાટ કરતી હતી. તેની પાછળ પોલીસના સિપાઈઓની પલટણ બિઆગણો પોશાક પહેરી ચાલી આવતી હતી. સવ્વળી પલટણના માણસોના પગ બરાબર એક સાથે જમીનપર મૂકાતા હતા. તેથી પગમાં પેહેરેલા બૂટનાં ધબાકા થતા હતા. છેવટના ભાગમાં અભ્યાસી છોકરાઓ મોઠે સ્વરે "સરસ્વતી, સરસ્વતી, તું મોરી માય," એવાં વાક્યો ઉત્સાહભેર મોઢેથી બોલતા હતા. એ પ્રમાણે મોટી ધામધુમથી શોભાવંત સ્વારી હરિલાલ મેહેતાજીની નિશાળે આવી પહોંચી; ત્યાં ચતુરસિંહ અને મંછારામે ઘોડાપરથી નીચે ઉતરી નિશાળમાં પ્રવેશ કર્યો, તેની સાથે કેટલાક હજુરીઓ પણ ગયા. ખુરશી ઉપર બેઠેલા હરિલાલ મેહેતાજીને બન્ને વિદ્યાર્થીઓએ સાષ્ટાંગ દંડવત પ્રણામ કર્યા, તેમને મેહેતાજીએ આશિરવાદ આપી આસન ઉપર બેસાડયા. સાથે આવેલાં હજુરીઓનો પણ યોગ્ય સત્કાર કર્યો. હજુરીઓએ રાજાજીના હુકમ પ્રમાણે મેહેતાજીને પાઘડી અને છોકરાઓને ( નિશાળીઆઓને ) સ્લેટ, પેન તથા મીઠાઇ આપી, ચતુરસિંહ અને મંછારામને યોગ્ય અભ્યાસ કરાવવા ભલામણ કરી, ત્યાં-

થી રજા લેઇ તેઓ પાછા રાજ મેહેલ તરફ ગયા, અને રાજા આગળ સર્વ વૃતાંત કહ્યો.

ચતુરસિંહ અને મંછારામ નિશાળે આવ્યા તેથી હરિલાલ મેહેતાજી ઘણા ખુશી થયા. અને બન્ને જણને અભ્યાસ એકડે એકથી શરૂ કરાવ્યો. પોતાની શીખામણથી આવેલા છોકરાઓપર તેને અધિક પ્રીતિ ઉત્પન્ન થઈ તેથી તેઓને કંટાળો ન આવે અને સેહેલાઈથી અક્ષરો ઓળખી શકે, એવી આકૃતિની પેટીમાંથી તેમને આંકડા શોધાવવા માંડયા, તે બન્ને જણને અનુકુળ આવ્યું. તેથી સાંજના પાંચ વાગતે રજા મળતાં પહેલાં દસના આંકડા સુધી તેઓ સહેલથી ઓળખવા લાગ્યા, સાંજરે રજા મળી એટલે બન્ને મિત્રો પોતપોતાના મકાન તરફ ગયા.

રાત્રે વાળુ કરીને રાજા રણજીતસિંહ પોતાના ઓરડામાં બેઠેલા હતા, તે વખતે ચતુરસિંહ અને મંછારામ ત્યાં આવી બેઠા. તેમને રાજાએ નિશાળની સઘળી ખબર પૂછતાં તે બન્નેને એક દિવસમાં દસ આંકડા સુધી ઓળખતા આવડયું, તે જાણીને તેને ઘણો આનંદ થયો.

થોડીવાર થઈ એટલામાં ગપ્પીખાં જમાદાર અને પદમો ગઢવી પણ આવી બેઠા. પદમો ગઢવી ન્નાતે ચારણ હતો. વારતા કહેવામાં ચારણ લોકો ઘણા કુશળ હોય છે. તેથી રાજાઓ તેને માન આપી પોતાની પાસે રાખે છે. અને રાતે થોડો વખત ખુશીમાં ગુજારવા માટે તેને પોતાની પાસે બેહલીવી વારતા કહેવરાવે છે. એ પ્રમાણે પદમો ગઢવી

વારતા કહેવા આવેલો હતો. ચતુરસિંહ અને મંછારામ પ-ણ હમેશાં વારતાઓ સાંભળવા આવતા હતા. પદમો ગ-ઢવી ટીખળી હતો તેથી વારંવાર ટીખળ કરી રાજાને હસા-વતો હતો.

ગપ્પીખાં પરગામનો રહેવાશી આબરૂદાર સિપાઇ હતો. તે રણજીતસિંહ પાસે પરોણા તરીકે આવેલો, તેથી રાજા-એ તેને કસુંબો પાયો, હુંગો કરાવ્યો, અને બીજી પણ બરદાશ સારી થવાથી ગપ્પીખાંને અમલ બરાબર ચડ્યું. તે વખત પદમો ગઢવી બોલ્યો—જમાદાર સાહેબ, આપ કોઈ આબરૂદાર માણસ જણાઓ છો. આપ હાલમાં શો ધંધો કરો છો? અને કોના કુળમાં આપનો જન્મ છે? તે મેહેરબાની કરી કહો. ગપ્પીખાં બોલ્યો—"હું દિલ્લી શેહેર-નો જમાદાર છું, અને પઠાણનો દીકરો છું. અમારા બા-પદાદાઓ અસલથી જબરા ગણાય છે. મારાથી અગાઉ પાં-ચમી પેઢીએ અમારો ડોસો ઘણા જબરા હતા. તેનાથી શ-શત્રુઓ થરથર ધ્રૂજતા હતા. દિલ્લી શેહેરમાં કોઇ ચોર રહી શકતો નહોતો. અમારા ડોસાનું નામ સાંભળી ચોરના પે-ટમાં ગુંચળાં વળ્યા વગર રહેતા નહીં. એ ડોસાએ એ-ક તબેલો બંધાવ્યો હતો, તે જમીનથી આસમાન સુધી ઉંચો અને આખી પૃથ્વીપર તે એકજ તબેલો આવી ર-હેલો હતો. એવો તબેલો હવે કોઈ જગ્યાએ જોવામાં આ-વતો નથી અને અમારા ડોસા જેવો જોરાવર મરદ પણ કોઇ જોવામાં આવતો નથી.

આવી ગપ સાંભળી રાજા રણજીતસિંહ, ચતુરસિંહ, મંછારામ તથા આસપાસના બીજા માણસો પોતાના મનમાં હસવા લાગ્યા, પણ જમાદાર સાહેબને કોઈ પાછા હઠાવવાની હામ ભીડે તેમ નહોતું. કેમકે રાજા સાહેબના પરોણાને કોઇ કહી શકે નહીં. તોપણ પેલો પદમો ગઢવી બોલ્યા વિના રહ્યો નહીં. ચારણ લોક, કોઈના દબાવ્યા દબાતા નથી. તે તો સાચે સાચું કહેવાને આતુર હોય છે. પદમો ગઢવી બોલ્યો— જમાદાર સાહેબ, આપે વાત કહી તે ખરી છે. આપનો ડોસો એવા જબરા હશે ખરા. અસલના માણસો એવા જબરાજ હતા. મારો ડોસો પણ એવાજ જબરા હતા. તેને રાજા તરફથી ઘણું માન મળતું હતું. હજાર રૂપિઆની ઘોડીપર સ્વારી કરતા હતા. તેની પાસે જમીનથી આસમાન સુધી લાંબો ભાલો હતો, તે લઇ હમેશાં ઘોડીપર સ્વાર થઈ ફરવા નીકળતા હતા. તે વખતે શત્રુઓના પગ થરથર ધ્રૂજતા હતા. આ વાત સાંભળી ગપ્પાખાં બોલ્યો—એવો જબરો ભાલો આજ દિન સુધી મેં કોઇ જગ્યાએ સાંભળ્યો નથી; તેમ છતાં તમે કહો છો, પણ તેવો જબરો ભાલો તમારો ડોસો ક્યાં મૂકતા હતા? પદમો ગઢવી કહે કે તમારા ડોસાના તબેલામાં મૂકતા હતા?

આવો હાજર જવાબ સાંભળી ગપ્પીખાં ચૂપ રહ્યો અને બેઠેલા માણસો હસવા લાગ્યા. ચતુરસિંહે મંછારામને કહ્યું કે આપણા ગઢવીએ ગપ સામી ગપ ઠીક મારી દીધી! મંછારામે કહ્યું—આજ કાલના મિંયાઓ પાયાવગ-

સ્ની ગપ મારવામાંજ બહાદુર હોય છે. થોડીવાર પછી રાજાએ પદમા ગઢવીને વારતા કહેવા ફરમાવ્યું. તેથી પદમાગઢવીએ વારતા શરૂ કરી.

એક નાના ગામડામાં કોઇ ગપ્પી નામનો પુરૂષ રહેતો હતો. તે વારંવાર ગપ મારતો હતો. તેની પેહેલી સ્ત્રી ગુજરી જવાથી તેણે બીજી સ્ત્રી કીધી હતી. આખા ગામના લોકો નવી વહુને ગપ્પીની વહુ કહી મશ્કરી કરતા હતા. તેથી બિચારી નવી વહુ ગપ્પીની ગપ મારવાની કુટેવ છોડાવવાને ઘણા પ્રયત્ન કરતી હતી. પણ "પ્રથમથી જે ઢાળા ઢળ્યા તે ઢળ્યા." એ કહેવત તેણે સાચ્ચી કરી આપી હતી. એક દિવસ આ ગપ્પી પોતાના ખેતરની સાંઠીઓ સુડવા જવા તૈયાર થયો ત્યારે નવી વહુ બોલી—તમારી ગપ મારવાની ટેવ છે એથી આખા ગામના માણુસો મને ગપ્પીની વહુ કહીને બોલાવે છે. માટે હવે તમારી ગપ મારવાની ટેવ છોડી દો. ગપ્પી બોલ્યો—મને આજ ચુરમાના લાડુ કરી આપ, તે લઈને હું ખેતરમાં જઈશ અને ગપને એવી નશાડીશ કે ફરીથી તે મારી પાસે આવી શકશે નહીં. આ વાત સાંભળી નવી વહુ ખુશી થઇ, અને લાડુ બનાવી આપ્યા. તે લેઇ ગપ્પા પોતાને ખેતર ગયો. ગપ્પીની વહુ મલપતી મલપતી બજારમાં નીકળી. તે વખતે ગામના માણુસો ગપ્પીની વહુ, ગપ્પીની વહુ કહી મશ્કરી કરવા લાગ્યા. ત્યારે તે બોલી—આજતો તે ગપને મૂકવા ગયા છે. તેથી ગપને નસાડી મૂકી સાંજે પાછા આવશે. માટે હવેથી કોઇ મને ગપ્પીની

વહુ કહેશો નહીં. સાંજ થતાં ગપ્પી પોતાને ઘેર આવ્યો ત્યારે નવી વહુ બોલી—અરે તમે ગપને મૂકી આવ્યા કે નહીં? ગપ્પી કહે-અરે! ગપને છોડી મૂકતાં મને પાર વગરનું વિત્યું છે. તેને છોડી મૂકતાં મારા જીવનું જોખમ થઇ જાત. પણ પરમેશ્વરની કૃપાથી ઉગર્યો છું. મને જીવવાની આશા નહોતી. નવી વહુ બોલી, શું કોઇ ચોર મળ્યા હતા? અથવા નદીમાં પૂર આવ્યું હતું? શું થયું હતું? ગપ્પી બોલ્યો-હું જે વખત ગપને મૂકવા ગયો તે વખત કશી અડચણ નડી નહીં, પણ ગપને મૂકી પાછો વળ્યો તે વખત ધરોના ઝાડ નીચેથી ચાર સિંહ નીકળ્યા, એટલે હું બીકને લીધે મુઠીઓ વાળીને નાઠો. ચાર સિંહ મારી પછવાડે દોડયા અને હું તેઓની આગળ દોડતો હતો એટલામાં ઈશ્વર કૃપાથી એક ચણાનું ઝાડ મારા જોવામાં આવ્યું, તે પર હું ચડી ગયો, તેથી સિંહ બિચારા આથડીને પાછા વળ્યા, અને હું જીવતો રહ્યો. કદાપિ ચણાનું ઝાડ મેં દીઠું નહોત તો જરૂર મારૂં મોત હતું,

આ વાત સાંભળી નવી વહુ બોલી—અરે તમે શું બોલો છો ? ધરો નીચે ચાર સિંહ શી રીતે રહી શકે ? વળી ચણાનું ઝાડ કેટલુંક મોટું હોય છે કે જેથી તમે તેની ઉપર ચડો અને સિંહના પંજામાંથી બચો ? નહીં, નહીં, તમે ગપને મૂકી આવ્યા નથી, પણ ઉલટી વધારે ગપને તેડી આવ્યા છો.

આ વાત સાંભળી પેલા ગપ્પી જમાદારને ક્રોધ ચડયો,

કેમકે પોતે ગપ્પી હતો, તેથી તેની વાત કરી હોય એવો વેહેમ આવ્યો હતો. પણ રાજાના ગઢવીને કાંઇ કહી શકાય નહીં. તેથી નીચે માથું નમાવી તે ભોંય ખોતરવા લાગ્યો. થોડી વાર પછી સર્વે ઉઠયા, અને ચતુરસિંહ તથા મંછારામ પણ પોતાના ખાનગી દીવાનખાનામાં જઇ થોડી વાર ભણવા વિષે વિચાર કર્યા પછી સૂઇ ગયા.

બીજે દિવસે સવારે ઉઠી તેઓ નિશાળે ગયા; અને એ પ્રમાણે નિરંતર ત્યાં વખતસર હાજર થઇ ઘણીજ ઉલટભેર અભ્યાસ કરવા લાગ્યા. તેઓની બુદ્ધિ એવી તો તિવ્ર હતી કે તેમને માત્ર એકજ વાર શીખવવું પડતું, કેટલીએક વાત તો તેઓ પોતાની મેળે સમજી જતા. આવા હોંશીલા અને તિક્ષ્ણ બુદ્ધિના વિદ્યાર્થીને શીખવવામાં તેઓના મેહેતાજીને પણ ઘણો આનંદ ઉપજતો હતો. ઉત્સાહ, આગ્રહ અને તિવ્ર બુદ્ધિથી તેઓએ થોડાજ વખતમાં ઘણું જ્ઞાન મેળવ્યું. પોતાને ઉપયોગી બાબતોમાં તેઓએ વખાણવા લાયક કુશળતા મેળવી, એ જોઇને તેમનાં માત પિતાને પણ અતિશે આનંદ ઉપજતો હતો.

ચતુરસિંહ અને મંછારામ સાથે રહેતા, સાથે અભ્યાસ કરતા તેમજ તેઓને સરખો અનુભવ હતો તેથી તેમની વચ્ચેની પ્રીતિની ગાંઠ દિનપર દિન વધારે ને વધારે સુદૃઢ થતી ગઇ, તેઓ એક પણ દિવસ જુદા રહેતા નહીં. સૂવા બેસવાનું પણ સાથેજ રાખ્યું હતું. માત્ર જાતી ભેદને લીધે જમવા વખત જુદા પડતા હતા, અને જમ્યાં પછી

તુરત બન્ને મિત્રો પુસ્તકો લેઇ પોતાના ખાનગી દિવાનખા-નામાં જઇ અભ્યાસ કરતા હતા. પુસ્તક રહિત તેઓ ઘડીએ રહી શકતાં નહોતા. પુસ્તક વાંચતાં જે જે વાત તેઓથી ન સમજાય તેની નોંધ કરી લેઈ રાજાજી અથવા ગુરૂજી પાસે જઈ પોતાના શકનું નિવારણ કરતા હતા. ટુંકામાં એજ કે વિદ્યાભ્યાસ તરફ તેઓનું ખરેખરૂં લક્ષ લાગેલું હતું.

વિદ્યાભ્યાસ કરવો તે પોતાની ઉલટ વિના થઈ શકતો નથી. માબાપને ભણાવવાની મરજી હોય તો તે નાણાંનો ખર્ચ કરે, મેહેતાજીને ભણાવવાની મરજી હોય તો તે પાઠની સારી સમજૂતી આપે પણ અભ્યાસીને ભણવાની ઉલટ ન હોય તો તેને જોર જુલમથી ભણાવવા કોઇ સમર્થ નથી. પોતાની ઉલટ વિના પારકાનો શ્રમ વ્યર્થ સમજવો. અભ્યાસી છોકરાં, મા બાપ, અને મેહેતાજીને પ્રિય લાગે એ સ્વભાવિક છે. કોઈ કુટુંબનાં છોકરાં કહેશે કે મારાં માબાપને મારો ભાઈ વધારે પ્રિય છે, તો તે છોકરાં કરતાં તેનો ભાઇ વધારે હોશિઆર હશે એમ ખચીત જાણવું. મા બાપને સઘળાં છોકરાં સરખાંજ પ્યારાં છે, પણ છોકરાંની કૃતિ ઉપર તેની વધતી ઓછી પ્રીતિનો આધાર છે. માટે દરેક છોકરાંએ નાનપણથી વિદ્યાભ્યાસ કરી તથા સુમાર્ગે ચાલી મા બાપ અને મેહેતાજીની પ્રીતિ મેળવવી એ પોતાની હોંશિઆરીની નિશાની છે.

એક દિવસે બન્ને મિત્રો નિશાળે ગયા તે વખતે હરિલાલ મેહેતાજી ખુરશી ઉપર બેઠેલા હતા, તેને નમસ્કાર કરી બન્ને મિત્રો નીચે પાથરેલી જાજમપર બેઠા. તે દિવસે દેશાટન વિષે પાઠ ચાલવાનો હતો. મેહેતાજીએ પાઠ વાંચીને તેની મતલબ નિશાળીઆઓને કહી સંભળાવી. અને વળી એ વિષે વિવેચન કરતાં તેમણે કહ્યું કે-દરેક માણસે દેશાટન તો અવશ્ય કરવુંજ જોઈએ. ગમે તેટલું ચોપડીઓથી જ્ઞાન મેળવે પણ દેશાટન વિના તે જ્ઞાન અધૂરૂંજ કહેવાય છે. દેશાટન કર્યા વિના ખરી હોંશિઆરી મળવી એ મહા મુસ્કેલ છે.

મનહર છંદ.

કરો દેશાટન નકી, ગૂણ ઘણો તેના થકી,
અક્કલ આવે અધીકી, વિદ્યા વળી આવે છે;
બુદ્ધિનો ફેલાવ થાય, કૂરમતી દૂર થાય,
આપ મતી ના મુંઝાય, સુપંથે ચડાવે છે;
હામ હૈયા માંહિ ધરે, વિદેશે ના દીલ ડરે,
કામ તે તો રૂડાં કરે, સહૂ રીતે ફાવે છે,
રસોઇ તણી સુરીત, શીખે મન ધરી ઠીક,
અને બહૂ અઘટિત ગૂણ પલટાવે છે. ૧
હુન્નર અધિક લહે, બુરૂં નહીં કોઈ કહે,
ચિત માંહે સહુ ચહે, દુર્ગુણ છોડાવે છે;
નવાં નવાં ફૂલ ફળ, પુરષો ધર્મિષ્ટ ખળ;

નદી કૂંડ ભર્યા જળ, દેખવામાં આવે છે;
દેશોદેશ રીત ભાત, રાજ રીત ઓળખાત,
ગળે બહૂ મુલાકાત, કુકર્મ મુકાવે છે;
રિદ્ધિ સિદ્ધિ નવ નિદ્ધિ,બત્રીશ કળાઓ સીધી,
જાણો વળી અષ્ટ વિધિ, ગૂણ બહૂ લાવે છે. ૨

દેશાટન સંબંધી થતા લાભ વિષે મેહેતાજીના ઉપદેશ થી બન્ને મિત્રોને પર્યટન કરવા અભિરૂચી થઇ, અને દેશાટન કરવાથી ઘણો ફાયદો છે એમ ધારી તેઓ તેમ કરવા તત્પર થયા. પોતપોતાનાં ઘર તરફ જઈ માત પિતાની રજા લઈ ભાગોળના વડ નીચે મળવા ઠરાવ કર્યો. ચતુરસિંહ પોતાના દરબારમાં ગયો ત્યાં રણજીતસિંહ તેની રાહ જોઇ બેઠેલા હતા, તે તેને આવતો જોઇ બોલ્યા—પ્રિય પુત્ર, તું અત્યાર સુધી ક્યાં ગયો હતો ? જમવાનો વખત વીતી ગયો તોપણ તું આવ્યો નહોતો તેનું કારણ શું ? ચાલ, જલદી કર. રસોઈ ઠરી જાય છે. ચતુરસિંહે કહ્યું-જરા કામનો પ્રસંગ હતો, તેથી રોકાયો હતો. હમણાં ભૂખ લાગી છે તેથી જમ્યા પછી સઘળી વાત કહીશ. પછી બન્ને જણ જમવા બેઠા. જમી રહ્યા પછી અજીતસિંહ બોલ્યા—ભાઇ તારે શી વાત કરવાની છે ? જે હોય તે જલદી કહે. સારે પ્રસંગે તારે નાણું જોઇતું હશે તો હું કશી આનાકાની કરનાર નથી. ગાડી, ઘોડા, સૈન્ય વગેરેની તારે મદદ જોઈતી હશે તો તે હું તને આપીશ. તારે કોઇ તરેહની ચિંતા રાખવી નહીં. તું મારી આંખોને ઠારનાર એક અમૂલ્ય રત્ન છે. તારાથી મારે

કશું વધારે નથી, માટે જલદી બોલ અને જે જોઇતું હોય તે માગી લે. જેમ તે પ્રકારે જ્ઞાનમાં વધારો કરવો. નાણું ખરચતાં જ્ઞાન વધતું હોય તો નાણાની દરકાર કરવી નહીં. એવું સાંભળી ચતુરસિંહ મનમાં વિચાર કરવા લાગ્યો કે, હમણા દેશાટન કરવા જવાની વાત કરીશ તો રજા મળવાની નથી. કેમકે હું તેમને એકજ પુત્રછું. મને એમણે કદી પોતાની આંખથી વેગળો કાઢેલો નથી. તેમની સઘળી આશા મારા ઉપર છે. અને તેમના પછી આ રાજ ગાદીનો માલિક પણ હુંજ થનાર છું. તેથી પ્રથમ વચન લઇ પછી દેશાટન વિષેની વાત ખુલ્લી કરૂં તો ઠીક, એમ ધારી તે બોલ્યો–પિતાજી, મેં એક કામ કરવાનું ધારેલું છે, તે બાબત આપ આનાકાની નહીં કરો એવું વચન આપો તો હું આપને કહું. એવું સાંભળી રણજીતસિંહ બોલ્યા–ભાઇ એમાં વચનની શી દરકાર છે? તેં આજ દિન સુધીમાં કોઇ વખત મારી પાસે વચન માગેલું નથી તારો વિચાર ઘણું કરીને વિદ્યાભ્યાસ વધારવા તરફજ છે, પણ આજની વાત ઉપરથી અનુમાન થાય છે કે તારે લગ્ન કરવાનો વિચાર છે. કદાપિ એમ હોય તો તેં જે કન્યાને પસંદ કરી હોય તેનું નામ મને કહે એટલે તેની સાથે તારાં લગ્ન કરવાની તજવીજ કરૂં. ચતુરસિંહ બોલ્યો–વચન લીધા સિવાય મારા અંતઃકરણની વાત આપની પાસે હું બીલકુલ કહેનાર નથી. મારા દિલમાં જે વિચાર પેઠેલો છે તેનાથી આપને કાંઈ હરકત થનાર નથી. આપની આબરૂને ધોકો પહોંચનાર નથી

પણ ઉલટો એ કામ કરવાથી આબરૂમાં વધારો થશે. માટે મારા વિચારને મળતા થઇ મારા વચન ઉપર વિચાર કરી ધારેલી ધારણા પાર પાડવા સાનુકુળ થાઓ.

અંતઃકરણમાં લોભ લગાડનાર વાકયો સાંભળી રણજીતસિંહે ઘણી હોંસથી વચન આપ્યું, અને બોલ્યા કે "પ્રિય પુત્ર, તારો કદી પણ કુવિચાર થયેલો નથી. તેથી તારો ભરોસો રાખી કહું છું કે જે કામ કરવાનો તારો વિચાર હોય તે બીન હરકતે પાર પાડવાની હું તને રજા આપું છું. માટે જે કાંમ કરવાનું હોય તે મારી પાસે બીન ધડક કહી દે." ચતુરસિંહ બોલ્યો-"પિતાજી! મારે હમણા લગ્ન કરવાની અગત્ય નથી. હજુ મારી ઉમર ફક્ત સોળ વરસની છે. દરમિઆન કોઇ અભણ (કાળા અક્ષરને કૂટી મારે એવી) રાજ્ય કન્યા સાથે આજથી લગ્ન કરવાથી સુખની પ્રાપ્તી શી રીતે થાય? નહીં, નહીં, પિતાજી! યોગ્ય ઉમરે અને પ્રવિણ રાજકન્યા મળ્યા સિવાય હું લગ્ન કરનાર નથી. મારો વિચાર માત્ર દેશાટન કરવા જવાનો છે. માટે મને ખુશી થઈને રજા આપો."

દેશાટન કરવા જવાની વાત સાંભળી રણજીતસિંહ અત્યંત નાખુશ થયા, અને શોકાતુર ચેહેરાથી બોલ્યો કે-અરે ભાઇ! આવો વિચાર કરી મને શોકસિંધુમાં ડૂબાવી દીધો. મારાથી તને એક ઘડી પણ છૂટો મૂકી શકાય તેમ નથી. તું મને મારી આંખની કીકી કરતાં વધારે વહાલો છે. નિર્ધનનું રત્ન, ચક્ષુનું તેજ, તૃષાતુરનું સરોવર એવો તું, તેને

મારાથી વિખૂટો કેમ મૂકી શકાય? તે પ્રથમ મને ભોળવી, ખ્યારાં ખ્યારાં વચનો બોલી મારી પાસેથી વચન લીધું, તેથી ઘણી લાચારીથી રજા આપું છું, રાજપુત્રોએ દેશાટન કરવું એ ઉત્તમ વાત છે, પણ મેં તને કદી મારી આંખથી વેગળો કાઢેલો નથી, તેથી આજે મને શોક ઉત્પન્ન થાય છે. તમારે દેશાટન કરવા જવું હોય તો ચાકર નફર તથા જોઇતું દ્રવ્ય સાથે લઇ ખુશીથી સીધાવો. ચતુરસિંહે કહ્યું ચાકર નફરને સાથે લેઇ જવાની મારે જરૂર નથી. 'માત્ર મંછારામને સાથે લઈ જઇશ. ગરીબી વેષથી જેટલું દેશાટનનું જ્ઞાન થાય છે, ગરીબ અને તાલેવરની સ્થિતિ જોઇ શકાય છે, પ્રસિદ્ધ અને ગુપ્ત સ્થળમાં ગરીબની સ્થિતિનું ભાન થાય છે, તેટલું રાજ ડોળથી દેશાટનનું જ્ઞાન થઇ શકતું નથી. માટે આપના વિચારને અનુસરીને માત્ર મંછારામને લઇ જઇશ. લો હવે મારા માતુશ્રીની રજા લઈ આવું. એમ કહી જ્યાં લીલાવતી એક ઓરડામાં બેઠી બેઠી પુસ્તક વાંચતી હતી ત્યાં જઈ પહોચ્યો. તે પુસ્તકમાં લીલાવતીને ઘણો રસ પડયો હતો પણ ચતુરસિંહને આવતો જોઇ તેણે તે પુસ્તક કોરે મૂકી દીધું અને કુંવરને પોતાના ખોળામાં બેસારી ઘણા હર્ષથી ચુંબન કર્યું. આ વખતે ચતુરસિંહની વય છેક ન્હાની નહોતી. તે યુવાવસ્થાની શરૂઆતમાં હતો, તોપણ લીલાવતીના મનમાં તે બાળક હતો. ગમે તેટલી મોટી ઉમર હોય પણ માબાપનાં મનમાં તે નાનો બાળક ગણાય છે.

લીલાવતીએ ચતુરસિંહને ત્યાં આટલો ઉતાવળો આ

વવાનું કારણ પૂછ્યું, ત્યારે તે બોલ્યો—"માતુશ્રી, મારે દેશાટન કરવા જવું છે, તે બાબત મારા પિતાજી પાસેથીતો મેં રજા લીધી અને હવે આપની પાસે રજા લેવા આવ્યો છું, માટે ખુશી થઈને મને રજા આપો. જેથી મારાં માતપિતાના આશિરવાદથી હું વિદેશમાં સુખી થાઉં." એવાં વચન સાંભળી લીલાવતી સ્તબ્ધ થઇ ગઇ. અને થોડીવાર વિચાર કર્યા પછી બોલી—અરે! જે પુત્રને મારી આંખથી કદી વેગળો કાઢેલો નથી, જે મારા જીવનનો આધાર, જે મારૂં મુલ્યવાન રત્ન, જેનાપર મારી સઘળી આશા છે, તે પુત્રને દેશાટન કરવા જવાની હા કહેતાં મારી જીભ ઉપડતી નથી; તોપણ રાજાજીએ રજા આપી છે એટલે તેને જતો અટકાવવા હવે હું સમર્થ નથી. તેમજ દેશાટન કરી જ્ઞાન મેળવવા તત્પર થયેલા રાજપુત્રને નાહિંમતનાં વચન કહેવાં એ પણ હું દુરસ્ત ધારતી નથી. એમ વિચાર કરી તે મોઢેથી બોલી—હું ખુશી થઈને તમને રજા આપું છું, દેશાટનમાં તમારો જયજયકાર થાઓ. પ્રિય પુત્ર, ગમેતેમ થાય પણ ક્ષત્રીવટ છોડવી નહીં."

આવાં હિંમતનાં વચન સાંભળી હોંશભેર સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી ચતુરસિંહ નીચે ઉતર્યો, અને પોતાના તૈયાર કરેલાં ઘોડાપર સ્વાર થઈ આગળ ચાલવા માંડયું. તેને રાજા, રાણી, હજુરીઓ વગેરે વળાવવા આવેલાં તેઓ યોગ્ય શીખામણ આપી પાછાં વળ્યાં. ચતુરસિંહ પોતાના ઘોડાને ખેલાવતો ભાગોળના વડ નીચે જઇ પહોંચ્યો. થોડીવાર

પછી મંછારામ તેને આવી મળ્યો, પછી બન્ને મિત્રોએ પૂર્વ-દિશા તરફ પોતાના ઘોડા હંકાર્યા. પણ તે રસ્તો વિકટ હતો તેથી ચોર તથા નખી જાનવરની બીક લાગતી હતી, ચતુરસિંહે તેનો બીલકુલ ડર નહીં રાખતાં "નાણાંનું રક્ષણ હું કરીશ" એમ કહી મંછારામને એજ રસ્તે ચાલવા ફરમાવ્યું. બન્ને મિત્રો ખુશીમાં હતા તેથી ઘોડાને નચાવતા કૂદાવતા કલીકોટની ભાગોળે જ્યાં એક બાગ હતો ત્યાં આવી પહોંચ્યા.

મંદ મંદ પવન, બાગની સુગંધીનો પ્રસાર ચાલતો કરતો હતો. ચોતરફ ઝાડની ઘટા અને નિર્મળ જળથી ભરેલું સરોવર જોઇ બન્ને મિત્રોને થોડીવાર આરામ લેવાની મરજી થવાથી ઘોડા ઉપરથી નીચે ઉતરી તેમને એક ઝાડ સાથે બાંધી ભાતુ જમવા બેઠા. પોતાની પાસે ખડીઆમાં ભરેલું પકવાન હતું તે જમ્યા પછી બન્ને મિત્રો બાગમાં ફરવા ગયા. બાગ ફળ ફૂલથી ભરપુર હતો તેથી તેઓ ઘણો આનંદ પામ્યા. વિચિત્ર રંગનાં ઝાડ તથા ફૂલ ફળાદિ જોઇ મંછારામ બોલ્યો—

## લાવણી.

( ગુલ ચોમનમેં બીછુ છુપા બડા ઝેરી હે ) એ રાગ.

અતિ બાગ સુશોભિત બન્યો સરસ સુખકર આ,
તટ તળાવ નિકટ સુહાય પવન વેલાના;
ફુલ કેતકી બેલર ચંચ સુશોભિત સારાં,
ગુલદાવદિ આક કરેણ દિસેછે ન્યારાં;
મસ બેંક મરવો ગમે ઘણો ભ્રમરાને,
ગુલબાસ ગુલાબો ગમે મનુષ્ય મન માને;

જુઇ જાઇ અને કેવડો કેતકી શોભે,
ચંદનુ વન દેખી અધિક મનુષ્ય મન લોભે;
કેશુડાનાં પણ ઝાડ તાડ પણ ઝાઝાં,
જ્યાં જામફળો ઝુકેલ સિતાફળ તાજાં;
દાડમના ઉપજે દામ કેળ કાજુ છે,
દિલ હરણુ બનીછે દ્રાખ ખાય ખાજુ છે,
અલબેલા આંબા ઘણા મધુર રસવાળા,
કોકિલ શુક પક્ષી ઘણાં કરે છે માળા.

તોટકછંદ.

શુક ચાતક કોકિલ સાદ કરે, શુભ ચીત મનોહર મોર હરે;
અકલાં શુભ સારસ બોલ ગણા, વળિ પોપટ બોલ જરા ન મણા; ૧
ધરિ પ્રેમ કબુતર સ્વેત તણી, ગતિ દીઠિ અનૂપ વિચિત્ર ઘણી;
વળી લોટણ ભોંપર લોટિ મરે, લટકાળુ લકી ગદભેર મરે. ૨
કરિ કાસદિઆં નકિ ખેપ ઘણી, ગિરબાજ ગુલાંટ વિચિત્ર બણી;
વળિ કુંડ સરોવર છે અધિકું, મુજ મૂખથિ ગુણ ન ગાઇ શકું ૩
રળિઆમણિ રેતી તળાવ તણી, જયમ કંચન જ્યોત અધીક બણી
અતિ હંસ વસે નિજ પાળ પરે, બગલાં ચિત ચોરજ ધ્યાન ધરે. ૪
ગચ્છ દેડક શોર અધીક કરે, સુણિ કાયર ચીત અધીક ડરે;
અતિ કારિગરે કરિયો બંગલો, ફરતો અતિ શોભિત કોટ ભલો. ૫
તકતા વળિ હાંડિ ગ્લાસ ભર્યા, શુભ ઝાડ હિરા વળિ કાચ ધર્યા;
ધરિ બેઠક ખૂરસિ કોચ તહિં, નર નારિ જુએ કશિ ન્યૂન નહીં. ૬
વળિ ટેબલ કાચ ચિનીનિ બણી, કરી માંડણુ ચીનિ રકાબિ તણી;
અતિ દીપક ચીમનિ માંહ બળે, કહે આતમ સૌ જન શોક ટળે. ૭

બાગની સઘળી શોભા જોયા પછી બહારના ભાગમાં એક સુંદર તળાવ હતું ત્યાં તેઓ જોવા ગયા. તેના આરા ઘણા મજબૂત પથ્થરથી બાંધેલા હતા. કિનારોપર ધોળી રેતી પાથરેલી હતી. તેની આસપાસ આસોપાલવ, આંબા, પીંપર, પીંપળા, અને વડ વગેરે ઝાડ વાવેલાં હતાં. તળાવને કિનારે બેઠકને માટે કોચ ગોઠવેલા હતા, તેથી શેહેરના કેટલાક શોખી પુરૂષો સાંજને વખતે હવા ખાવા વાસ્તે ત્યાં આવી બેસતા હતા. સુગંધી પવનથી સઘળાં માણસનાં મગજ તર થઈ જતાં હતાં. આ તળાવનું પાણી સ્વચ્છ અને મીઠું હોવાથી કેટલાક તૃષાતુર પ્રાણીઓ જળપાન કરી તૃપ્ત થતા હતા. તળાવ વચ્ચેનો બંગલો અને તેની આસપાસ ઉગેલાં કમળ આંખને આનંદ પમાડતાં હતાં. જળકુકડાં અને બતક (જળ જંતુનો ભક્ષ કરનાર પ્રાણી) સરોવરમાં આમથી તેમ ફરી પોતાનું કાર્ય સફળ કરવા તત્પર રહેતાં હતાં. ચોતરફ આનંદ આનંદ પથરાઇ રહેલો હતો. બાગ અને સરોવર એટલાં રમણિક લાગતાં હતાં કે ચતુરસિંહ અને મંછારામ ત્યાંથી આગળ ચાલવાને જરા પણ ખુશી નહોતા, પણ દેશાટન કરવા નિકળેલા તેથી ગયા વગર સિદ્ધી નથી એમ ધારી બન્ને મિત્રોએ પોતપોતાના ઘોડાપર સ્વાર થઇ તે સુંદર બાગના વખાણ કરતા પણ જુસ્સાભેર પોતાના ઘોડા હંકાર્યા. જેમ જેમ આગળ ચાલતા ગયા તેમ તેમ મોટા પર્વતો તેમની દૃષ્ટિએ પડ્યા, તોપણ હિંમત રાખી આગળ ચાલવા માંડ્યું.

# પ્રકરણ ૫ મું.

હરણ, રોઝ અને શિઆળવાં વગેરે જાનવરો પર્વતની તલાટી તરફ છલંગો મારતા જણાવા લાગ્યા. કાનને આનંદ પમાડનાર તરેહવાર પક્ષીઓનો કોલાહલ વૃદ્ધિ પામવા લાગ્યો. વિચિત્ર રંગ અને વિચિત્ર આકારનાં પક્ષીઓ કિલકિલાટ શબ્દ કરતા વૃક્ષની ડાળીઓપર આવી બેસવાં લાગ્યાં. સૂર્ય દેવતાપોતાનું ક્રોધી મુખ, મજીઠના રંગ જેવા રાતા કિરણો પ્રસાર કરી પૃથ્વીના પડમાં સંતાડવા લાગ્યો. આકાશમાં ઉડતાં પોપટનાં ટોળાં મોતપોતાના માળામાં જવા લાગ્યાં. ચકોર પક્ષી, પોતાનો પ્રિય ચંદ્રમા હમણાં પ્રકાશિત થશે એમ જાણી સ્વચ્છ આકાશ તરફ અધીરાં બની જોવા લાગ્યાં. સરોવરમાં ઉગેલાં કમળ અને કુમુદ પરસ્પર તકરાર કરવા લાગ્યાં. કમળનો પ્રિય સૂર્ય અસ્ત પામવાથી તેણે પોતાનાં પત્ર સંકોચ કરી લીધાં, તેમજ કુમુદે પોતાના પ્રિય ચંદ્રમાને પ્રકાશમાન થતો જોઈ અતિ આનંદથી પોતાની પાંખડીઓ ખુલ્લી કરવા માંડી. ઘુવડ પક્ષી ઉલટથી આમથી તેમ ઉડી ઝાડપર આરામ કરનાર પક્ષીઓને પોતાની ચાંચના પ્રહાર વડે ઉડાડી મૂકવા લાગ્યાં. તારામંડળની કચેરી મંડળમાં ઇંદ્રરાયરૂપી ચંદ્રમા રાજ્યસિંહાસન ઉપર બીરાજમાન થયો.

આ વખતે ચતુરસિંહ તથા મંછારામ બરાબર મધ્ય અરણ્યમાં કે જ્યાં કોઈ પણ માણસ નજરે પડતું નહોતું, અને જ્યાં ચોતરફ ઝાડની ઘટા અને પર્વતની ગાળિઓ વિના બીજું કંશું દેખાતું નહોતું, એવા ભયંકર સ્થળે આવી પ-

હોંચ્યા. થોડી વારમાં પક્ષીઓનો કોળાહળ બંધ પડયો. બને-જણ થાકર્થી કંટાળી ગયેલા હતા, તેથી ત્યાં આવેલા એક વડના ઝાડ નીચે રાતવાસો કરવાનો તેઓએ નિશ્ચય કર્યો. કેમકે નજીકમાં કોઇ પણ ગામ નજરે પડતું નહોતું, તેથી ઘોડા ઉપરથી નીચે ઉતરી, નાણાંના ખડીઆ પોતાની પાસે મૂકી, ઘોડાને પાસેના એક ઝાડ સાથે બાંધ્યા. અને ત્યાં ઉ-ગેલું ઘાસ કાપીને ઘોડા પાસે નાખ્યું. પાસે પુષ્કળ નાણું હતું, વળી તે વિકટ અરણ્યમાં આવી પડયા તેથી મંછારામ અત્યંત બીવા લાગ્યો. પગ થરથર ધ્રૂજવા મંડયા. છાતી ધ-બકવા લાગી. વારંવાર નિશ્વાસ નાખવા લાગ્યો અને બોલ્યો– પ્રિય મિત્ર ચતુરસિંહ, હું ધારૂંછું કે આંહી રાતવાસો રહે-વાથી આપણને નુકશાન થશે. કોઇ જાનવર આવીને મને મારી નાખશે તો બહુ ફિકર નથી, પણ તમને કોઇ પ્રકારે જોખમમાં નાખશે તો મને મહા મુશીબત આવી પડશે. માટે આપણે આગળ ચાલીએ તો સારૂં. આગળ ચાલતાં કોઇ ગામ હાથ લાગે તો વાઘ વરૂ વગેરે જાનવરની બીક દૂર થાય. ચતુરસિંહ બોલ્યો—આટલામાં કોઈ જગ્યોએ ન-જીક ગામ જોવામાં આવતું નથી; વળી આપણે આ ર-સ્તાના માહીતગાર નથી. કદાપિ આગળ ચાલીએ તો રાનમાં રઝળીને મુસીબત માથે ઉઠાવવાનો વખત નજદીક આવે, માટે આ જગ્યા ગમે તેવી બિઆમણી લાગતી હોય તો-પણ હું હવે આગળ ચાલનાર નથી. હું ક્ષત્રી પુત્ર છું. મને મરવાની જરાએ બીક નથી. હું લડવાને ઘણોજ આતુર છું.

કોઈ જાનવર આપણને કશી પણ ઇજા કરવા આવશે તો હું તેને જીવતું જવા દેનાર નથી. તારે નિશ્ચિંત રહેવું. નાહક કાયરના વચન બોલવાં નહીં. આંહી વાણિઆ થવાનું કામ નથી. માટે છાતી વજ્ર સરખી રાખી સુખેથી નિદ્રા કરો. હું ચોકીને માટે ખુલ્લી તરવારથી બેઠો છું. કોઇ શત્રુ સજ્જ થઇ આપણને ઊપદ્રવ કરવા આવશે તેનું શિર છેદન કરતાં હું લેશ માત્ર પણ દયા લાવનાર નથી. એવું સાંભળી મંછારામ મનમાં વિચાર કરવા લાગ્યો કે આ રાજકુમાર હવે આંહીંથી આગળ ચાલે તેમ લાગતું નથી. મને બીક ઘણી લાગે છે, પણ તે મારૂં એકે વચન અત્યારે કબૂલ કરનાર નથી. માટે હવે તો હિંમતનાં વચન બોલવાં એ હું વધારે દુરસ્ત સમજું છું. હવે સર્વજ્ઞ પરમેશ્વર કરે તે ખરૂં. એમ વિચારીને બોલ્યો—હું કયાં કાચો છું ? મરણની બીક હું લેશ માત્ર પણ ધરતો નથી. મને પણ લડવાની ઘણી હોંશ છે. મેં ક્ષત્રીનું અન્ન ખાધેલું છે. હું ક્ષત્રીની સાથે મોટો થયો છું, તેથી કોઇ શત્રુ આવે તેની સાથે લડવાને હું વધારે આતુર છું, એવાં વાકયો મંછારામ બોલવા લાગ્યો, પણ અંતઃકરણમાં બીકે પ્રવેશ કરેલો તે બહાર નીકળે નહીં. તમરા વગેરે જીવડાના સ્વર સાંભળી તે ડરવા લાગ્યો, પણ ચતુરસિંહના આગ્રહથી ત્યાં રહેવું પડયું. પાસે ખડીઆમાં ભાતું હતું તે જમ્યા. શિરોઇમાં પાણી હતું તેપીધું પછી જમીનપર ઘોડાના ધાસીઆ પાથરી બન્ને જણે સૂવાની તૈયારી કરી. પણ ચતુરસિંહને ચોકી કરવા બેસવું હતું

તેથી ખુલ્લી તલવાર લેઇ બેઠો, અને મંછારામ પાથરેલા ઘાસીઆ પર સૂતો. જરા વારમાં શિઆળ અને ફાઉડીના પોકાર સંભળાવા લાગ્યા. વળી કોઈ કોઇ વખત ટીટોડીનો સ્વર પણ સંભળાય તેથી મંછારામનું કાળજું ઝાલ્યું રહે નહીં. નિદ્રા આવતી નહોતી. ઘડીકમાં સૂઇ જાય, ઘડીકમાં બેઠો થાય, ઘડીકમાં આમથી તેમ આળોટે, વળી ઘડીકમાં પેશાબ કરવા જાય, પણ કેમે કરતાં તેને ઉંઘ આવતી નહોતી. ચતુરસિંહ ઘણીએ હિમત આપે પણ વાણિઆ ભાઇનું પોતીયું ઢીલું થયા વગર રહે નહીં! ફાઉડીનો પોકાર સાંભળે એટલે પોતાની આસપાસ જોવા મંડે કે રખેને વાઘ આવીને મને ખાઇ જાય! વળી શિઆળ બૂમ પાડે એટલે આડું અવળું તપાસી વિચાર કરે કે—"અરે બિચારી કોઇ અબળાઓને કોઇ લૂટારા લૂટતા હશે કે માર મારતા હશે તેથી બૂમો પાડતી હશે!" તે લૂટારા આંહી આવી મને મારશે તો મારાથી શી રીતે સહન થશે? એ પ્રમાણે તરેહવાર હસવા સરખા વિચાર કરતાં અરધી રાત ગુજારી. ચતુરસિંહ તેને ઘણી હિમત આપે પણ બિચારા મંછારામના કાળજામાં કરવત મૂકાતાં હતાં!

અરધી રાત સુધી બન્ને મિત્રોએ જાગ્રત અવસ્થા ભોગવી. આખરે મંછારામ નિરાશ થઇ સુતો. થોડીવાર પછી તેને નિદ્રા આવી તેથી ઘસઘસાટ નસકોરાં બોલાવતો નિદ્રા દેવીને આધિન થયો.

ચતુરસિંહ એકલો હાથમાં ખુલ્લી તરવાર લેઈ વડના

થડ સાથે પીઠ અઢેલી બેઠો. થાક પણ પરિપૂર્ણ લાગેલો હતો, પણ મંછારામની ચોકી કરવાનું પોતે વચન આપેલું તેથી સૂવાનું તેણે વાજબી ધાર્યું નહીં. એવામાં તેને તૃષા લાગી. પાણી પીવા માટે શિરોઈ ઉઘાડી પણ તેમાંથી પાણીનું એક ટીપું પણ નીકળ્યું નહીં. થોડીવાર એમને એમ બેશી રહ્યો પણ તરસ તો વધારે વધારે લાગવા માંડી તેના મનમાં એમ હતું કે મંછારામ જો હમણાં ઉઠે તો તેને કહાને હું આસપાસ જઇ કોઈ ઠેકાણેથી પાણી શોધી કાઢી મારી તરસ મટાડું, પણ મંછારામ ઘણોજ મોડો સૂતો હતો વળી તે ઘણો થાકી ગયો હતો, તેથી તે પોતાની ઉંઘમાંથી જાગૃત થયો નહીં. ઉંઘ એ માણસનો થાક ઉતારનાર દાસી છે, તે માણસનાં મનની અનેક જાતની ફિકર ચિંતા ટાળનાર ધન્વંતરી વૈદ સરખી છે. મંછારામને ઉંઘમાંથી ઉઠાડવાનું ચતુરસિંહને વાજબી લાગ્યું નહીં, અને પોતાની તરસનુ દુઃખ પણ તે ખમી શકે તેમ નહોતું. તેથી મંછારામને એમને એમ સૂઇ રહેવા દઈને પાણીની તપાસ કરવા જવાનો તેણે ઠરાવ કર્યો. ખડીઆમાંથી લોટો લેઇને પાણીની ગોત ફેરવા તે આસપાસ નીકળી પડયો. તેના મનમાં એમ હતું કે આસપાસની કોઇ જગ્યોપર પાણી નકકી મળી શકશે, તેથી તેણે પોતાની તલવાર પણ સાથે લીધી નહીં. તે વખતે ચંદ્રમાનો થોડો પ્રકાશ હતો તેને આધારે પાણીનો તપાસ કરવા તેણે ચાલવા માંડયું. થોડે દૂર ગયો તોપણ પાણી મળ્યું નહીં, તરસ પણ વધારે વધારે લાગ-

તી ગઇ તેથી વળી થોડે દૂર જઇને પાણી શોધવાનો નિશ્ચય કર્યો. એમ કરતાં લગભગ બે ગાઉ જેટલે નીકળી ગયો પણ પાણીનો પત્તો લાગ્યો નહીં. દુર્ભાગ્યે ચંદ્ર પણ આથમી ગયો તેથી તે મહા મુશીબતમાં આવી પડયો. વિકટ અરણ્યમાં જ્યાં ત્યાં કાંટાનાં ઝાડ આવી રહેલાં હતાં. ત્યાં હવે કયાં જવું? ચંદ્રમાનો પ્રકાશ બંધ પડયાથી ચોગરદમ ઘોર અંધકાર વ્યાપી રહ્યો. આગળ કે પાછળ જવાનો રસ્તો હવે સૂઝતો નહોતો. તેણે પોતાના મુકામ તરફ પાછો ફરવાને ફાંફાં માર્યાં પણ તે ફોકટ. તે રસ્તો પણ હાથથી ગયો. તેથી તે ઘણો નિરાશ થયો. પોતાનું શું થશે? એકલા પડેલા મંછારામની શી વલે થશે એવા અનેક તરેહના તે તર્ક વિતર્ક કરવા લાગ્યો. પણ પ્રાતઃકાળ થયા વિના બન્નેનો મેળાપ થવો એ અશકય હતું, તેથી તે વધારે આથડીઆં ન ખાતાં નિરાશ થઇ ત્યાંજ સુતો. સવારનો પહોર થયો તે વખત જાત જાતનાં પક્ષિઓનો કોળાહળ કાને સંભળાવા લાગ્યો. પોપટનાં ટોળાંઓ પોતાનાં ઉદર પોષણાર્થે ચારાની શોધને માટે મન ગમતી દિશાઓમાં ચાલી નિકળ્યાં. વનચરો અહિં તહિં ફરવા લાગ્યાં. વાંકી અને પાતળી કટીવાળા જેઓ મૃગલીઓને એક ફાળથી રંડાપો આપવાની અપેક્ષા રાખનાર મૃગરાજ પોતાની ગુફામાંથી બહાર નીકળવા લાગ્યા. ઘૂવડ અને વડવાગળાં પોતાને અંધાપો આવનાર જાણી કોઇના તરફથી ઉપદ્રવ ન થાય તેવાં ગુપ્ત સ્થાનકો શોધી સંતાઈ જવા લાગ્યાં. માનસરોવરમાંનાં કમળ પોતાનો પ્રિય

આદિત્ય પ્રકાશમાન થતો જોઈ પ્રફુલિત થવા લાગ્યાં. લાલ ગેરૂ જેવાં સૂર્યનાં કિરણો પ્રસાર પામતાં હતાં, વનં મૃગો પ્રભાતના શિતળ પવનથી કંપિત અને પદ્મની સ્ત્રિનાં ચોરી લીધેલા ચક્ષુઓ જાણે નિદ્રાના અવશેષથી ઉઘડતાં હોય એવું દિસતું હતું. પ્રફુલિત થયેલાં કમળ કુસુમની ખુશબોદાર સુગંધપર આશક્ત થયેલા ભ્રમરોના અવાજ સંભળાવા લાગ્યા. એ વખતે દેહનું ભાન ભુલાવનારી નિદ્રાના પંજામાંથી મંછારામ વિમુક્ત થયો. એક તરફ જુએ છે તો પોતાના તથા ચતુરસિંહના ઘોડા બાંધેલા દીઠા. બીજી તરફ જોયું તો ઘોડા સારૂ કાપી રાખેલું ઘાસ દીઠું. ત્રીજી તરફ જોયું તો લાખેણો લ્હાવો લેવરાવનારી લક્ષ્મીના ભરેલા ખડીયા પડેલા દીઠા અને ત્યાર પછી ચોથી દિશા તરફ જોયું તો ચતુરસિંહના હાથમાં શોભા આપનારી શિરોહીની સમશેર પડેલી દીઠી. તેથી આકુળ વ્યાકુળ થઇ ચારે દિશા તરફ જોવા લાગ્યો પણ ચતુરસિંહને દીઠો નહીં. આખર વિચાર કરવા લાગ્યો અહો! સર્વજ્ઞ ઈશ્વર જગત પ્રતિપાળ, તારી ગતિનો પાર પામવા કોઇ સમર્થ નથી. મારો મિત્ર આ અરણ્યના કોઇ જાનંવરનો ભક્ષ થઇ પડયો જણાય છે. કેમકે તેની ખુલ્લી તરવાર તેના બચાવના કશા ઉપયોગમાં આવી જણાતી નથી. અરેરે!!! મારૂં અમુલ્ય રત્ન હું ગુમાવી બેઠો. મારા સુખનો સિંધુ સુકાઇ ગયો. એમ કહી રડવા લાગ્યો.

### લલિત વૃત.

અરર તું કહાં, નાશીને ગયો; મુજ વિયોગથી, કેમ તું રહ્યો?

તુજ વિયોગ હું; ગાભરો ફરૂં; ચતુર મિત્રને, ચિત્તમાં ધરૂં. ૧
ધર વિષે નહિં, હાલ જાઉંરે; તુજ વિયોગ ના, અન્ન ખાઊંરે;
ચતુર મિત્ર તું, ક્યાં જઇ રહ્યો; અરર કેર આ, ક્યાં થકી થયો? ૨
તુજ છબી મને; યાદ થાયરે; ચતુર ક્યાં ગયો? થાય લાય રે;
સ્વપ્નમાં કદી, દૂર ના ગયો; મુજ વિયોગથી, આજ તું રહ્યો. ૩
દિલ વિષે દગો, તુજને વસ્યો; સબબ તેહથી, દૂર તું ખસ્યો;
કપટનો કુંપો, તું શિરે ઢળ્યો; અરથ એક ના, માહરો વળ્યો. ૪
અટણ દેશને, કારણે જતાં; અશ્ર નડયાં મને, માહરાં હતાં;
અનિલ શું ગયો, વેગથી વહી; ખલકમાં હવે, મારૂં કો નહિં. ૫
અટળ દુખમાં, આવી હું પડયો; પરમ પાપની, ચોટમાં ચડયો;
કિરિટ માહરો, શીરથી ગયો; નયન મૂજથી, દૂર જૈ રહ્યો. ૬
દિવસ દુઃખના, આવિને પડયા; સરસ સોળતી, વીણુ આથડયા;
હૃદયમાં અતિ, ક્ષોભ થાય રે; ખડગ વીણુ આ, શીર ધાયરે. ૭
ખલક તું વિના, શુન્ય થૈઇ રહી; જુગલ તોડી તું ક્યાં રહ્યો જઇ;
મૃતક માહરી, દ્રષ્ટના થયું; કુસુમ માહરૂં, હાથથી ગયું. ૮
સુરભિ વચ્છને, મૂકીને ગઇ; ઉદક વીણુની, માછલી થઇ;
દુરગ ગામનો, સેજ ટુટીયો; ગરથ પાસનો ચોર લૂટિયો. ૯
ઉજડ રાનમાં, પાય કાપિયા; ચતુર આદમી મૂર્ખ છાપિયા;
શકટ તેં ભરી, દુઃખ મોકલ્યું; પલક વારમાં સૂખ સૌ ટળ્યું. ૧૦
નિયમ એક હું, ચિત્તમાં ધરૂં; ગમન તું વિના ઘેર ના કરૂં;
જિવિત માહરૂં, શોકથી જશે; મરણ માહરૂં, નિશ્ચયે થશે. ૧૧
હસત તાહરૂં, મૂખ દેખતાં; વલ્લભ તું મને, ખૂબ પેખતાં;
સુભટમાં અતિ, સીરદાર રે; વિનય વેણ તું, બોલનાર રે. ૧૨

લલિત મૂખડું, યાદ થાય રે; ઉદક આંખથી, ધાર જાય રે;
પ્રથક મૂજથી, વાસ જે કર્યો; કવણ કારણે ત્યાગ આદર્યો. ૧૩
તુજ પિતા અને, માત તાહરી; ખબર પૂછશે, પાસ માહરી;
કુંવર માહરો, ક્યાં જઇ રહ્યો; ખબર તાહરી, સાથ શો કહ્યો? ૧૪
વળતિ વાત હું, શું કરીશ રે; હૃદય હામ હું, શે ધરીશ રે;
દિન નિશા દુખી, ચિત્ત માહરૂં; વદન ક્યાં જઈ, જોઉં તાહરૂં. ૧૫

અરે મારા પ્યારા મિત્ર! અરે દીલોજાન દોસ્ત! અહો પ્રિય બંધુ! મારા વહાલા ચતુરસિંહ, તું મારાથી વિખૂટો પડી ક્યાં જતો રહ્યો? અરેરે! તને કોઇ જાનવરે ફાડી ખાધો કે તું મારાથી રીસાઈને ચાલ્યો ગયો છે? તું મારાથી રીસાયો હોય તો હું તને વિનતિ કરીને કહું છું કે મારો કાંઈ દોષ હોય તો ક્ષમા કર. કદાપિ તું રાનમાં ભૂલો પડી ગયો હોય તો મારો સ્વર સાંભળી એકદમ મારી તરફ દોડી આવ. કદાપિ તું ઈશ્વર ઇચ્છાથી જીવતો હોઈશ તો કોઇ દિવસ પણ મળીશ ખરો. કહેવત છે કે "જીવતો નર ભદ્રા પામશે, મુઆ પછી કો નહીં મળે" તેમ તું જીવતો હોઇશ તો હું તારી ભેટ લેઇશ અને સ્વર્ગે ગયો હોઇશ તો હું ઝુરી ઝુરીને મરીશ. અરેરે! હું તો તને મુએલો સમજું છું. અરે પ્રિય બન્ધુ! આશો ગજબ? આતે શું કહેવાય? મને દરિઆમાં ડૂબાવી તું ચાલતો થયો. મજ સરખા ગરીબ મિત્રના પછવાડે શા હાલ થશે તેનો તેં બીલકુલ વિચાર કર્યો નહીં. અરેરે! અકાળ મૃત્યુ થયું એમ જાણી. મારા અંતઃકરણમાં દુઃખ દાવાનળ પ્રદિપ્ત થયો છે.

શિવ! શિવ!! શિવ!!! મારા આવા હાલ થશે એવું મને સ્વપ્નામાં જાણ્યું નહોતું. હવે હું ઘેર જઈને તારાં માત પિતાને તથા અન્ય નગર નિવાસીઓને શી રીતે મુખ બતાવી શકીશ? અહો! સર્વજ્ઞ ઇશ્વર, મારા પ્રિય મિત્ર ચતુરસિંહની સાથે એકવખત મેળાપ કરાવ. મારા અંતઃકરણમાં વિયોગાગ્નિ (દાવાનળ) પ્રદિપ્ત થયો છે તે સુખ (વન) ને થોડી વારમાં નિર્મૂળ કરી નાખશે. અહો! પક્ષીઓ, તમારે મારા મિત્ર ચતુરસિંહ સાથે શું સંબંધ છે? અહો! તમે તેના મૃત્યુથી ચોતરફ કકળાણ ઘેરો ઘાલ્યો છે. તમારી હાયપીટથી મારૂં હૃદય પીગળ્યા વગર રહેતું નથી. અહો! વનના વાંદરાઓ, તમારી ચંચળ જાતી છતાં આજ તમે શાંત થઈ બેઠા છો, તો શું મારા મિત્ર ચતુરસિંહના મૃત્યુથી તમે આજ હડતાળ પાડવા ધારોછો કે શું? અહો! સૂર્યદેવ, તું આખા જગતનો પ્રકાશ કરનાર છે, પણ આજ તારો લાલ રંગ જણાય છે, તો મારા મિત્ર ચતુરસિંહના મૃત્યુથી તેં ભગવા વસ્ત્ર ધારણ કરી સન્યસ્ત ગ્રહણ કર્યું છે કે શું? અહો પૃથ્વી માતા, તું વૃષા રૂતુમાં લીલી સાડી ઓઢનારી છે, પણ આ ધોળું વસ્ત્ર ધારણ કરી આંખથી આંસુનાં બિંદુ ટપકાવે છે, તો ચતુરસિંહના મૃત્યુથી તેં ફકીરી લીધી છે શું? એ પ્રમાણે વિચાર કરનાર મંછારામના મુખપર શોકનું વાદળ છવાઇ ગયું. અંતઃકરણમાંથી તમામ હર્ષ નાશ પામ્યો. ચોતરફ દુઃખ દુઃખ અને દુઃખ નજરે દેખાવા લાગ્યું. અત્યંત પ્રેમપાશમાં ગુંથાએલો મં-

છારામ શોકસિંધુમાં ગરકાવ થઇ ગયો. શું કરવું અને ક્યાં જવું તે તેને બીલકુલ સૂઝે નહીં. ચતુરસિંહનાં મૃત્યુનો કારી ઘા મંછારામના હૃદયમાં લાગેલો તેનો જખમ કદી રૂઝાય તેવો નહોતો. ભોંય ઉપર માથું પછાડે, છાતી કૂટે, આંખોમાંથી ચોધાર આંસુડા ઢાળે. છેવટ તેણે વિચાર કર્યો કે—

દોહરો.

રડવું તે સહુ છે વૃથા, બન્યું હતું બનનાર;
લખ્યું વિધાતા નવ મટે, કરનારો કિરતાર.

એમ વિચારી ઢીલા પગે બાંધેલા ઘોડા પાસે ગયો. ઘણો નિર્બળ થઇ ગએલો હોય તે પ્રમાણે બન્ને ઘોડાને છોડી પોતાના ઘોડાપર સ્વાર થયો અને ચતુરસિંહના ઘોડાને દોર્યો. આખી વાટ રોઇ રોઇને આંસુ વડે પોતાનું પેહેરેલું અંગરખું ભીંજવી નાંખ્યું. એ પ્રમાણે મહા શોકથી ભરપુર મંછારામ તુરંગમતી શેહેરમાં આવી પહોંચ્યો. પોતાની પાસે જોઈએ તેટલું નાણું હોવાના સબબથી ત્યાં એક ધર્મશાળા ચણાવી તેમાં નિવાસ કર્યો. અને આવતા જતા ગરીબ અને તાલેવર મુસાફરની પરોણા ગત કરવા લાગ્યો.

## પ્રકરણ ૬ હું.

ચોતરફ ઝાડની ઘટા, અત્યંત બિઆમણા સિંહાદિ ઘાતકી જાનવરને રહેવાને કોતર તથા મોટા પર્વતની ઉંડી અને ભયંકર ગુફાઓ ત્યાં આવેલી હતી, એવા વિકટ અરણ્યમાં રાજકુમાર ચતુરસિંહે આખી રાત ગુજારી. પ્રભુ પ્રતાપે એને કોઇ જાનવર તરફથી ઈજા થઇ નહીં. મળ-

રકુ થયું. સૂર્ય દેવે પોતાના સોનેરી કિરણો ફેંકવા માંડયાં એટલે ચતુરસિંહ પોતાના મિત્ર મંછારામને શોધવા નીકળ્યો. પણ ઝાડની ઘટા હોવાથી તેને ખરો માર્ગ સૂઝયો નહીં. તે ઉલટો કષ્ટ કોટમાં ઘેરાઇ ગયો. કોઇ ઠેકાણે બાવળમાં વસ્ત્ર ભરાય, તેથી લૂગડાં ફાટે. પગ હાથ કે બીજા અવયવમાં કાંટા બોકાય; વળી બોરડીનાં યુથમાં અજાણતાં પડવાથી પગમાંભચોભચ કાંટા વાગે અને શરિર ઉઝરડાય. એ પ્રમાણે મહા કષ્ટ પામતો ચતુરસિંહ આમથી તેમ આથડવા લાગ્યો. ઓ મંછારામ! ઓ મંછારામ, એમ કહી બૂમો પાડે, પણ મંછારામ ત્યાં કયાંથી હોય કે જવાબ આપે? એ પ્રમાણે બપોર સુધી આથડયો પણ તેને રસ્તો સૂઝયો નહીં. પગમાં કાંટા લાગવાથી અને શરીર ઉઝરડાયાથી આખું અંગ પાકકા ગુમડા જેવું થઇ ગયું હતું. રોઇ રોઈને આંખો પણ સૂજી ગઇ. આંધળાની પેઠે આમથી તેમ આથડવા લાગ્યો. છેવટ કાયર થઇને બેઠો. વળી વિચાર થયો કે આમ બેશી રહ્યાથી કદીપણ સિદ્ધી થવાની નથી, માટે ચાલ પગ ઉઠ. યત્ન કરતાં કાંઈ પણ ઠીક થશે. હે પરમેશ્વર મને સહાય થા, અને ખરો રસ્તો બતાવ. ભૂખ પણ કડકડીને લાગી છે, તેથી પગમાં પણ ચેત રહ્યું નથી. ગળે પણ પાણી વિના શોષ પડે છે, એમ કહી, ઉઠીને ઉભો થયો, ને પશ્ચિમ તરફ ચાલવા માંડયું. પ્રભુ કૃપાથી તેને ખરો માર્ગ મળી ગયો, તેથી સાંજ પડતાં પહેલાં તે અસલ ઠેકાણે આવી પહોંચ્યો.

ચોતરફ જોયું તો ખાતરી થઈ કે આ ઠેકાણે અમારા

ઘોડા બાંધેલા હતા. આ જગોએ મંછારામ ઘોડાનો ઘાસી-
ઓ પાથરી નિદ્રાવશ થએલો હતો. આ ઠેકણે સંસારનું
ઘણુંખરૂં સુખ પ્રાપ્ત કરનારી લક્ષ્મિના ખડીયા પડયા હતા.
આ બાજુએ ખુલ્લી તરવાર લેઈ ચોકીને માટે હું બેઠેલો હતો,
પણ એમાંનું હવે કશું રહ્યું નથી. "જ્યાં જઈએ ત્યાં ન-
સીબ બે ડગલાં આગળનું આગળ." સાથે લીધેલા નાણાંમાં-
થી મારી પાસે એક પાઈ સરખી પણ રહી નથી. મારો
મિત્ર હૈયાત હશે તો તેને એ નાંણાંથી સુખ થશે. મારો
મિત્ર સુખી થશે તો હું સુખીજ છું. તેનાથી મારે કશું
વધારે નથી. તેતો મારો દિલોજાન દોસ્ત છે. અહો! પ્રિય
બંધુ મંછારામ, હવે હું ક્યાં જાઊં અને શું કરૂં! તે મને
બિલકુલ સૂઝતું નથી. તું તો મને રાનમાં મૂકી ચાલતો
થયો. અહો પ્રિય મિત્ર ! અરે મારા સાહુકાર, તું આ
વખતે ક્યાં જતો રહ્યો કે—કહ્યું છેકે

**गृहीत्वादक्षिणांविप्रा, स्त्यज्यन्तियजमानकं;**
**प्राप्तविद्यागुरुंशिष्या, दग्धारण्यंमृगास्तथा.**

અર્થ—બ્રાહ્મણો દક્ષણા મળે એટલે જજમાનને તજીદે
છે, વિદ્યાની પ્રાપ્તિ થાય એટલે શિષ્યો ગુરૂને તજી દે છે,
અને બળતા વનને હરણ તજી દે છે. વળી—

**निर्धनंपरूषंवेश्या, प्रजाभग्नंनरंत्यजेत्;**
**खगावीतफलंवृक्षं, भूक्त्वाचाभ्यागतोग्रहं.**

અર્થ—વેસ્યા ધનહિન પુરૂષનો ત્યાગ કરે છે અને પ્ર-

જા નિર્બળ રાજાનો ત્યાગ કરે છે; ફળ વિનાના ઝાડને પક્ષી તજી દે છે, તથા અભ્યાગત જમ્યા પછી જજમાનના ઘરનો ત્યાગ કરે છે. તેમ અહો પ્રિયબંધુ, તું મને આ રાનમાં તજી ચાલતો થયો. ઓ મંછારામ, તું આટલામાં ગુપચુપ રહી મારી ચરચા જોતો હોય તો હવે આવ મારી પાસે, અને દુઃખીયારા મિત્રને સુખનો રસ્તો બતાવ, પણ અરેરે હું ગાંડો થયો કે શું? મારો મિત્ર મંછારામ અત્યાર સુધી અહિં ક્યાંથી હોય? તેણે મને નહીં જોયો હોય એટલે રડતો રડતો ચાલતો થતો હશે. હવે જેટલો શોક કરવો તે સઘળો વૃથા છે. સર્વજ્ઞ ઇશ્વર કરે તે ખરૂં. એ પ્રમાણે વિચાર કરતો ચતુરસિંહ વડનું ઝાડ તજી ચાલી નીકળ્યો.

---

## પ્રકરણ સાતમું.

ખાનદાનનો પુત્ર, જેણે દુઃખનું ડાચું કદી દીઠેલું ન, હીં, પરદેશ કેવો છે, ગરીબ માણસ શો ઉદ્યોગ કરી પોતાનું પોષણ કરે છે, અને નિર્ધન માણસને કેવાં કેવાં કષ્ટ સહન કરવાં પડે છે, તે જેના જાણવામાં નહીં એવા ચતુરસિંહ કુમારને તે સઘળી વાતની હવે ખબર પડશે. દિનદિન પ્રત્યે મુખ કમળ કરમાવા લાગ્યું, શરિરે દુર્બળ થવા માંડયું. તેનો ગુલાબી રંગ નાશ પામી કાળો રંગ થવા માંડયો. પૃથ્વી ઉપર ચરણ મૂકતાં જે પાનીનો લાલ રંગ થઇ જતો હતો, તે પાનીમાં હજારો કાંટાનાં માથાં પેસી ગયાં.

ટાઢ, તડકો જેણે કદી જોએલો નહીં તે હાલ વસ્ત્ર વિના ભટકવા લાગ્યો. સ્વાદિષ્ટ ભોજનનો જે આહાર કરતો, તેને હવે કડાકા થવા લાગ્યાં.

થોડે દૂર જતાં અત્યંત રમણિય અને બીજા બ્રહ્મલોક જેવો આશ્રમ તેના જોવામાં આવ્યો. એ આશ્રમમાં વિચિત્ર રંગના પુષ્પ ખીલી રહ્યાં હતાં. પાસેના એક માંડવા ઉપર દ્રાક્ષના વેલા પથરાએલા હતા. તાલ, તમાલ, કદળી વગેરે વૃક્ષોની સુશોભિત પંક્તિ જામી રહેલી હતી. નાળિએરી ઉપર એલચોની લતાઓ ચડી રહી હતી. લવંગ લતા ઝુમી રહેલી હતી, અને તેનાં પત્રો ચંચળ જણાતાં હતાં. આંબાઓ ઉપર ભ્રમરના ગુંજાવર શબ્દો ગાજી રહ્યા હતા. સૂડાઓની કઠણ ચાંચવડે કેટલાક મિષ્ટ ફળો ભેદાતાં હતાં, અને કોયલના ટહુકારા કાને સાંભળતા અંતઃકરણમાં આનંદપ્રાપ્ત થતો હતો. ત્યાં એક તપશ્ચર્યા કરનાર યોગી તેણે બેઠેલો દીઠો. તેના માથાની જટા, જાણે વડની વડવાઇઓ નીચે ઉતરી હોય તેવી લાંબી દેખાતી હતી. વચ્ચે કપાળમાં ભષ્મનું ત્રિપુંડ શોભી રહ્યું હતું, તેમજ આખા શરીરપર ભષ્મ ધારણ કરેલી હતી. દાઢીના વાળ લાંબા વધીને નાભી સુધી આવેલા હતા. કાનમાં પણ મસ રૂવાડાં ઉગેલાં હતાં. કાષ્ટની પાવડીપર બન્ને હાથ રાખેલા હતા. એક હાથમાં તુળશીની માળા ગ્રહણ કરેલી હતી. "જય નૃસિંહ જય નૃસિંહ" એવા શબ્દો તેના મુખમાંથી વારંવાર નીકળતા હતા. પોતાની નીચે મૃગ ચર્મનું આસન બીછાવેલું હતું.

એવા યોગીરાજની પાસે તેનો શિષ્ય ગાંજો સાફ કરી ચલમ ભરી આપતો હતો. તેને ચતુરસિંહે નમસ્કાર કર્યો તેથી શિષ્યે તેને આવવાનું કારણ પૂછ્યું. ચતુરસિંહ બોલ્યો– હું આ રાનમાં ભૂલો પડી ગયો છું, માટે મને કોઇ ગામ હાથ લાગે તેવો રસ્તો બતાવો. શિષ્યે તેને હાથની સમસ્યાથી રસ્તો બતાવ્યો, તેથી ચતુરસિંહ તે રસ્તે ચાલી નીકળ્યો.

રંગમતી શેહેરમાં ધનોશા કરીને એક નામાંકિત અને ધનાઢ્ય વેપારી હતો. તે શરીરે પુષ્ટ, આંખ ઝીણી, શરીરનો રંગ શ્વેત, ઉમર આશરે પાંત્રીશ વર્ષની, ક્ષમાવાન, અને બુદ્ધિવાન હતો. તે દેશ અને પરદેશમાં બહોળો વેપાર કરતો હતો, તેથી તેને ગુમાસ્તા વગેરે માણસો રાખવાની વધારે જરૂર હતી. તેને ઘેર અનાયાસે ચતુરસિંહ આવી ચડ્યો. પૂછપાછ કરતાં જણાયું કે આ કોઇ નામાંકિત વેપારીનું ઘર છે. આ વેપારીને માણસ રાખવાની જરૂર છે. એવું સાંભળી મન સાથે વિચાર કરવા લાગ્યો કે આ શેઠને ઘેર નોકર રહી મારે આબરૂ મેળવવી જોઈએ, કેમકે હાલ હું એક કંગાળ કરતાં પણ હલકી સ્થિતિને પાત્ર થયો છું. માટે સમયને અનુસરી આ શેઠને ત્યાં નોકર રહું તો ઠીક. "વેળા વેળાની છાંયડી," મારે ઘેર લાખો નોકર છે પણ આ વખતે મારે નોકર રહેવાનો વખત આવ્યો છે.તો સમયને ઓળખી લેવો, એજ ગાંજ સાર છે. સુખના દિવસમાં દુઃખના દહાડા યાદ કરવા પણ દુઃખના દિવસમાં સુખના દહાડા યાદ લાવી અંતર બાળવું નહીં. સમય પ્રમાણે વ-

લેવું એ વધારે સારૂ છે. ચતુરસિંહ એવા વિચાર કરતો હતો એટલામાં જમવાનો વખત થવાથી ધનેશા પોતાની એકાંત મેડીમાંથી નીચે ઉતર્યા. તે વખત એક ભીખારી જેવો (શરીરના માત્ર મધ્ય ભાગે ફાટેલ વસ્ત્ર વિટાળેલું એવો) ચતુરસિંહ તેની દૃષ્ટિએ પડયો. શેઠને જોઇ ચતુરસિંહે સલામ કરી તેથી તેને ધનાશાએ કહ્યું–અલ્યા છોકરા ! તું આંહી કયાંથી અને કેમ આવ્યો છે? તારા અંતઃકરણમાં શો વિચાર છે? ચાલ આંહીથી બહાર નીકળ. આટલાં વાકયો સાંભળી ચતુરસિંહ ગળગળિત થઇ ગયો, અને આંખમાંથી ચોધાર આંસુ પડવા લાગ્યાં. પછી ધનાશાને ખાતરી થઈ કે આ કોઇ દુખીઆરો માણસ જણાય છે, તેથી દયા લાવી પૂછવા લાગ્યો કે અરે છોકરા તું શા માટે રડે છે? તારે ખાવાનું જોઇએ છીએ ? તું ભૂખ્યો હોય તો લે તને ખાવાનું અપાવું, (એમ કહી પોતાના રસોઈઆને બોલાવે છે) અલ્યા શિવા મહારાજ, આ છોકરાને ખાવાનું આપજે. શિવો મહારાજ ખાવાનું લાવ્યો, પણ ચતુરસિંહે તેમાંનું કશું લીધું નહીં. અને વધારે રોવા લાગ્યો, તેમ તેમ ધનાશાના અંતઃકરણમાં વધારે દયા ઉત્પન્ન થતી ગઇ. ધનોશા ઘણોએ બોલાવે પણ ચતુરસિંહ ઉત્તર આપે નહીં. છાતી કઠણ રાખી બોલવા જાય પણ તેનાથી બીલકુલ બોલી શકાય નહીં. સઘળા દિવસનું એક સામટું દુઃખ ચતુરસિંહને રડાવતું હોય તેમ ભાસવા લાગ્યું. છેવટ ઘણીવારે ચતુરસિંહ છાનો રહ્યો, તે વખતે ધનાશાએ પૂછયું-ભાઈ તું કોણ છે? અને આંહી

શા માટે આવેલો છું ? તારા અંતઃકરણમાં જે વિચાર હોય તે મને કહે. હું તારૂં કથન કબૂલ કરીશ. ચતુરસિંહ કહે હું રજપૂત છું, અમે મિત્રો સાથે નીકળ્યા હતા પણ ઇશ્વર ઇચ્છાથી વનમાં વિખૂટા પડયા. મારા મિત્રને શોધવા હું ઘણો ભટકયો પણ તેની ભાળ લાગી નહીં. છેવટે આના-પાસે આંહી આવી ચડયો છું. આપે મને ભીખારી જેવો ગણ્યો તેથી મારા મનને બેહદ ખેદ થયો. આગળના સુખના દહાડા યાદ આવવાથી મને રડવુ આવ્યું. મારી છાતી કઠણ રાખતાં છતાં રડાયું છે. હવે હું આપની પાસે વિનતિ કરૂં છું કે હાલ હું ગરીબનો ગરીબ છું, માટે આપના તાબામાં રાખીને કૃપા કરી નિભાવો. મારે કાંઇ મુસારાની દરકાર નથી, માત્ર ઉદ્યોગ સાથે કામ છે. નિરૂદ્યોગી બેસી રહેવું મને ગમતું નથી. કારણ કે—

## દોહરો.

નિરૂદ્યમી નર જે રહે, નિર્બળ તેની કાય;
સદા શોક નિજ દિલ વશે, નિરૂદ્યમી કે'વાય. ૧
રહિત પ્યાર માતા પિતા, ફરે ઉદાસી આપ;
દમડી પાસ મળે નહીં, કષ્ટ તણું નહિ માપ. ૨
નિજ તન કમળતા તજે, બુદ્ધિ ક્ષીણ થઈ જાય;
પોષણ તન શાનું કરે, નાહક તન સુકાય. ૩
ડાહ્યો મૂરખ થઈ ભમે, કો નવ દે સનમાન;
વણ દામે કણ નવ મળે, ભુલે દેહનું ભાન. ૪

ધરણ ધરે નિજ ચરણ તે, વણ જોમે મૂકાય;
વિના ઢંગ વાતો કરે, વદન તેજ કરમાય. ૫
આવક દમડી નવ મળે, જાવક જમવું તેહ;
નિરૂદ્યમી દુખ સાગરે, પડે નહિ સંદેહ; ૬
દામ મળે કે નવ મળે, જમવું વૃથા ન જાણ;
નિરૂદ્યમી રે'વા થકી, નિશ્ચય ઉપજે હાણ. ૭
મૂસારો હલકો મળે, તોપણ કરશે કાજ;
તેહ તણા આ વિશ્વમાં, સુખિયો સહૂ સમાજ. ૮

બીન રોજગારે બેસી રહેવું તે દરિદ્રતાનું મૂળ ઉત્પન્ન કરવા બરાબર છે. દરિદ્રતાને માટે કહ્યું છે કે—

**अपुत्रस्यगृहंशुन्यं, दिशःशुन्यास्त्वबांधवाः**
**मूर्खस्यहृदयंशुन्यं, सर्वशुन्यंदरिद्रता.**

અર્થ—વાંઝીઆનું ઘર પુત્ર વિના સૂનું હોય છે. માણસને ભાઈ વિના દિશાઓ સુની લાગે છે. મૂર્ખનું હૃદય પલળે નહીં એવું હોય છે, અને દરિદ્ર માણસને બધું સૂનું હોય છે. માટે શેઠજી, આપના ધ્યાનમાં આવે તેટલો પગાર આપજો, અને તેમ નહીં તો માત્ર ખાવાનું અને લૂગડાં આપશો તોપણ હું ઘણો ખુશીથી આપની નોકરી બજાવીશ. કેમકે હાલમાં કોઈ જગોએ મને વધારે પગાર મળે તેમ નથી, કદાપિ કોઇ ઠેકાણે મને વધારે પગાર મળશે તો હું આપની રજા લઇ ત્યાં જઇશ. પણ હાલ આપ જે પગાર આપશો તે લઈ ઘણી ખુશીથી આપનો હુકમ ઉઠાવીશ.

આવાં વચન સાંભળી ધનોશા મનમાં વિચાર કરવા લાગ્યો કે આ કોઇ ખાનદાનનો દીકરો જણાય છે. આવા દુખીયારાને મારે અવસ્ય મદદ આપવી જોઇએ. એમ વિચારી તે બોલ્યો–ઠાકોર આજથી તમારે મારા દીકરા મનમોહનની સાથે ફરવું, તેની સાથે દરરોજ પાઠશાળામાં જવું, અને સાંજરે તેની સાથે ઘેર આવવું. તેને માટે હું તમને યોગ્ય પગાર આપીશ. આવાં વચન સાંભળી ચતુરસિંહ ઘણોજ ખુશી થયો. કેમકે સમય પ્રમાણે તેને સારી નોકરી મળી. ધનાશાએ ચતુરસિંહને નવાં લૂગડાં શીવડાવી આપ્યાં તે પહેરી હમેશ મનમોહનની સાથે તે નિશાળે જવા લાગ્યો. ત્યાં ગયા પછી ચતુરસિંહને કાંઈ કામ કરવું પડતું નહોતું તેથી ત્યાં નવરાશના વખતમાં ખાનગી અભ્યાસ કરવા લાગ્યો. એણે પોતાના નગરમાં ચિત્રકળા, ગાયનકળા, કાવ્યકળા ને શિલ્પકળાનો અપૂર્ણ અભ્યાસ કર્યો હતો તે આંહી પૂર્ણ કર્યો, એથી એના જ્ઞાનમાં ઘણોજ વધારો થયો.

એક દિવસે ધનાશાએ મનમોહનની પરીક્ષા લેવા માંડી, તે વખતે ચતુરસિંહ પણ ત્યાં બેઠો હતો. ધનાશાએ મનમોહનને પોતાની સન્મુખ બેસાડી સવાલ પૂછવા માંડયા, તેના જોઇએ તેવા જવાબ મનમોહનથી આપી શકાયા નહીં. ચતુરસિંહ ઉત્તર આપવાને ઘણોજ આતુર હતો પણ શેઠના હુકમ વગર બોલવું એ તેને અયોગ્ય લાગ્યું. પછી શેઠે એક બીજો સવાલ મનમોહનને પૂછયો તેનો ઉત્તર તે આપી શક્યો નહીં, એટલે શેઠે સેહેજ ભાવે ચતુરસિંહના સામું જોયું

એટલે તેનો ઉત્તર તેણે આપ્યો.x ધનાશાએ અજાએબ થઈને પૂછ્યું, ઠાકોર તમે ક્યારે અભ્યાસ કર્યો વારૂ ? ચતુરસિંહ કહે શેઠજી, હું મનમોહનભાઈની સાથે નિશાળે જાઉંછું, ત્યાં મારો વખત એળે ગુમાવતો નથી. કેમકે શાસ્ત્રમાં પણ કહ્યુંછે કે-

**श्लोकेनवातदर्धेन, तदर्धार्धाक्षरेणच**
**अवध्यंदिवसंकुर्यात्, दानाध्ययनकर्मभि.**

અર્થ—એક શ્લોક અથવા અર્ધો શ્લોક, તે ન થાય તો પા શ્લોક અને છેવટ એક અક્ષર પણ ભણીને, દાન અને સારાં કામ કરીને દરેક દિવસને લેખે લગાડવો.

એ શ્લોક હું યાદ રાખી હમેશાં મેહેતાજી પાસે ખાનગી અભ્યાસ કરૂં છું, તેથી મારો અભ્યાસ મન મોહનભાઈની સમતુલ્ય છે. માત્ર ફેર એટલો કે તે વર્ગમાં બેસીને અભ્યાસ કરે છે, અને હું ખાનગી રીતે અભ્યાસ કરૂં છું. પણ તેનો રોજેરોજનો પાઠ તૈયાર કરવાને હું ચૂકતો નથી. આવાં વચન સાંભળી ધનાશાએ મન મોહનની સાથે બેસી પરીક્ષા આપવા ચતુરસિંહને ફરમાવ્યું. બન્નેની પરીક્ષા લેતાં ચતુરસિંહ વધારે કાબેલ જણાયો, તેથી ધનશાએ ચતુરસિંહને શાલ ને પાઘડી બક્ષીસ આપી. વળી તે દિવસથી મનમોહન કરતાં તેને વધારે પ્યારો ગણવા લાગ્યો. મેહેતાજી સાથે ગોઠવણ કરી કે

xતારાકે તેજમાં ચંદ્ર છુપે નહીં, સૂર્ય છુપે નહીં બાદલ છાયા; ચંચળ નારકે નેન છુપે નહીં, કર્મ ન છુપે ભભુત લગાયા. વગેરે વગેરે

ચતુરસિંહને પણ વર્ગમાં બેસાડી અભ્યાસ કરાવવો, તેની ફીના જે પૈસા થશે તે હું આપીશ. એ પ્રમાણે ચતુરસિંહને અભ્યાસ કરવામાં વધારે ઉત્તેજન મળ્યું, તેથી અભ્યાસમાં દિન પ્રતિ દિન વધારો થવા લાગ્યો. એક દિવસ ધનાશાના મનમાં એવો વિચાર આવ્યો કે મનમોહનનું વેશવાળ કરેલું છે ત્યાં ઘરેણું આપવા ચતુરસિંહને મોકલવો. કેમકે હાલમાં બીજા કોઇ ગુમાસ્તાને નવરાશ મળી શકે તેમ નથી અને ઘરેણું મોકલ્યા વિના ચાલે તેમ નથી. માટે ચતુરસિંહ પણ મારા અંગનો માણસ છે, તેને મોકલવામાં કશી હરકત નથી. એમ ધારી ચતુરસિંહને પોતાની રૂબરૂ બોલાવી ધનાશાએ તેને સઘળી વાતથી માહીતગાર કરી કિંમતી ઘરેણાં આપીને ત્યાં મોકલ્યો. ઘણી સરસ પવનવેગી ઘોડીપર સ્વાર થઇ ભભકાદાર વસ્ત્રાલંકાર સજી ચતુરસિંહ ઠાકોર મનમોહનના સાસરા તરફ જવા નીકળ્યો. શેહેર વચ્ચે ઘોડી ખેલાવતો ચતુરસિંહને જતો જોઈ સર્વ માણસો દીગમુઢ બની ગયા. તેની ચતુરાઇ, શરીરના અવયવ, ઘોડીની થનથનાટ થતી ચાલ વગેરે જોઈને સર્વ જનો તેની તારીફ કરવા લાગ્યા. એવો મહા સ્વરૂપવાન હાલમાં ધનાશાનો ગણાતો ચાકર શેહેર છોડી આગળ ચાલવા લાગ્યો.

---

## પ્રકરણ ૮ મું.

રંગમતી શેહેરથી દશ કોસ ઉપર એક સુંદર તળાવ

હતું, જેમાં નિર્મળ જળ ભરેલું હતું, કાંઠાપરનાં ઝાડની છાયા વડે. સ્વચ્છ પાણીમાં શિતળતા રહેલી હતી. સરોવર માંનાં કમળ પ્રફુલ્લિત થઈ, જેમ હાસ્ય વદન કરી પ્રિયા, પીયુની ભેટ લેવા આતુર થાય તેમ પોતાનું મુખ વિકાશી એક ધ્યાનથી સૂર્યમંડળ તરફ ફરતાં હતાં. બતકાં અને જળ-કુકડાં સરોવરના નિર્મળ પાણીમાં આમથી તેમ ઉડીને તથા ડુબકી મારીને, કોઇ અન્યોઅન્ય પ્રહાર કરીને સુખ માનતા હતા. એવા રમણિક સરોવરના કિનારાપર ચતુરસિંહ આવી પહોંચ્યો. ત્યાં તે એક ઝાડ સાથે પોતાની ઘોડી બાંધી, વસ્ત્રાલંકાર ઉતારી માત્ર એક પંચીયું પહેરી સરોવરમાં સ્નાન કરવા પડ્યો. નિર્મળ પાણીથી પોતાનું દિલ તૃપ્ત થયું નહીં, તેથી તરતો તરતો જરા દૂર ગયો. ત્યાં ડૂબકી મારે, પાટૂડીઓ પછાડે, ખોબા ભરી આકાશ તરફ પાણી ઉડાડે, એ પ્રમાણે ક્રિડા કરવા લાગ્યો. થોડીવારે તેણે કિનારા તરફ જોયું તો ચાર પુરૂષોને આવતા દીઠા, તેથી પોતે પાણીમાં ડુબકી મારી. પેલા ચાર પુરૂષો કિનારા ઊપર આવી જુએ છે, તો ઘણા સરસ લૂગડાં બાંધેલી ઘોડી પાસે પડેલાં દીઠાં. તેથી ચારે જણે ત્યાં જઇ તપાસ કર્યો તો કિમતી ઘરેણાં તેમને હાથ લાગ્યાં. ચારે જણ ખુશી થતાં વાતો કરવા લાગ્યા કે આ ઘણી આશ્ચર્યકારક વાત છે. કોઈ માણસ આ જગ્યાએ જણાતો નથી પણ ઘરેણાં, લૂગડાં અને ઘોડી અહિં છે તેથી વિસ્મિત થઇએછીએ. એમ વાતો કરતા હતા એટલામાં ચતુરસિંહ પાણીમાંથી બહાર નીકળ્યો; અને હ-

સ્તે ચહેરે બહાર આવી પોતાનાં લૂગડાં પહેરવા લાગ્યો. પેલા પુરૂષો બોલ્યા ભાઇ તમે કોણ છો? અને ઘણીવાર સુધી તમે પાણીની અંદર શાથી રહી શક્યા? તેનો ખુલાસો અમને મહેરબાની કરીને કહો. ચતુરસિંહ બોલ્યો–તમે કોણ છો? હું તમને બિલકુલ ઓળખતો નથી, માટે તમને ખરી વાત શી રીતે કહી શકાય? મિત્ર વિના બીજાને વાત કરવી એ ગેરવાજબીછે. માટે તમારી કઇ જાત તથા તમે શું ઉદ્યમ કરોછો? તે ખરેખરૂં કહો. હું તમને સઘળી વાતથી વાકેફગાર કરીશ. પેલા બોલ્યા–અમે ઠગલોકએ તેથી સઘળા માણસને ઠગવાનો ધંધો કરીએછીએ. તમને ઠગવાનો અમારો વિચાર હતો પણ તમે કોઇ પ્રતાપી પુરૂષ જણાઓછો તેથી અમારો વિચાર અમે મુલતવી રાખવો દુરસ્ત ધારીએછીએ. હવેથી તમે અમારા મિત્ર થયા. માટે કહો તમે પાણીમાં શાથી રહી શક્યા? આ સઘળી વાત સાંભળી ચતુરસિંહ મનમાં વિચાર કરવા લાગ્યો કે આ ઠગારાને ઠગવા એ વધારે હુશીઆરીનું કામ છે. માટે તેમને ઠગવાની કિર્ત્તી મારે મેળવવીછે. એમ ધારી બોલ્યો–ભાઇઓ ! આ તળાવ ઘણું પ્રતાપીછે, તેથી નગ્ન થઇ, તેની માટી શરીરે ચોળી, કોઇ તેમાં નહાવા ઉતરે અને પછી ડૂબકી મારી સોનાની દ્વારકા જોવાની ઇચ્છા કરે, તેનાથી નિશ્ચય સોનાની દ્વારકામાં જવાય છે. અને ઘનસ્યામ મુર્ત્તિ રણછોડજીનાં દર્શન થાય છે. હું હમેશાં તે પ્રમાણે દ્વારકામાં જાઉંછું. ત્યાં ઈશ્વર સ્તુતિ કરી અત્યારે પાછો આવુંછું. હમણાં પણ ત્યાંજ ગયો હતો.

સોનાની દ્વારકા ખરેખરી જોવા લાયક અને સર્વ પાપનો નાશ કરનારી દેવપુરીછે. વાહ વાહ! રણછોડજીની મુર્ત્તિ અ- ત્યંત મનોહરછે. એવું સાંભળી ઠગ બોલ્યા, અમે સોનાની દ્વારકામાં જવાની ઇચ્છા જણાવીએ તો અમારાથી જઇ શકાય કે નહીં? ચતુરસિંહ કહે—હા, તમારે પ્રથમ નગ્ન થઇ જવું પડશે. અને પછીથી હમેશાં એક પંચીઉં પહેરી જઇ શકાશે; માટે આ વખત તમારે જવાની ખુશી હોય તો લૂગડાં તથા પહેરલાં ઘરેણાં અહિં મૂકી નગ્ન થઇ શરીરે તળાવની માટી ચોળી અંદર નહાવા ઉતરો. પછી ડૂબકી મારજો અને મું- ઝાઓ તોપણ બહાર નીકળશો નહીં. કેમકે તમારે પ્રથમ જવુંછે તેથી ઘણું કષ્ટ સહન કરવું પડશે, માટે ગમે તેમ થાય પણ ચાલતા સુધી પાણીમાંથી બહાર નીકળવું નહીં.

ઉપર પ્રમાણે સર્વ કબૂલ કરી ચારે ઠગ તળાવમાં ન- હાવા ઉતર્યા, અને પાણીમાં પહોંચ્યા પછી ચારે જણે એક સાથે ડૂબકી મારી. આવો સારો લાગ જોઇ ચતુરસિંહે પો- તાની ઘોડી ઉપર ઠગનાં લૂગડાં અને ઘરેણાં નાંખી પોતે સવાર થઇ ઘોડીને એકદમ દોડાવી. તે ઘણે દૂર ગયા પછી એક ઠગ ઘણો મુંઝાયો હશે, તેનાથી પાણીમાં નહીં રહે- વાયાથી બહાર નીકળ્યો, અને જોયું તો ચતુરસિંહ લૂગડાં કે ઘરેણાં કશું જણાયું નહીં. તેથી પોતાના સાથીઓને પાંગોઠે ઝાલી પાણીમાંથી બહાર કાઢ્યા. ત્રણે ઠગ પેલા એ- કને ઠપકો આપવા લાગ્યા કે સાળા તેં અમારી સોનાની દ્વારકાની પ્રાપ્તિ વ્યર્થ ગુમાવી. રણછોડજીનાં દર્શન દુર્લભ કરા-

બ્યાં. પેલો કહે મૂર્ખાઓ, પેલા ઠગારાએ આપણને ઠગ્યા. આપણાં લૂગડાં અને ઘરેણાં તે લેઈ નાશી ગયો; એવું સાંભળી સઘળા ઠગ નિરાશ થયા અને તળાવનાં કિનારાપર જઇ ચોતરફ જોવા લાગ્યા પણ ચતુરસિંહને દીઠો નહીં. તેથી એક સાથે બોલ્યાકે—

### સોરઠો.

(તુજ) પાંખ હતી તે પાય, પવન વેગથી પરવર્યો;
છેતરીઆ ઠગ રાય, તું સર્દાર ઠગનો ઠર્યો. ૧

કહેવત છે કે "લેને ગઇ પૂત ત્યાં ખોઇ આઈ ખસમ." એ પ્રમાણે બિચારા ઠગો સોનાનાં દ્વારકાંની પ્રાપ્તિને અર્થે નહાવા પડયા, ત્યારે ઉલટા લૂગડાં તથા ઘરેણાં ગુમાવી બેઠા. નગ્ન હોવાથી આખો દિવસ તળાવને કિનારે બેસી રહેવું પડયું. વળી રાત્રે ઘેર ગયા ત્યારે બાઇડીઓએ ઘણો ઠપકો દીધો; તેથી સદા નીચું નિહાળવાનું રહ્યું. બાઈડીઓ મશ્કરી કરે તેથી પસ્તાવો કરવા લાગ્યા.

---

## પ્રકરણ ૯ મું.

ઠગને છેતરી નાઠેલો ચતુરસિંહ ધુતારાપુર પાટણની ભાગોળે આવી પહોંચ્યો. ત્યાં તેને કોઈ ખાનદાન સિપાઇ મળ્યો, તેણે પૂછયું કે ઠાકોર, તમે કયે ગામ રહો છો? તમારૂં તથા તમારા પિતાજીનું નામ શું? તે કહો. ચતુરસિંહ કહે, હું ચંદ્રાવતી નગરીના રાજા રણજીતસિંહનો પુત્ર છું. મારૂં નામ ચતુરસિંહ છે. હું મારા મિત્રની વહુ સારૂ ધ-

રેણું લેઇ જાઉં છું. એ સાંભળી સિપાઇ બોલ્યો. અરે!તમારૂં નામ ચતુરસિંહ! તમે રણજીતસિંહના દિકરા ખરા કે નહીં? કદાપિ તમે ચતુરસિંહ હશો તો મારા જમાઇ થાઓ છો. મેં મારી દીકરી મેનાંની સાથે તમારૂં લગ્ન કરેલું છે, અહો! મારૂં ધન્ય ભાગ્ય કે તમે મારે ઘેર પરોણા આવ્યા. એ પ્રમાણે કહી ચતુરસિંહને પોતાને ઘેર તેડી ગયો. ચતુરસિંહ મનમાં વિચાર કરવા લાગ્યો કે અરે! મારૂં લગ્ન કર્યું છે એવી મને હજુ ખબર નથી, તે પહેલાં આ માણસ શું બોલે છે? ખરૂં જોતાં જણાય છે કે આ મારો સસરો થનાર કોઇ ખાનદાન માણસ છે. તેની રહેવાની મેડીઓ ઘણી શોભાવંત, ઘેર ઘોડાની પાયગા, ચાકરો, દાસીઓ વગેરે પુષ્કળ છે, તેથી એવો ભાગ્યશાળી માણસ જૂઠું બોલે એવું સમજાતું નથી. કેમકે ખાનદાન માણસ ખોટું બોલીને કોઇને જમાઇ કહે નહીં.

સિપાઈએ તરત મેનાંની દાસીને બોલાવી કહ્યું કે— ચંદ્રાવતી નગરીના મહારાજા રણજીતસિંહના કુંવર ચતુરસિંહ આપણે ઘેર પરોણા આવ્યા છે. માટે તેને મેનાંની મેડીએ તેડી જા. દાસી તરત બોલી કે આજ કોઇ સારો શિકાર હાથ લાગ્યો જણાય છે, તેથી મેનાંની મેડી તરફ ચતુરસિંહને લેઇ ચાલી. ચતુરસિંહ પણ તેની પછવાડે વગર બોલાવે ચાલ્યો ગયો. બંને જણ એક દાદરો ચડયા એટલે એક મહા સ્વરૂપવાન સ્ત્રિ હાથમાં પાણીની ઝારી લેઈ ચતુરસિંહને આપવા આવી, તેથી પોતે ત્યાં ઉભો રહ્યો

અને દાસી ઉપર ચાલી ગઈ. પેલી સ્ત્રીએ ચતુરસિંહને ઝારી આપવા પોતાનો હાથ લાંબો કર્યો. ચતુરસિંહ તે સ્ત્રીના તમામ અવયવો જોતાં વિચાર કરવા લાગ્યો કે વાહવાહ! આ સ્ત્રીનું કેવું અદ્‌ભૂત સ્વરૂપ છે! તેનાં એકે અવયવમાં કોઇ જાતની ખોડ જણાતી નથી; એટલામાં તેની નજર પેલીની આંખ ઉપર પડી, તેથી બોલ્યો-

દોહરો.

મટકું તે નથી મારતી, ખૂલી રાખે ચક્ષ;
માટે તેતો કાષ્ટની, પૂતળી ઉભી સમક્ષ. ૧

પોતાની આંખનું મટકું મારતી નથી, તેથી તેતો લાકડાની પુતળી છે એમ સ્પષ્ટ સમજાય છે. પછી તેણે ઝારી લીધી નહીં, અને આગળ ચાલવા લાગ્યો. પેલી દાસી આ સઘળો તમાશો જોઇ ચતુરસિંહની અગાઉ મેંનાં પાસે પહોંચી ગઈ. અને કહેવા લાગી-અહો મારી પ્યારી મેંનાં તેં આજ દિન સુધી ઘણા પુરૂષોને છેતર્યા છે, પણ આ વિચક્ષણ પુરૂષને તું છેતરવા સમર્થ નથી. તે મહા ચતુર જણાય છે. કેમકે જે પુરૂષો અહિં આવેલા તેણે પેલી ઝારી આપનાર પુતળીને ઓળખી નહોતી. સઘળાએ તેના હાથમાંથી પાણીની ઝારી લીધેલી હતી. પણ રણજીતસિંહના દિકરા ચતુરસિંહ, ચંદ્રાવતી નગરીના પાટવી કુંવરે લાકડાની પુતળીને ઘણી ઝડપથી ઓળખી તેના હાથમાંથી ઝારી લીધી નથી. માટે મને જણાય છે કે, તું તેને જીતી શકનાર નથી. એવું સાંભળી મેંનાં બોલી-મારી પ્યારી દાસી મારી પાસે

ઘણા પુરૂષો આવી ગયા છે, પણ તેમાંથી કોઇ મને જીતી શક્યો નથી. તો આ બિચારા બાળક ચતુરસિંહથી હું શી રીતે જીતાઈશ? તેનું મોત મારી ચપટીમાં છે. તેને મારવો અને માકડ મારવો એ હું સરખું ગણું છું. માટે મારી પ્યારી દાસી, તું જરાએ ચિંતા કરીશ નહીં. તેની પાસેનું તમામ નાણું આપણું થઇ ચૂક્યું છે, તે અત્યારથી મરી ચૂક્યો છે, એમ નિશ્ચય સમજજે. એમ વાતો કરતી હતી એટલામાં ચતુરસિંહ ઉપર આવ્યો, તેને જોઈ મેંનાં ઉભી થઈ અને એક ખુરશી ઉપર તેને બેસાડયો. પછી પોતે તેના સાગી બેઠી.

લોભીયણ મેંનાંએ પોતાનું સ્ત્રી ચરિત્ર શરૂ કર્યું. તે બોલી પ્રાણનાથ, આપનાં મારી સાથે લગ્ન થયા પછી આપે બિલકુલ મને સંભારી નહીં. હું આપના વિયોગથી મહા દુઃખણી થઇ પડી. મેં સારા સારા ભોજનનો ત્યાગ કર્યો. પલંગને પરહરી માત્ર પૃથ્વીપર પથારી કરી શયન કરવા માંડયું. માથાના કેશમાં તેલ નાંખવું બંધ કર્યું, તરેહવાર કિમતિ વસ્ત્રાભુષણનો શણગાર અળગો કર્યો વગેરે વિધવાનાં વ્રત આજ દિન સુધી પાળ્યાં. આપના વિયોગથી હું સૂકાઇને ઝરડું બની ગઇ. પણ આજ દિન સુધી આપે મારી બિલકુલ સંભાળ લીધી નહીં. મને ખબર નહોતી કે આપ એવા નિર્દય થઇ ગયા હશો. તે સાંભળી ચતુરસિંહ બોલ્યો— મને આજ દિન સુધી ખબર નહોતી કે મારાં તારી સાથે લગ્ન થયાં છે. વળી મારા માતપિતાએ મને કદી વાત પણ

કરી નથી કે મારાં લગ્ન થયાં છે, તેતો મને કુંવારો કહે છે. તું તમારા પિતાજી લગ્ન થયાની વાત કરો છો તેથી મને બરાબર ભરૂસો આવતો નથી. મેંના બોલી–પ્રાણનાથ એક વખત દુકાળ પડયો ત્યારે તમારા પિતાજી પાસે જોઈએ તેટલું અનાજ તથા ઘાસ વગેરે નહીં હોવાથી પોતાની પ્રજા તથા વાહનાદિનું સંરક્ષણ કરવામાં અડચણ આવવા લાગી. તેથી પોતાના સઘળા કુટુંબને લેઇ અહિં આવ્યાહતા. તે દિવસ મારા પિતાજીએ પોતાની રાજધાનીમાંથી પાંચ ગામ ગીરો મૂકી તેમનું પોષાણ કર્યું હતું. તે ગામ હજુતો છૂટયાંએ નથી. તે દુકાળમાં આપણી ઉંમર ઘણીજ નાની હતી, પણ તમારાં અને મારાં માત પિતાની ખુશીથી આપણાં લગ્ન કર્યાં હતાં. આપણાં બાળપણામાં લગ્ન થયેલાં તે આપણને કેમ સાંભરે? પેલું દુકાળનું વર્ષ વિત્યા પછી બીજે વર્ષે સારો પાક થયો તેથી તમારા પિતાજી પોતાના રાજ તરફ જવા નીકળ્યા. ત્યારે મારા પિતાજીએ કહ્યું કે મેંનાંને તમારે ઘેર તેડી જાઓ. તેથી તમારા પિતાજી બોલ્યા–મેંનાંની યોગ્ય ઉમર થશે ત્યારે હું કોઇને તેડવા મોકલીશ. અને તમારાં પાંચ ગામ અમારે માટે ગીરો મૂકેલાં છે, તે હું છોડાવી અપાવીશ. એ પ્રમાણે કહી તમારા પિતાજી પોતાના રાજ્યમાં ગયા, પણ ગામ છોડવવાનો કે મને તેડી જવાનો બિલકુલ ભાવ પૂછયોજ નહીં. પોતાના પેટમાં ખોટી દાનત હોવાથી આપણાં લગ્નથયા વિષેની તમને પણ વાત કરી નહીં હોય, પણ સર્વનો બેલી પરમેશ્વર છે. આ-

પણા દિલ સાચાં હતાં તો અનાયાસે પરમેશ્વરે મેળવી દીધાં. વાહવાહ! સર્વજ્ઞ ઇશ્વરની ગતિ ગહનછે! આટલી વાત સાંભળી ચતુરસિંહ મનમાં વિચાર કરવા લાગ્યો કે મારી નાની ઉમર હતી ત્યારે દુકાળ પડયો હતો એ વાત તો ખરી, પણ મારા પિતાજી સહકુટુંબ અહિં આવેલા અને મારાં લગ્ન આ મેંનાં સાથે કરેલાં એમાંનું કશુંએ કોઈ વખત મને કહ્યું નથી. તોપણ મારાથી ના શી રીતે કહી શકાય ? ચડતી પડતી દશા સર્વની આવે છે. પ્રથમ હું રાજપુત્ર તરીકે ગણાતો હતો, અને હાલ ધનાશાનો સિપાઇ ગણાઉ છું. એ પ્રમાણે મારા પિતાજીનું થયું હોય અને એવી ગરીબી હાલતની વાત કરતાં શરમાતા હોય તો કેમ ખાતરી થાય? માટે હમણાં અહિં જે વાત સાંભળીએ તે કબુલ રાખવી જોઇએ, કેમકે કોઈ માણસ કોઇનો જૂઠો સસરો કે કોઈ સ્ત્રી કોઈ પુરૂષની જૂઠી પત્નિ થવા પોતાની જીભથી કબૂલ કરતી નથી, તેમ છતાં જૂઠું બોલતી હોય તો મારૂં શું જનાર છે? મારે માત્ર રાતવાસો રહીને જવું છે, તેમાં મારી સ્ત્રી થઈ મને શું કરનાર હતી? હમણાં તે જેમ કહે તેમ મારે હા કહેવી. છેવટ સાચ, જૂઠ આપોઆપ જણાઇ આવશે. એમ ધારી બોલ્યો—પ્રાણ પ્યારી, તું કહે છે એમાંનું હું કશું જાણતો નથી, પણ તારૂં બોલવું હું કબૂલ કરૂં છું.

પોતાની જીભથી ચતુરસિંહ કબૂલ થયો તેથી મેંનાં ઘણી ખુશીથી બોલી પ્રાણનાથ, આજ મારે સોનાનો સૂર્ય પ્રકાશમાન થયો. આજથી મારૂં સઘળું દુઃખ નાશ પામ્યું,

મારે સઘળે અંગે હર્ષ વ્યાપિ રહ્યોછે વગેરે પ્રિયકર વાક્યો બોલી ચતુરસિંહને જમવા ઉઠાડયો. તેના હાથ ધોવા પાણીની ઝારી આપી તે લેઇ ચતુરસિંહ હાથ ધોવા ગયો. હાથમાં પાણી લેતાંજ સઘળું પાણી તેને લીલું છમ જણાયું, તેથી તે ચેતી ગયો કે અહિં કંઇ કપટ જણાયછે. પેલી ઝારામાંનું ઝેરનું પાણી એક બાજુ ઢોળી નાંખી પીરસેલા થાળ પાસે આવી બેઠો. તેમાંથી જમ્યો નહીં. મેંનાં બોલી—પ્રાણનાથ! આપની મારા ઉપર અવકૃપા કેમછે ? આપ મારૂં પીરસેલું કેમ જમતા નથી? કદાપિ પીરસેલી રસોઇ આપ જમશો નહીં તો હું આ છરી પેટમાં મારી આપને સ્ત્રી હત્યા આપીશ. ચતુરસિંહ બોલ્યો—મારે એવો નિયમ છે કે હું કદી એકલો જમતો નથી, માટે મારી સાથે તું જમે, તો હું જમીશ, તે વિના હું કદી જમનાર નથી. મેંના બોલી સ્ત્રીનું એઠું પુરૂષથી જમાય નહીં; માટે આપ એકલા જમો. કદાપિ આપ ભૂખ્યા રહેશો તો હું ખચીત આપને હત્યા આપીશ. ચતુરસિંહ કહે, મરવું હોય તો હું ના કહેતો નથી. પણ તારૂં સઘળું કપટ હું સમજી ગયોછું. એવા વચન સાંભળી મેંના શોક કરવા લાગી કે એણે મારૂં સઘળું કપટ જાણી લીધું. હવે હું બીજો શું ઉપાય કરીશ? એતો ખરે ખરો ચતુર જણાયછે. પણ ફિકર નહીં, પેલા પલંગ નીચેના કુવામાં તેને હમણાં ઢોળી પાડુંછું. એમ મન સાથે નિશ્ચય કરી બોલી, પ્રાણનાથ, આ રસોઇમાં આપને કપટ લાગતું હોય તો ચાલો હું બીજી રસોઇ તૈયાર કરાવુંછું. એમ

કહી, દાસીને બીજી રસોઇ કરવાનું ફરમાવી ચતુરસિંહનો હાથ પકડી માંહેના ઓરડામાં લેઇ ચાલી.

દગોછે, માટે ચેતતાં રહેવું, એ વિચાર ચતુરસિંહના મનમાં સજ્જડ ચોંઠી ગયો હતો, તેથી માંહેના ઓરડામાં પાથરેલા પલંગપર બેસવા ચતુરસિંહને કહેતાં તેણે પ્રથમ પોતાની તલવાર પલંગપર મૂકી, તેથી પલંગ તૂટી ગયો, અને તલવાર કુવામાં પડી આ અજાયબ જેવો ઘાટ જોઇ ચતુરસિંહને પક્કો ખાતરી થઇ કે આ મેંનાં મને જીવથી મારવાના ઉપાયો શોધેછે. એમ ધારી ઘણી રીસ કરી બીહામણા ડોળા કાઢી મેંનાને કહ્યું કે–રાંડ લૂચ્ચી, તું મને મારી નાંખવાના ઉપાય શોધેછે, પણ હું તારાથી છેતરાઉં તેમ નથી. એમ કહી જોરથી એક લાત મેંનાને મારી તેથી મેંના ભુસ કરતી નીચે પડી. તેનો ધબાકો સાંભળી દાસી દોડી આવી અને મેંનાને પોતાની સાથે બીજા ઓરડામાં તેડી ગઈ. થોડીવાર પછી ચતુરસિંહની રીસ ઉતરી અને મનમાં વિચાર કરવા લાગ્યો કે હું આજ બરાબર સપડાયોછું. તેથી પરમેશ્વરની સહાય વિના છૂટી શકનાર નથી. આ રંડાએ બરાબર પેચ રચવા માંડયા છે. પણ પરમેશ્વરની કૃપાથી ઉગરૂંછું. હવે તો થાકથી નિદ્રા આવે છે પણ બીકને લીધે સૂઇ શકાતું નથી. અરે! જરા લાંબો થઈને સુઇ જવાથી કયાં ઉંઘ આવી જનાર હતી. એમ ધારી સુતો; એટલામાં નિદ્રા આવી ગઇ. તેથી મેંનાએ આવી તેને પલંગ સાથે મજબૂત દોરડાથી બાંધી લીધો, અને તેની છાતી ઉ-

પર ચડી બેઠી. પછી દાસીએ કટાર લાવી આપ્યો, તે વડે ચતુરસિંહને મારવાની તૈયારી કરી. ચતુરસિંહને બરાબર નિદ્રા આવેલી નહીં તેથી જાગી ઉઠયો. મેંના બોલી અરે પાપીષ્ટ, હવે તું તારા ઇષ્ટદેવનું સ્મરણ કર, મેં તને મારવાના ઘણા ઉપાયો કર્યા પણ તું બરાબર લાગમાં આવતો નહોતો; વળી તેં મને એક લાત મારીછે તેથી હવે તને જીવથી મારતાં મને બિલકુલ દયા આવનાર નથી. માટે હવે તારા આયુષ્યનો છેડો આવ્યો સમજી એક સર્વ શકિતમાન નિયંતા પરમેશ્વરનું ભજન કર. આવાં વાક્ય સાંભળી ચતુરસિંહના અંતઃકરણમાં ખાત્રી થઇ કે હવે મને જીવતો મૂકનાર નથી; પણ હિંમત હારવાથી કશું વળનાર નથી.

દોહરો.

રત્નાગર જ્યાં હારિયો, ટીટોડાંની પાસ;
વનરાવનના સિંહનો, સસલે કરિયો નાશ. ૧

એવા મોટા મોટાને નાનાએ જીત્યા તે પોતાની અક્કલ વડેજ. ત્યારે આ અબળાને હું જીતી શકું તેટલી શું મારામાં અક્કલ નથી ! હું વિદ્યાભ્યાસ તથા દેશાટન કરી હુશીયાર થયો છું. જ્યારે હું આ અબળાથી છેતરાઉં ત્યારે મારા કરેલા શ્રમને ધિક્કાર છે. અરે સ્ત્રીને જીતવાનો એક પ્રયોગ મને યાદ આવ્યો.

દોહરો

"ચાત્રુકને પ્રિય મેઘ છે. ચકોર ઉજ્વળ રાત;"
મધુકર વા'લું પુષ્પ છે, સ્ત્રીને વાલી વાત." ૧

એ પ્રમાણે વિચારમાં ચતુરસિંહ ગરકાવ થયેલો હતો, તેવામાં મેંના બોલી. અહો! અલ્પ આયુષ્યનાં ધણી, હવે તું જલદી ઈશ્વરનું આરાધન કરી લે. તારૂં મૃત્યુ પાસે આવ્યું છે. જો આટલી વાર છે, એમ કહી કટાર ચતુરસિંહની છાતી તરફ ઉગામ્યો. તેથી ચતુરસિંહ હસતાં હસતાં બોલ્યો—તું પણ રૂપસુંદરી રાણી જેવી સ્વાર્થી જણાય છે, પણ આખર તેના જેવા હાલ થશે ત્યારે આ કૃત્ય તને સાંભરશે, પણ ફિકર નહીં. મને જલદીથી મારી નાંખ. હું મરવાને આતુર છું. મેંનાં બોલી એ વાત સાંભળ્યા પછી હું તમને મારીશ. ચતુરસિંહ કહે સાંભળ.

એક પુષ્પાવતી નામે નગર હતું. તેનો રાજા વિજયસિંહ નામે હતો. તે ભણેલ ગણેલ, હુશીઆર અને સમશેર બહાદુર હતો. સ્વચ્છ સ્ફટિક જેવો તેનો રંગ, અને છીપનાં (સાચાં) મોતી જેવી તેની કાંતિ હતી. મોટી અણીવાળી મૃગના સરખી તેની આંખો અને વાંકડી મુછો, જોનારના મનને જોતાં વારજ ચકચૂર બનાવી દેતી હતી. શરિરનાં પ્રત્યેક અવયવ જેવાં જોઇએ તેવાં સુઘટ હતાં. તેની મનોહર છબી જોતાં જાણે કામદેવ પોતેજ માણુસ રૂપે પ્રગટ થયો હોય એમ સર્વને લાગતું હતું.

આાં રાજાને બે રાણીઓ હતી. પહેલી રૂપસુંદરી અથવા રૂપવંતી અને બીજી કમળાવતી. રૂપસુંદરી એક ગામડાના ગરીબ ગરાશીઆની દીકરી હતી, પણ તેના પ્રથમ લગ્ન થયાથી તે પટરાણી ગણાતી હતી. કમળાવતી સાથે પછવાડેથી

લગ્ન થયું હતું, તેનાપર કાંઈ કારણથી રાજાનો અભાવ હતો. રૂપસુંદરીના શરીરનો રંગ ગુલાબના પુષ્પ જેવો હતો, અને કમળાવતી ઘઊંલા રંગની હતી. તે બન્નેને લાંબા વાળ, કાળી, અણીઆળી અને ચંચળ આંખો, ચંદ્રમા જેવું સુશોભિત મુખાર્વિંદ, દાડમની કળી જેવા દાંત, પરવાળા જેવા હોઠ, ધનુષ જેવાં ભમર, શંખની નાભી જેવી ગ્રીવા અને કોકીલાના સરખો મધુર સ્વર હતો.

રૂપસુંદરી રાણીએ વિજયસિંહ ઠાકોરને વશ કરેલો હતો, અને પોતાનું ચાલતાં સુધી તે તેને એક પાઇ સરખી પણ ખરચવા દેતી નહોતી. તે ગરીબ ગરાસીઆની દીકરીએ બાપને ઘેર ઘેંસ છાશ વિના બીજા ભોજનનો અહાર કરેલો નહોતો. બાપ ગોતર દીઠું ભાળ્યું નહોય તેવા માણસો ગમે તેવા સારા કામમાં પણ છૂટથી નાણાં ખરચી શકતાં નથી. પોતાના પિયરમાં કેવી કંજુસાઇથી દહાડા નિર્ગમન કરેલાછે, તે તેને બરાબર યાદ હતું. વિજયસિંહને તેણે બરાબર વશ કરેલો હતો, તેથી તેને એક લાકડાના પુતળાની પેઠે નચાવતી હતી. રાજાને તેનાઉપર ખરો પ્યાર હતો. અને તે જે પ્રમાણે કહે તે પ્રમાણે ઘણી ખુશીથી વર્ત્તતો હતો. પણ તેના હૃદયમાં કંજુસાઈએ પ્રવેશ કર્યો નહોતો. રાણીથી જૂદા પડ્યા પછી તે પોતાનું ધાર્યું કર્યા વિના રહેતો નહીં. તે જ્યાં સુધી રાણીની પાસે હોય ત્યાંસુધી તેના કહ્યા પ્રમાણે ચાલતો હતો.

એક દિવસ કોઇ નામાંકિત કવિ રાજાની કવિતા કરી દરબારમાં આવ્યો. અને ત્યાં આવીને દરબારની કચેરીમાં

એ કવિતા વાંચી સંભળાવી. તેથી રાજા, પ્રધાન અને કચેરી મંડળને ઘણોજ આનંદ ઉપજ્યો. એ કવિને કાંઇ ઇનામ આપવાની પ્રધાને અરજ કરી ત્યારે રાજાએ એક હજાર રૂપિઆ આપવાનો હુકમ કર્યો. તે પ્રમાણે પ્રધાને તુરતજ એક હજાર રૂપિઆ આપીને તે કવિને વિદાય કર્યો. થોડીવારે કચેરી બરખાસ્ત થઇ એટલે રાજા રૂપવંતીને મેહેલે ગયો. તે વખતે રૂપવંતી એક છંછેડાએલી નાગણનીપેઠે ક્રોધાયમાન થઈ બેઠેલી હતી, કેમકે પેલા કવિને હજાર રૂપિઆ આપ્યા બાબત તેને તેના કોઇ બાતમીદારે ખબર આપી હતી. જેવો વિજેસિંહ મેડીઉપર ચડ્યો કે તુરત ડોળા ધુરકાવતી રૂપવંતી બોલી—તમે પેલા કવિને એક હજાર રૂપિઆ શા વાસ્તે આપી દીધા ? હજાર રૂપિઆનો ખાડો પાડતાં કંઇ વાર લાગી નહીં, પણ તેટલા પેદાકરતાં કેટલી વાર લાગશે? તેનું હજી તમને ભાન નથી. વિજયસિંહ બોલ્યો—મને પ્રધાને કહ્યું તેથી આપ્યાછે. રૂપવંતી કહે—એવા કવિતા કરનારાઓ તો ઘણાય આવશે, અને ખોટાં ખોટાં વખાણકરશે. તેને કયાં ગાંઠેથી છોડીને આપવું પડેછે? આજ કાલના કવિઓ ખોટાં ખોટાં વખાણ કરી રૂપિઆ લઈ જવાના ઉપાય રચે છે. એમાં બીજું કશુંએ નથી. તમને કયાં જોર પડેછે ? પ્રધાનનો દિવસ ફર્યોછે જે તમને ખોટા રૂપિઆ ખરચાવેછે. કવિતા કરવી તેમાં શું મોટી ધાડ મારવી હતી? બિચારા મજુર લોકો સારો દિવસ મજુરી કરેછે, ત્યારે રોકડા આઠ પૈસા મળેછે, તો આ કવિએ બે

ચાર કવિતાઓ રચી તેમાં તે એક હજાર રૂપિઆ આપી દેવાય? પ્રધાનને તો પારકા પેટ ઉપર પાટું છે, એટલે જેમ બોલે તેમ પાંસરૂં. પોતાના ઘરમાંથી એક પાઇ સરખી પણ કેમ આપતો નથી? મારા મત પ્રમાણે તો એ કવિને એક પાઈ પણ આપવી જોઇતી નહોતી. વિજયસિંહ બોલ્યો–તેની કવિતા રસિક અને ઝડઝમકવાળી હતી, અને તેમાં અલંકાર સારા વાપરેલા હતા, તેથી હજાર રૂપિઆ આપ્યા એ કાંઈ વધારે નથી. રૂપવંતી બોલી–અલંકાર અને ઝડઝમકથી તમારૂં પેટ ભરાઇ ગયું હશે.* તેણે કરણ જેવા દાતાર, યુધિષ્ટિર જેવા સત્યવક્તા અને ભોજ સરખા દાનેશ્વરી, એવા વચનો કહ્યાં હશે, તેટલાથી હજાર રૂપિઆ આપી દીધા. તમારી પાસે એવા વધારાના રૂપિઆ હોય તો લાવો મારી પાસે. હું તમારાં વખાણ કરીશ. કવિએ કવિતા કરવામાં બહુ તો પા કલાક ગાળ્યો હશે, તેમ છતાં તમારી ખુશી તેને વધારે આપવાની હતી, તો પા દિવસ અથવા અરધા દિવસની મજુરીનો એક આનો આપવો હતો, પણ એક હજાર રૂપિઆ આપી દીધા

---

* હાલના કેટલાએક ગૃહસ્થો, કોઇ ગ્રંથકારને અથવા દેશોન્નતિ માટે પ્રયત્ન કરનાર આગેવાન ( સ્વદેશાભિમાની ) ને નાણાની મદદ કરવામાં આંચકો ખાયછે, અને તેમાં અમારો શું સ્વાર્થછે ? પાંચ રૂપિયા મદદ દાખલ આપવાથી દશ રૂપિઆ મળે તેમ હોય તો ખુશીથી સેંકડો રૂપિઆ આપીએ. પણ તમારા ખોટા વખાણથી અમે ફુલાઇ જનાર નથી, એવું બોલેછે.

એ ઠીક કર્યું નહીં. આ સઘળું કારસ્તાન પીટચા પ્રધાનનુંજ છે.

પ્રધાનનું કાસળ કાઢવાને રૂપવંતી રાણી તત્પર હતી, અને એવા લાગની શોધમાં ફરતી હતી. પોતાના બાતમીદાર મારફત પ્રધાનની કાંઈ ગેરવર્તણુકનો તપાસ કરતી હતી. પણ પ્રધાન નિમકહલાલ અને રાજાનો માનીતો હતો તેથી રૂપવંતીનું કશું ચાલતું નહોતું.

રૂપવંતી રાણી એક ઘડી પણ રાજાને વીલો મૂકતીનહોતી. જ્યાં રાજા જાય ત્યાં પુરૂષના પોશાકમાં તે હવે સાથે જવા લાગી. રાજાને એક દિવસે શિકાર કરવા જવાનું હતું તેથી પોતાનો ઘોડો સજ્જ કરી મગાવ્યો. તે ખબર રાણીને મળતાં તેપણ શિકારી પુરૂષનો પોશાક પેહેરી ઘોડાપર સ્વાર થઈ સાથે ચાલી. રાજાનું તેની પાસે ચાલતું નહોતું, તેથી તે તેને આનાકાની કરી ન શક્યો. રાજા, રાણી તથા પોતાના તેનાતી ચાર સ્વાર સાથે લઇ બીડમાં ગયો. બંદુકો ભરી જામગ્રી સળગાવી સઘળા સ્વાર આમથી તેમ દોડવા લાગ્યા, પણ કોઇ ઠેકાણે શિકાર હાથ લાગ્યોનહીં. ચોતરફ દોડાદોડ કરીને રાજા રાણીપણ થાકી ગયાં, એટલે નિરાશ થઇ પાછા ફરવાનો વિચાર કરતાં હતાં એટલામાં એક કાળીઆર રૂપવંતીની નજરે પડ્યો. તેને દેખતાંજ પોતાના હાથમાંની બંદુક તેણે ફોડી; પણ મૃગનું આયુષ્ય પ્રબળ હોવાથી તે ખાલી ગઇ અને તે પૂર જોસ્સથી નાઠો. તેની પછવાડે રાજા, રાણી અને ચાર સ્વાર ઝપાટાબંધ ઘોડા દોડાવતા ચાલ્યાં.

એટલી વાત કરી ચતુરસિંહ ચુપ રહ્યો. એટલે મેનાં

બોલી-ઠાકોર વાત કરો. ચતુરસિંહે કહ્યું-હવે હું વાત કરનાર નથી. મને જલદીથી મારી નાખ. કેમકે મજબૂત દોરડાંથી તેં મને પલંગ સાથે બાંધ્યોછે, અનેહાથમાં કટાર લઈ તું મારી છાતીઉપર ચડી બેઠીછું, તેથી મારાથી બોલી શકાતું નથી. કદાપિ તારે વાત સાંભળવી હોય તો તું મારી છાતી ઉપરથી નીચે બેસ. અને બંધ જરા ઢીલા કર. કેમકે તે વિના હું વાત કરવા સમર્થ નથી. વાત પૂરી સાંભળવા આતુર થયેલી મેનાં તેની છાતી ઉપરથી નીચે ઉતરી ચતુરસિંહને બાંધેલા દોરડાના બંધ ઢીલા કર્યા અને પોતાના હાથમાંનો કટાર ખીંટીપર વળગાડી વાત સાંભળવા માટે તે ચતુરસિંહની સામે, પણ જરા દૂર બેઠી; તેથી ચતુસિંહે વાત શરૂ કીધી.

સૂર્ય પશ્ચિમ ક્ષિતિજમાંથી જેમ જેમ નીચે ઉતરતો ગયો તેમ તેમ રાત્રિ પોતાની શિહા ચાદર અર્ધ ભૂગોળ ઉપર ઢાંકતી ચાલી. માળામાં બેઠેલા પક્ષીઓના કિલકિલાટ બંધ પડી સઘળું શુન્ય થઈ ગયું. ગગનના ગુઢા ગુંબજમાં હીરા મોતી અને પુખરાજના જડિત્ર જેવા તારાઓ ચમક્યા અને જેમ જેમ રાત વધતી ગઈ તેમ તેમ આકાશ ગંગાનો સ્વચ્છ દૂધના જેવો પ્રવાહ શોભતો હતો. કેટલાક તારા પોતાનો પ્રકાશ વધારતા જાણે હુંપદ ધરાવતા હોય તેવા દેખાતા હતા. અવલોકન કરનારની આંખ આગળ અનેક અલૌકીક દેખાવો ખુલા મુકાએલા હતા. શૂરવિરના વજ્ર રૂપ હૃદય, ધૈર્ય સાહસ અને ઉત્સાહની કસોટી ઉપર કસાતાં હતાં. ચોતરફ અંધકારનો પડદો છવાઇ ગયેલ હતો. આ વખતે રાજા

રાણી અને તેના માણસો પર્વતના એક ઉંચા શિખર ઉપર આવી ગયેલાં હતા. મૃગ મેળવવાની આશા નિર્થક થઈ હતી. નીચે જોતાં અંધકાર વિના બીજું કશું દેખાતું નહોતું. આકાશમાં ચકચકિત ચંદરવો બાંધી દીધો હતો. પવનના સુસવાટથી ઝાડોની ધુવવાટી, સમુદ્ર ઉલટી આવ્યાની ભ્રાંતિ કરતી હતી. એક તરફ ભયંકર ઝાડીમાંથી જુદી જુદી જાતનાં જનાવરો અકસ્માત નીકળી આવતાં હતાં. એક તરફ ખરી ગયેલાં સુકાં પાંદડાંનો ખડખડાટ થતો હતો, તે કાયરોનાં તન મન શિથિળ કરવાનો એક મજબૂત પ્રયોગ હતો. આ વખતે કોઈ કાચી છાતીનો માણસ ત્યાં આવે તો હેબકથીજ તેના આયુષ્યનો છેડો આવે.

સર્વજ્ઞ ઇશ્વરની અકળ કળા છે. રાત્રિના દશ કલાકનો અમલ થતાં પૂર્વ ક્ષિતિજમાં કાંઇક ઉજાસ દેખાયો; અને જોતાં જોતાંમાં એક ગોળ રૂપેરી ચકકર નીકળી આવ્યું. થોડીવાર તેના ઉપર લાલકાટ ચડેલો જણાયો, પણ પછી એકદમ જાણે તેના ઉપર કોઇએ ઓપ ચડાવ્યો હોય તેવું સ્વચ્છ આકાશના નિર્મલ તખ્તા ઉપર નીકળી આવ્યું. આ પ્રકાશમાન થનાર કુમુદ અને ચકોરનો પરમ પ્રિય ચંદ્રમા હતો. તેના રૂપેરી કિર્ણોનો પ્રસાર થતાં અંધકારના અમલનો ક્ષય થઈ પ્રકાશનાં નિશાન ચડયાં.

અગિઆર વાગ્યાનો સુમાર થયો એટલે સારી પેઠે અજવાળું થયું. તે વખતે પાસેના પાણીથી ભરેલા એક ઝરામાં અરણ્યના જાનવરો પાણી પીવા આવવા લાગ્યાં. ક્-

થગ કેટલાક દીપડાનું ટોળું આવી પાણી પીને ચાલતું થયું. ત્યાર પછી ચાર પાંચ સિંહ અને તેનાં બે બચ્ચાં આવ્યાં, તે પાણી પી થોડીવાર ઉભા રહી ચાલતાં થયાં. એ વખતે વિજયસિંહને એ જનાવરનો શિકાર કરવાનો શોખ થયો, તેથી રૂપવંતીને પૂછ્યું આ બાબત તારો શો મત છે? નાણાં ખરચ્યા સિવાય જે બને તે કરવું એવો રૂપવંતીનો અભિપ્રાય હતો તેથી હા કહી, અને પોતે પણ હથિઆર બંધ ઉભી રહી. તેવામાં એક સિંહ ઝાડીમાંથી નીકળી આવ્યો. તે શરીરે પાતળીઓ પણ તેનું કાંધ મસ્તાન પાડાના જેવું હતું. કેશવાળીના વાળ ખૂબ ઝુકી રહેલા હતા. સિંહ ચંચળ અને વિક્રાળ દેખાતો હતો. તે પાણી પી સામે કાંઠે પાછલા પગ વાળી અને આગલા પગ ઉભા રાખી ચંદ્રમાના અજવાળામાં બેઠો. એવામાં તેને માણસની ગંધ આવી કે તરત પૂછડી હલાવીને પોતાના માથા ઉપર વાંકી વાળી ધુંઆ પુંઆ કરતો ચોતરફ જોવા લાગ્યો, અને જેવી બે ત્રણ ત્રાડ મારી કે સઘળો ડુંગર ગાજી ઉઠયો. રાજાના માણસોનાં હૈયાં ધડકવા લાગ્યાં. હાય મુઆ! હાય ખાધા! શા ભોગ મળ્યા કે રાજા સાથે આવ્યા! અરેરે! ઘેર જીવતા જવાની હવે આશા નથી. આવા વિક્રાળ સિંહના પંજામાંથી શી રીતે બચાશે? એ પ્રમાણે ભયથી તેઓનાં રૂઆટાં ઉભાં થયાં, અને પરસેવે શરીર ગરકાવ થઈ ધ્રૂજારી છૂટી.

સિંહને ક્રોધાયમાન થયેલો જોઇ વિજયસિંહ રાજાને રૂએ રૂએ વિરરસ વ્યાપી રહ્યો. તે હાક મારી બોલ્યો

"કૂતરા આવ સામો." સિંહ કયારનો આકુળ વ્યાકુળ થઇ જોતો હતો તેણે વિજયસિંહને દેખતાંજ એકદમ ફાળ મારી આ વખંત રૂપવંતી રાણીએ તરત તરવાર ખેંચી અને વિજયસિંહે એક સાથે બે તીર ફેંકયાં. તે સિંહને પેટમાં છરતાં લાગવાથી રાજાના શરીરપર આવી પડયો.

એટલી વાત કરી ચતુરસિંહ ચુપ રહ્યો; એટલે મેના બોલી–ઠાકોર વાત કરો. વિજયસિંહનું શું થયું? ચતુરસિંહ કહે—આ બાંધેલા દોરડાના સખ્ત બંધ મને કડવા ઝેરજેવા લાગે છે. માટે હું ફરી શકું તેટલા નરમ કર તો આ વાત હું પૂરી કરીશ, તે સિવાય હું વાત કરનાર નથી. તારેમારવો હોય તો ખુશીથી મારી નાખ. વાત પૂરી કરાવવાની મેનાની પૂરેપૂરી મરજી હતી તેથી પરિણામે શું થશે? તે વિશે લગારે વિચાર ન કરતાં બંધ ઘણાજ ઢીલા કર્યા, તેથી ચતુરસિંહ અત્યંત ખુશી થયો અને અધુરી વાત શરૂ કીધી.

જે વખતે ક્રોધી સિંહ ફાળમારી વિજસિંહ રાજા ઉપર તુટી પડયો, તે વખતે સાથેના બીજા માણસોના પેટમાં મોટો ધ્રાસકો પડયો. સિંહની વિક્રાળ હાકથી તેઓ થથરી ગયા. પણ રૂપવંતી રાણી એકદમ તે તરફ દોડી ગઇ. તેણે એવા તો જુસ્સાથી તરવાર મારીકે તેથી સિંહના બે કકડા કરી નાખ્યા. તેથી કડડડ કરતો સિંહ નિચે પડયો.

સિંહની જબરી થપાટથી રાજા બેભાન થઇ જમીનપર પડયો હતો. તેના શરીમાંથી લોહી વહ્યા કરતું હતું. તેને બોલવાની કે હાલવા ચાલવાની કશી શુદ્ધ સાન રહી

નોહોતી. રાણી સમજી કે એ મરણ પામ્યોછે. તેથી તે ઘણો વિલાપ કરેવા લાગી. અરે દૈવ! તેં આવો ગજબ મારાપર કયાં ઉતાર્યો ? રાજાને મૂકી મારાથી હવે ગામમાં કેમ જવાશે? લોકોને હવે હું શું મોઢું બતાવીશ? અરે પરમેશ્વર! તેં મને કેવી મતિ આપી? જે મેં રાજાને સિંહનો શિકાર કરવાની હા કહી. અરે પ્રભુ! એવું બોલતાં મારી જીભ તેં કેમ ન અટકાવી? મારી જીભે કાળો નાગ કેમ ન ડસ્યો? અરે મારા વહાલા રાજા! તમારૂં વહાલ કયાં ગયું? હું અભાગણી અબળાને મૂકી તમે એકલા કેમ ચાલી નીકળ્યા? અરે પ્રિય પતિ! તમે મને કંદી હુભેલ નથી પણ આ વખતે આ રણમાં કાળી રાતે કેમ દગો દીધો? હાય હાય! હવે મારા શા હાલ થશે? ઓ સ્વામી નાથ! મેં તમને આવા કઠણ મનના જાણ્યા નહોતા. જ્યારે શિકાર કરવા સાથે લાવ્યા ત્યારે હવે સ્વર્ગમાં સાથે કેમ લઈ જતા નથી? તમારી આશ્રિતને આ પ્રમાણે રણ વગડામાં રઝળતી મૂકવી એ તમને ઘટતું નથી. અરરર! આ ગેબની ગોળી મારાથી સહન થતી નથી. અરે કૂર સિંહ! અરે ગોઝારા, આવું ઘાતકી કામ કરતાં તને લેશ માત્ર પણ દયા આવી નહીં? અરે દીન દયાળ સર્વજ્ઞ ઇશ્વર, મુજ ગરીબને માથે આ શો કેર!!

રાણીને આ પ્રમાણે વિલાપ કરતી જોઇને તેનાતી માણસો ઘણા દીલગીર થયા, અને રાણીને રડતી જોઇને સઘળા હાય પછાડ કરવા લાગ્યા. કોઇ માથું કૂટે, કોઇ છાતી

કુટે, અને કોઇ પોતાના માથાના વાળ ખેંચી નાખે. એ પ્રમાણે અત્યંત વિલાપ કરવા લાગ્યા. પછી રાણીએ બિચાર કર્યો કે રડવાથી કાંઇ સિદ્ધી થનાર નથી. રાજાના મરણથી તેની પછી કોઇ ગાદીએ બેસેતેમ નથી. માટે કદાપિ મારે મેહલે રાજા રહેછે એવો ઢોંગ ચલાવી પછી કોઇ ઠેકાણેથી દીકરો વેચાતો લઇ ગાદીએ બેસારૂં તો મારૂં સુખ કાયમ રહે. પણ આ ચારે માણસો સઘળી વાતથી વાકેફગાર છે, તેથી તેઓમાંનો કોઇ પણ આ વાત પ્રગટ કરે તો મારા મનના મનોરથ મનમાંજ રહે. માટે તેઓને મારી નાખવાથી મારૂં કામ નીરવિઘ્ને પાર પડશે; એમ ધારી એક પછી એક એમ ચારે તેનાતીઓને મારી નાખ્યા. પછી તે રાજાને અગ્નિ સંસ્કાર કરવાનો વિચાર કરતી હતી, એટલામાં ત્યાં એક કણબી આવી ચડયો. રાણીએ ધાર્યું કે જો હું આંહી વધારે વાર રહીશ તો વાત ફુટી જશે, જેથી પેલા કણબીને પોતાની સોનાની વીંટી આપીને મરણ પામેલા પાંચે માણસોને અગ્નિદાહ કરવાની ભલામણ કરી એકદમ મેહેલ તરફ જવા તેણે કુચ કરી, અને સવાર થતાં પહેલાં ત્યાં પહોંચી ગઇ. મેહેલમાં પોતાની વિશ્વાસુ દાસી વિના બીજું કોઈ આવે નહીં એવી પક્કી ગોઠવણ કરીને તેણે આખા ગામમાં વાત ચલાવી કે રાજા, રૂપવંતીના મહેલમાં છે. તે હવેથી રાજ્ય પ્રકરણી બાબતમાં બીલકુલ ધ્યાન આપશે નહીં. તેને તેના પ્રધાનનો સંપૂર્ણ ભરોંસો છે.

વિજયસિંહ રાજાને સિંહે ચુંથી નાખ્યો હતો, પણ

તે મુએલો નહોતો. પરંતુ રૂપવંતી રાણીએ તેને મુએલો જાણ્યો હતો. તેને અગ્નિ સંસ્કાર નહીં કરવાથી તે ત્યાં પડેલો હતો. થોડીવારે તે જરા હાલતો જણાયો એટલે પેલા કણબીએ ત્યાં જઈ તપાસ કર્યો તો તે જીવતો જણાયો. બાકીના ચાર જણને અગ્નિ સંસ્કાર કરીને એ ઘાયલ રાજાને પોતાનાં બાઇડી છોકરાંની મદદથી તે પોતાના કુબામાં લઈ ગયો, અને તેનાપર દયા લાવી તેની આસનાવાસના કરવા લાગ્યો. છેક સવાર થતાં વિજયસિંહને ભાન આવ્યું, પણ બોલવા ચાલવાની તેનામાં શકિત રહી નહોતી. તેને તેજસ્વી અને ભાગ્યશાળી પુરૂષ જાણી પેલો કણબી તેને આરામ થવાના ઉપાય શોધવા લાગ્યો. ગામમાં જઈને જૂજ પૈસા આપવાના કરીને એક વૈદને તેડી લાવ્યો. અને તેના કહેવા પ્રમાણે પાટા પીંડો કરવા લાગ્યો. એમ કરતાં લગભગ બે મહિને તેને ઘણો આરામ થયો. તેવામાં રૂપવંતીના ઢોંગની વાત તેણે પેલા કણબીને મોઢેથી સાંભળી. એથી તે ઘણો અજાયબ અને દીલગીર થયો. હવે શું બનેછે તેની બરાબર ખાતરી કરવા માટે તે પેલા ગરીબ ગામડીઆના ઘરમાં લગભગ અગિઆર મહિના સુધી ગુપ્ત રહ્યો, 'અને પોતાનું આભુષણ આપી આ ગરીબ કણબીને રાજી કર્યો.

શેહેરમાં જઇને એક માસ પછી રૂપવંતી રાણીએ અફવા ચલાવી કે મારે દહાડા છે. સઘળી રૈયત તથા દરબારી કામદારો જાણતા હતા કે વિજયસિંહ રાજા રૂપવંતી રાણીના મેહેલમાં રહ્યોછે. તેથી દહાડા હશે એ વાત તેઓ ખરી મા-

નવા લાગ્યા. વળી રૂપવંતી રાણીના રોફથી કોઇ તપાસ કરી શકે તેમ નહોતું, તેથી બરાબર દસ માસે દીકરો અવતર્યાની વધાઇ વગડાવી, દરબારમાં સાકર વેહેંચાવી, અને ઠેકાણે ઠેકાણે ખુશાલીનાં વાજાં વગાડયાં. ખરી વાતતો એ હતી કે તેને દીકરો અવતર્યો નહોતો પણ એક ભંગીઆને ત્યાં તરતનો જન્મેલો દીકરો હતો, તે વેચાતો લાવી પોતાના દીકરા દાખલ ઓઢી દીધો. આ વાત રાણી અને તેની આસપાસની એક બે દાસીઓ સિવાય બીજા કોઇના જાણવામાં નહોતી.

દીકરાની ઉમર એક માસની થઇ તે વખતે વિજયસિંહ રાજા પેલા કાગડીના ગાડામાં બેસી પુષ્પાવતી નગરીમાં આવ્યો, તેને જોઇ ઘણા માણસો ખુશી થયા. આખા શેહેરમાં વાત ચાલીકે રાજા આજે રૂપવંતીના મેહેલથી નીચે ઉતર્યાછે. આ વાત સાંભળી પ્રધાન એકદમ દોડી ગયો, અને કુંવર અવતર્યાથી રાજાને મુબારકબાદી આપવા લાગ્યો. પણ રાજાએ કશી ખુશાલી જણાવી નહીં. પછી તે એકદમ રૂપવંતીને મેહેલે ગયો. બારીકીથી તપાસ કરતાં માલમ પડયું કે ભંગીઆનો દીકરો વેચાણ લીધેલો છે.

વિજયસિંહને આટલી મુદતે અને અચાનક આવેલો જોઈ રૂપવંતી સ્તબ્ધ બની ગઈ, અને તે ભૂત થઇને આવેલો હશે કે કેમ ? તેનો વિચાર કરવા લાગી, પણ તે કશું બોલી શકી નહીં. વિજયસિંહે ગુસ્સાથી પૂછયું—આ કુંવર કયાંથી પેદા કર્યો ? રૂપવંતી ઘણી શરમાઈ ગઇ અને તેણે કશો જવાબ આપ્યો નહીં. પછી રાજાએ તેના કાન, નાક

અને ચોટલો કાપી માથે ચૂનો ચોપડી અવળે ગધેડે બેસાડી ગામમાં ફજેત કરી કાઢી મેલી, અને ભંગીઆનો દીકરો જે-નો હતો તેને આપવામાં આવ્યો.

એટલી વાત કરી ચતુરસિંહ જે પલંગમાં સુતેલો હતો અને જેમાં દોરડાના બંધ તેને લગારે અટકાયત કરી શકે તેમ નહોતા. તેમાંથી એકદમ કેશરીની પેઠે કૂદી, ખીંટીપરની ક-ટાર લેઇ, મેનાને નીચે પછાડી તેની છાતી ઉપર ચડી બેઠો, અને બોલ્યો—જો, તને મારતાં આટલી વાર છે. તેં ઘણા પુરૂષોને છેતર્યા હશે પણ હું તારાથી ઠગાઈ જાઉં તેમ નથી. મેના બોલી—તમે મને જીતી તેથી હું પત્ની અને આપ પતિ થઇ ચૂક્યા. હવેથી હું આપના ઉપર બીલકુલ દગો કરનાર નથી. તમે આજથી મારા શિર છત્ર થઇ ચૂક્યા. હું આ-પની હોશિઆરીપર ખુશી થઈ મારૂં સર્વાંગ આપને સ્વાધિન કરૂં છું. હું આપની સાથે જુદાઇ રાખું તો મારે માથે શા-સ્ત્રમાં ગણેલી ચાર હત્યા ( બ્રહ્મહત્યા, ગૌહત્યા, સ્ત્રી હત્યા અને બાળહત્યા)નું પાપ છે. વગેરે ઘણા સોગન ખાધા તેથી ચતુરસિંહે મેનાને જીવતી રહેવા દીધી અને બોલ્યો—

મનહર છંદ.

નેત્ર રૂપી બાણું થકી, ઘણાને ઘાયલ કરે,
પ્રેમ રૂપી પાશ થકી, કૈક બાંધનારી છે;
કાયા રૂપી વાડીના સુબાગ સ્વાદ ચખાડીને,
અજાણ જણાય તેનું, ચીત ચોરનારી છે;
પ્રેગના પીયાલા આહી, આહી અતી પાયા પછી,

ખુશ ખેલ ખેલતાં અપાર સુખાકારી છે;
હાસ્યને કટાક્ષ કરી, ફંદમાં ફસાવનારી,
ખરેખાત ઓળખી તું, ખચિત ધુતારી છે. ૧

તું ધુતારી છું એવું હું નિશ્ચય સમજ્યો છું, તો તારી સાથે લગ્ન કરવાથી હું વધારે મોટાઇ માનતો નથી, પણ તારા ધુતારાપણાનો કસબ છોડાવવામાં હું મોટાઇ સમજું છું. માટે હવેથી કોઇને ઠગવા નહીં એવી કબૂલત આપ, તોજ હું તને જીવતી જવા દઇશ. તે સિવાય જીવતી રહેવાની આશા તારે બીલકુલ રાખવી નહીં. તારા સરખી સ્ત્રી સાથે હું લગ્ન કરનાર નથી, પણ હું આવા ગુણવાળી સ્ત્રી સાથે લગ્ન કરનાર છું.

**कार्येषुमैत्री,कर्णेषुदासी;भोज्येचमाता,**
**शयनेषुरंभा ॥ धर्मेसाह्या,क्षमया**
**धरित्नीषाडगृण्यमेवा, स्तिहिधर्मपत्न्याः**

અર્થ–કામ કાજમાં સલાહકાર, સેવા બજાવવામાં દાસી ભોજન વખતે માતા પ્રમાણે પ્રીતિ ભાવ રાખનારી, શયન વખતે રંભા જેવી, ધર્મની બાબતમાં સાહ્યકાર, અને પૃથ્વીના જેટલી ક્ષમા એવા છ ગુણવાળી ધર્મ પત્ની કહેવાય. પણ તારા જેવી કુલટા સ્ત્રીમાં એમાંનો એક પણ ગુણ ક્યાંથીહોય? કેમકે તું પાપણી અને ધૂતારી છે, તેં પ્રથમ મને પ્રાણ પતિ કહી છેવટ પ્રાણ રહિત દેહ કરવા તત્પર થઇ એવી જૂઠી અને સ્વાર્થી સ્ત્રીને સ્વપ્નામાં પણ હું જોવા ઇચ્છતો નથી.

મેનાને ચતુરસિંહ સાથે લગ્ન કરવાની જરૂર નહોતી, પણ પોતાનો જીવ ઉગારવાની જરૂર હતી. તેથી તેણે હવે પછી કોઇને ઠગવા નહીં એવી ખાતરી કરી આપી, ત્યારે તેને જીવતી રહેવા દીધી. પછી મેના ખુલ્લી તરવાર લેઈને પોતાનો પિતા જે બીજા ઓરડામાં સૂતો હતો ત્યાં જઇને તેની છાતીપર ચડી બેઠી, અને કહ્યું કે—અરે પિતાજી! આવા યુવાવસ્થાના કેટલાએક પુરૂષોના પ્રાણ ઘાત તમે મારે હાથે કરાવેલા છે, અને તેની તમામ પુંજી તમે રાખેલી છે. હવે આ વિચિક્ષણ પુરૂષને પરમેશ્વરે મારી પાસે મોકલ્યોછે. તેનું વચન હું કબૂલ કરી તમારો જીવ લેવા આવી છું. કેમકે તમે હયાત હોતો એવાં કૂડાં કામ કરવાની તમે કોઈ દિવસ પણ સલાહ આપો. માટે તમારા આયુષ્યનો છેડો મારે હાથે લાવવો એ હું વધારે દુરસ્ત સમજું છું. આવાં વચન સાંભળી મેનાનો પિતા પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે હવે મારૂં ધાર્યું થવાનું નથી. કદાપિ મારૂં ધાર્યું કરવા જઇશ તો ઉલટો જીવ ખોઇ બેશીશ. હવે હું જીવ્યો તેટલો જીવવાનો નથી, પણ આશા અમર છે, મારી હયાતી સુધી ખૂબ ઉડાવીશ તો પણ નાણું ખૂટનાર નથી, તો હવે નાહક હાય વરાળ શા વાસ્તે કરવી જોઇએ એમધારી બોલ્યો—દીકરી, તારા અંતઃકરણમાં આવો ભલો વિચાર આવવાથી હું ખુશી થયો. તને ખરાબ રસ્તે ચડાવવામાં હવે હું બીલકુલ રાજી નથી. હવે આપણે કોઇને ઠગવાનો ધંધો કરવો નહીં, એવું હું ખાતરીથી વચન આપું છું: મેનાને

તેનું બોલવું ખરૂં લાગવાથી પાછી ચતુરસિંહ પાસે આવી, તેને સઘળી વાતથી વાકેફગાર કર્યો, અને પોતાની પણ ખાતરી કરી આપી કે જીવતાં સુધી કોઇને ઠગવાનો ધંધો હવે હું કરીશ નહીં, તેથી ચતુરસિંહે તેને જીવતી રહેવા દીધી,

સવારના પહોરમાં મેંનાની રજા લઇ ચતુરસિંહ,મનમોહનના સાસરા તરફ જવા નીકળ્યો, અને સવા પેહોર દહાડો ચડતાં ત્યાં જઇ પહોંચ્યો. ધનાશાએ મોકલ્યું હતું તે તમામ ઘરેણું ત્યાં આપ્યું. વેવાઈએ ચતુરસિંહની સારી રીતે બરદાશ ચાકરી કરી. ત્યાં રાત વાસો રહીને બીજે દિવસે પાછો રંગમતી શેહેરમાં આવ્યો, અને પોતાપર વીતેલી સઘળી વાત અથથી તે ઈતિ સુધી ધનાશાને કહી સંભળાવી, પછી ધનાશાએ પોતાના દીકરા મનમોહનની પાસે ચતુરસિંહનાં વખાણ કર્યાં. જો, ચતુરસિંહ કેવો હોશિઆર?ચાર ઠગને પોતે ઠગ્યા અને ધુતારાની દીકરીનો ધુતવાનો ધંધો ત્યાગ કરાવ્યો. સાબાશ! સાબાશ !! ચતુરસિંહ, શાબાસ છે તમારી હિંમત અને તમારી યુક્તિને.

---

## કરણ ૧૦ મું.

ચતુરસિંહનાં વખાણ સાંભળી મનમોહન ઝંખવાણો પડી ગયો; અને બોલ્યો–"હું ક્યાં ચતુરસિંહથી ઉતરતો છું? મને કોઇ છેતરવાનો પ્રપંચ કરે તો હું કોઇનો લીધો જાઉં તેવો નથી, એવું તમારે ખાત્રીથી જાણવું." ધ-

નોશા બોલ્યા—"તું હમણાં જે બોલે તે મિથ્યા છે, કેમકે તેં હજુ એવું હોશિઆરીનું કાર્ય કશું પણ કર્યું નથી. કદાપિ તારે હોશિઆરી બતાવવી હોય તો આવતા મે માસની પેહેલી તારીખે બન્ને જણ વેપારને અર્થે જજો. કારણ કે નિશાળમાં મે માસની રજા પડશે, વેપારમાં કોની હોશિઆરી છે તે જણાઇ આવશે. માટે બન્ને જણે સાથેજવું."

બન્ને જણ ધનાશાનું વચન કબૂલ રાખી મે માસની પેહેલી તારીખે દશ લાખ રૂપિઆનાં વહાણ ભરીને સમુદ્ર રસ્તે મુસાફરી કરવા નીકળ્યા, પણ પાછા જલદી ઘેરે આવવાના વિચારથી તેટલા રૂપિઆની સુખડ ખરીદી, વહાણ ભરી મનમોહને આગળ ચાલવા માંડયું. તે સુખડનો હિસાબ ચૂકવવા ચતુરસિંહ રહ્યો. સુખડ ભરેલા વહાણ સાથે મનમોહન એક બંદરે આવી પહોંચ્યો, તે શેહેરમાં મનમોહનને થોડા દહાડા મુકામ રાખવાનો હતો. કેમકે હિસાબ ચૂકવવા રહેલો ચતુરસિંહ આવ્યા વિના શી રીતે જઇ શકાય? તેથી ત્યાં લંગર કર્યું, અને પોતાની હોશિઆરી ધનાશા આગળ કહી બતાવવા સારૂ મનમોહન વિચાર કરવા લાગ્યો, કે હું શું ઉદ્યોગ કરૂં, કે જેથી ચતુરસિંહ કરતાં મારી હોશિઆરી વધારે ગણાય? એટલામાં તેને સમજાયું કે આ દસ લાખ રૂપિઆની સુખડ લીધેલી છે તે વેચી કાંઈ નફો ર્‍હે તો મારા વખાણ થાય ખરાં. માટે ચતુરસિંહ આવ્યા પહેલાં સુખડ વેચી નાખું; એમ ધારી કિમતી સુખડ જેમાં ઘણી સુગંધ હતી એવા પાંચ કકડા પોતાના ચાકર

પાસે ઉપડાવી શેહેરમાં આવ્યો. પ્રથમ તેને એક ગણીકાએ દીઠો. તેથી તે મનમાં વિચાર કરવા લાગી કે આ ધણિ- ઓ કાંઇ વેપારને અર્થે આવેલો જણાય છે. પણ તેણેકોઇ વખત મુસાફરી કરી હોય એવું તેની આકૃતિ ઉપરથી જ- ણાતું નથી. એવા પુરૂષને બોલાવવાથી કાંઇક ફાયદો મ- ળશે ખરો. એમ ધારી પોતાની દાસીને મનમોહન તરફ મો- કલી. દાસી મનમોહનનો હાથ પકડી ગણીકા પાસે તેડી લાવી. તેને બેસવા સારૂ ખુરશી અને મુખવાસ સારૂ પાન સોપારી આપ્યાં. પછી ગણિકા તેને પૂછવા લાગી—શેઠજી આપ ક- યે ગામ રહો છો ? આપનું નામ શું ? અને આંહી શેહેર- માં શા કામ પ્રસંગે પધાર્યા છો ? મનમોહન બોલ્યો—હું રંગમતી શેહેરમાં રહું છું. મારૂં નામ મનમોહન છે. અને હું દસલાખ રૂપીયાની સુખડનાં વહાણ ભરી આંહી વેપાર ને અર્થે આવ્યોછું. તે સુખડ મારે આંહી વેચી નાખવાનો ઇરાદો છે. ગણિકા કહે—જોઇએ, સુખડ કયાં છે વારૂ ! લા- વો મારી પાસે. પેલા ચાકર પાસેથી સુખડનો એક કકડો પોતાના હાથમાં લઇ તપાસતાં મનમોહનની નજર આડી અ- વળી લગાડી તેના જાણુવામાં ન આવે એવી રીતે સુખડની છાલ પોતાના ચાપુવતી ઉખેડી લીધી. પછી સુખડનો કકડો ચાકરને પાછો આપી બોલી—સુખડતો સારો છે. અરે શેઠજી, મેં તમને એલચી આપી નથી કેમ વારૂ? લ્યો લઈ આવું એમ કહી પોતાના ઓરડામાં આવી, પેલી ઉખેડી લીધેલી સુખડની છાલ ચુલાના સળગતા દેવતામાં નાખી, અને પે-

ટીમાંથી થોડી એલચી પોતાના હાથમાં લઇ પાછી મનમોહન પીસે આવી વાતો કરવા લાગી.

પેલી સુખડની છાલ ચુલામાં નાખી હતી તે સળગતાં તેની સુગંધ ચોતરફ પસરવા લાગી, ત્યારે મનમોહન બોલ્યો—અરે! આંહી સુખડ કયાં સળગે છે વારૂ? ગણિકા કહે શેઠજી, આપ પૂછો છો ત્યારે મારે કહ્યા વિના કેમ ચાલે? આ શેહેરમાં સુખડની કિંમત લાકડાં બરાબર છે. તેથી આંહીનાં માણસો રસોઈ કરવા વગેરેમાં (જ્યાં લાકડાં બાળવાનો ઉપયોગ કરવો પડે તે ઠેકાણે) સુખડનો ઉપયોગ કરે છે. વળી લાકડાં પ્રમાણે સુખડનો એક ભારો આંહી ચાર પૈસે વેચાણ મળે છે. તેથી સઘળા માણસો લાકડાંને બદલે સુખડ બાળે છે. જે સુખડની આપને સુગંધ આવે છે તે મારા પોતાના ચુલાનીજ છે. ચાલો હું બતાવું, એમ કહી મનમોહનનો હાથ પકડી ચુલા પાસે લઇ ગઈ. તપાસ કરતાં મનમોહનને ખાતરી થઇ કે સુખડની સુગંધ આ ચુલામાંથીજ આવે છે, તેથી તે બોલ્યો– “અરેરે! મારે તો મારા દસલાખ રૂપિઆ ધૂળધાણી થઇ ગયા. આ શેહેરમાં આટલી સસ્તી સુખડ વેચાય ત્યાં મારા દસ લાખ (ફાયદો મળવો તો રહ્યો પણ મૂળગા) રૂપિઆ ઉપજવાની આશા રાખવી તે ફોકટ છે. હું ધારતો હતો કે મને સુખડના વેપારમાં ફાયદો મળશે તેથી મારા પિતાજી મને શાબાશી આપશે; પણ આતો ઉલટું થયું.” એમ કહી રડવા લાગ્યો. ગણિકા કહે–“શેઠજી, નાખુશ ના થાઓ. તમને રડતાં જોઈ

મારૂં હૃદય ભરાઇ આવે છે. અરે મને કેવી મૂરખાઇ સૂઝી જે તમે મારે ઘેર સેહેજ આવ્યા, તેને મેં સુખડનો ખરો ભાવ કહી શોક કરવાનું કારણ મેળવી આપ્યું." મનમોહન બોલ્યો–"તમે સાલસ માણસ હોવાથી મને ખરી હકીકત જણાવી પણ હવે હું શું કરૂં ? તે મને બીલકુલ સુઝતું નથી. હું કોઈ દિવસ મારૂં ગામ છોડી બહાર નીકળ્યો નહોતો. આ વખત પ્રથમજ નીકળ્યો છું. તો વિનતિ કરીને કહુંછું કે તમે દયાળુ અને સજ્જન માણસ હોવાથી મને સારો મત બતાવશો." એમ કહી ફરીથી રડવા લાગ્યો. ગણિકા બોલી—" શેઠજી, તમે નાખુશ ના થાઓ. તમને રડતા જોઇ મને અત્યંત દયા ઉપજે છે. તેથી કહુંછું કે તમારા તમામ સુખડનાં વહાણ મારે સ્વાધિન કરો. તેના બદલામાં આપ જે કહો તેનો દાબડી હું તમને ભરી આપું. સોનું. રૂપું, હીરા, મોતી, માણેક વગેરે જે કહો તેની આ દાબડી હું તમને બિન તકરારે ભરી આપું," એમ કહી દાબડી મનમોહનના હાથમાં આપી.

આ ઠરાવ મનમોહનને પસંદ પડવાથી તેણે તે પ્રમાણે કબુલ કર્યું. અને લખી આપ્યું કે તમામ સુખડ તમને વેચાણ આપી તેના બદલામાં મારે જે જોઇએ તે દાબડી ભરી માગી લઉં. એ પ્રમાણે લખેલો ઠરાવ ગણિકાના હાથમાં આપ્યો; તેમજ ગણિકા પાસેથી પણ એ મતલબનો દસ્તાવેજ લખાવી લીધો. પછી ગણિકાએ પોતાના માણસો વહાણપર બેસાડી દીધાં. મનમોહન ગણિકાની રજા

લઈ બજારમાં ગયો, અને શેહેરના વેપારીઓને પૂછતાં જ-ણાયું કે આંહીં સુખડ ઘણી મોંઘી વેચાય છે. તેથી મનમો-હન પૂરી વિમાસણમાં પડયો. અને વિચાર કરવા લાગ્યો— અરેરે! રાંડ ગણિકાએ મને છેતર્યો. દસ લાખ રૂપિઆના બદલામાં આ નાની દાબડી ભરી હું શું માગીશ? ચતુરસિંહ આવશે ત્યારે તેને હું શો જવાબ આપીશ? તેને હું શી રીતે મોઢું બતાવી શકીશ? અરે પ્રભુ! હું મારી હોશિઆરી બ-તાવવા ગયો ત્યાં ઉલટો વિમાસણમાં આવી પડયો. એ પ્ર-માણે મહા શોક કરતો મનમોહન દરિઆ કિનારે પોતાનાં સુ-ખડનાં વહાણ હાલ ગણિકાના તાબામાં હતાં ત્યાં આવી અ-શ્રુપાત કરવા લાગ્યો. તેને ધીરજ આપનાર ચતુરસિંહ આ વખત હાજર નહીં હોવાથી રોઇ રોઇને આંખો સુજી ગઇ, અને મુખપર શોકનું વાદળ છવાઇ ગયું હતું.

થોડીવાર થતાં હિસાબ ચૂકવવા રહેલો ચતુરસિંહ મ-નમોહનને આવી મળ્યો. તેણે પૂછ્યું કે અરે ભાઈ! તું શા માટે રડે છે? મનમોહને સઘળી વાત કહી સંભળાવી. અને પોતાની મુરખાઈ વિષે પરિતાપ કરવા લાગ્યો. ચતુરસિંહ કહે તું કશી ફિકર કરીશ નહીં. હું એ લુચ્ચી ગણિકા પા-સેથી વ્યાજસુદ્ધાં સુખડનાં વહાણ લઇશ. મનમોહન બોલ્યો— અરે ભાઈ, મેં સઘળું ભુંડું વાળ્યું છે. આ દાબડી ભરી જે માગીએ તે મળે તેમ છે. તેમાં તું વ્યાજ સુદ્ધાં શું લઇ શકનાર હતો? મારી મૂરખાઇથી તારે પણ પંચાત આવી પડી છે. મેં બુદ્ધિહિણાએ અવળું કામ કર્યું, તેના ફળમાં તારે

પણ ભાગીઆ થવું પડે એ કાંઇ નાની વાત કહેવાય નહીં. મારી બુદ્ધિને ધિક્કાર છે, કે હું તારા કરતાં વધારે હોશિઆરી બતાવવા ગયો ત્યાં સઘળું ગુમાવી બેઠો. કહેવત છે કે કાગડો હંસની ચાલ ચાલવા જાય તો કાગડાની ચાલ પણ ભૂલી જાય, તેમ મારે થયું. મારી હલકાઈ તરત જણાઇઆવી.

### મનહર છંદ.

પથ્થર ધરેલ કદી, રત્ન સાથ પ્રીત કરી,
રત્નની સમાન પાણ, કોણ રીત આણશે;
કોકીલાની સાથ વસી, પ્રીત થકી વાતો કરે,
ખાખર ખીલોડી, આંબરસ કેમ જાણશે?
હંસકેરી સાથ કદી, કાગડીનાં બચ્ચાં રહે,
પત્ર વારી પ્રીત અંત, કેવી રીતે આણશે?
મૂરખો અથાગ મળી, પંડિતનું ડોળ ઘાલે,
પંડિતની રીત શઠ, શા થકી પ્રમાણશે? ૧
પંડિતનું ડોળ ઘાલુ, પંડિતનો પાર નથી,
ખરાજ પંડિત જનો જવલ્લે જણાય છે;
પંડિતનો ગુણ અંગ લગાર જણાય નહિં,
મોટું ડોળ ઘાલી તે પંડિત થવા ચાહાય છે;
વાતો કરે મોટી મોટી, શ્લોકનો ન સાર જાણે,
અપંડિતો સાથ રાત દિન તે પળાય છે;
પોતે જ્ઞાની શાનો હોય, જ્ઞાની તણો સંગ નહિં,
સુવિધા સહાય વિના, ખાસડાં ખવાય છે. ૨

એ પ્રમાણે મનમોહન અત્યંત પરિતાપ કરવા લા-

ગ્યો, તેને ચતુરસિંહ ઘણોએ સમજાવે, પણ તેના શોકની સિમા રહી નહીં. જેમ જેમ તેને ધીરજ આપે તેમ તેમ તે પોતાની મૂરખાઇ વિષે વિચાર કરી અશ્રુપાત કરવા લાગ્યો. ચતુરસિંહ કહે તું શોકાતુર ન થા. પરમેશ્વર સર્વ વાતે સારાં વાનાં કરશે. એ સિવાય બીજાં કેટલાંક વચન કહી મનમોહનને ધીરજ આપી. થોડીવાર પછી બન્ને જણ ગણિકાને ઘેર ગયા. ગણિકાએ તેમને માન આપી ખુરશીપર બેસાડયા. છેલ્લે કહ્યું કે તમારે જે જોઇએ તે દાબડી ભરી માગી લ્યો. હવેથી સુખડ મારી અને દાબડી ભરીને જે માગો તે તમારૂં છે. ચતુરસિંહ કહે, એ વાત એક કોરે મૂકો અમારી સુખડ અમને સ્વાધિન કરો. તો વધારે સારૂં છે. ગણિકા કહે- સુખડ મળવાની આશા તમારે સ્વપ્નામાં પણ રાખવી નહીં. તમારે જે જોઇએ તે દાબડી ભરીને લેવાનો અખત્યાર છે. તેથી સુખડ જોઇતી હોયતો દાબડી ભરીને સુખડ લઇ લ્યો. સઘળી સુખડ લેવાનો તમારો અભાખો નથી. કેમકે મનમોહન શેઠના અને મારા કરેલા કરાર પ્રમાણે ચાલવું જોઇએ. ચતુરસિંહ બોલ્યો—હું જે માગું તે તમારે દાબડી ભરીને આપવું હોય તો આંહીના રાજા સાહેબની કચેરીમાં લઇશ.

એવું સાંભળી ગણિકા તૈયાર થઇ, અને ત્રણે જણ દરબારમાં આવ્યા, અને રાજાને સલામ કરી ત્રણે જણ બેઠા, એ પરદેશી મુસાફર સાથે ગણિકાને આવેલી જોઇ રાજાએ આવવાનું કારણ પૂછયું. તેથી ગણિકાએ મન-

મોહનનો લખેલો કાગળ રાજા સાહેબને આપ્યો. તે વાંચી જોયા પછી રાજા બોલ્યો. ખરૂં જોતાં ગુણકાએ વાણિઆને છેતર્યો જણાય છે. પણ વાણિઆએ પોતાની ખુશીથી લખી આપ્યા મુજબ અમલમાં લાવવું જોઇએ. એમ ધારીને તે બોલ્યો—શેઠજી, તમારે જે જોઈએ તે દાબડી ભરી માગી લ્યો. મનમોહન કહે, એ બાબત હું કાંઈ પણ માગવા સમર્થ નથી. મારા ભાઇ ચતુરસિંહના ધ્યાનમાં આવશે તે માગી લેશે. તે જે માગે તે મારે કબૂલ છે. ચતુરસિંહ બોલ્યો—અમારો દસ લાખ રૂપિઆનો માલ આ ગણિકાએ છેતરીને લઇ લીધો તેના બદલામાં કાંઇ નાણું માગવા હું ખુશી નથી. અમારા સર્વે રૂપિઆ પાણીના પુરની પેઠે ચાલ્યા ગયા જાણી મહારાજાશ્રીની રૂબરૂ આ કરેલા કરાર વાળી દાબડી ભરી જીવતા ચાંચડ માગું છું. આ વચન સાંભળી કચેરીમાં બેઠેલા સઘળા માણસો હસવા લાગ્યા. પણ ગણિકા પોતાના મનમાં સમજી બોલી—સાહેબ દાબડી ભરી જીવતા ચાંચડ હું શી રીતે આપી શકું. જીવતા ચાંચડની દાબડી મારાથી ભરી શકાય તેમ નથી. કેમકે ઘણી મુસ્કેલીથી એક ચાંચડ પકડી દાબડીમાં નાખું વળી બીજો ચાંચડ પકડી પેલી દાબડી ઉઘાડી માંહે નાંખતાં પ્રથમ નાંખેલો ચાંચડ ઉડી જાય. એ પ્રમાણે વારંવાર થવાથી બે ચાંચડ પણ સાથે રહે નહીં. તો દાબડી ભરીને લાવું જ ક્યાં થી? માટે ચાંચડની દાબડી ભરી દેવા હું સમર્થ નથી. બીજું જે કહો તે આપું. ચતુરસિંહ કહે, મારે જીવ-

તા ચાંચડ સિવાય બીજું કશું જોઇતું નથી. આ રગઝગથી કચેરીની સઘળી માણસો અને રાજા વિચારમાં પડયાં. શું કરવું અને કોનું બોલવું માન્ય રાખવું તે તેમને બીલકુલ સૂઝે નહીં. છેવટ રાજાએ દશ લાખ રૂપિઆ સુખડના અને એક લાખ રૂપિઆ હાંસલના મળી અગિઆર લાખ રૂપિઆ ગણિકા પાસેથી ચતુરસિંહને આપાવવા ઠરાવ્યા. પણ ચતુરસિંહ જીવતા ચાંચડ સિવાય બીજું કશું લેવાનું કબૂલ કરતો નહોતો. મહા મુશ્કેલીથી બાર લાખ રૂપિઆ લેવાની તેણે હા પાડી. એટલે તેટલા રૂપિઆ તેને રોકડા ગણી આપ્યા. અને ગણિકાએ હવે પછી કોઇને છેતરવાનો પ્રપંચ રચવો નહીં એવો નિશ્ચય કર્યો. કચેરીના સઘળા માણસો ચતુરસિંહના વખાણ કરવા લાગ્યા. ધન્ય છે! ધન્ય છે! ચતુરસિંહની બુદ્ધિને.

ચતુરસિંહ અને મનમોહન બાર લાખ રૂપિઆ લઇ ઘર તરફ ચાલ્યા. તેઓ થોડા દિવસમાં ઘેર આવી પહોંચ્યા. પોતાને વિતેલી સઘળી વાતો મનમોહને પોતાના પિતાને કહી અને બોલ્યો કે—"પિતાજી ચતુરસિંહની બુદ્ધિ આગળ મારી બુદ્ધિ લેશ માત્ર પણ નથી. હું સઘળા વાહાણ હારી બેઠો હતો, પણ ચતુરસિંહે સવાયા નાણાં ગણિકા પાસેથી લીધાં ત્યારે છુટકો કર્યો. કદાપિ ચતુરસિંહ ન હોત તો સઘળું નાણું હું ગુમાવી બેસત. હવે મારી ખાતરી થઇ કે ચતુરસિંહનાં બુદ્ધિ આગળ મારી બુદ્ધિ કાંઇ ગણતીમાં નથી." એવું સાંભળી ધનોશા બોલ્યા—મને તો

પ્રથમથી ખાતરી છેજ કે તે હોશિઆર છે. અને હજુ વિદ્યાભ્યાસ શરૂ રાખશે તો વધારે હોંશીઆર થશે. ચતુરસિંહ બોલ્યો—શેઠજી, મારા સરખા ગરીબને આપ સહાયક મળ્યા ન હોત તો વિદ્યાભ્યાસ કરવાનું મારાથી બની શકત નહીં. કેમકે હું નિર્ધન છું. ધન્ય છે, આપની ધનાઢ્ય પદવીને કે મારા સરખા નિર્ધનને આશ્રય આપો છો. દરેક ધનાઢ્યનો ધર્મ છે કે વિદ્વાનને આશ્રય આપવો. ગરીબ માણસનાં છોકરાં વિદ્યાભ્યાસ કરવા ખુશી હોય તેને ઘટતી મદદ કરવી. કોઈ સ્વદેશી નવો હુન્નર કરવા ચાહે તેને યથા શકિત નાણાની મદદ આપવી. આ જગતના સર્વ કામમાં મુખ્ય સહાયક લક્ષ્મિછે. લક્ષ્મિની સહાયતા વિના ચાલે તેવાં થોડાંજ કાર્યોછે. લક્ષ્મિ ચલિત છે, એવું જાણતાં છતાં કેટલાક લોભી ધનાઢ્ય તેનો સુમાર્ગે ઉપયોગ કરી શકતા નથી. તેને ભોંયરામાં દાટે છે, તો પણ પોતાની અવધિ વિતતાં ચાલી જાય છે તેથી આખરે લોભી માણસો —"હાય ખાધું નહીં, પીધું નહીં, કે સુકીર્તિ મેળવી નહીં" એ પ્રમાણે પોકાર મારતા હમેશ રડયા કરે છે. માટે પૈસાદાર માણસે લક્ષ્મિને પરોણા તરીકે ગણી તેનો સુમાર્ગે ઉપયોગ કરવો. જેથી મુઆ પછી પણ સુકીર્તિ અવિચળ રહેશે. ક્ષણભંગુર દેહનો અને ચલિત લક્ષ્મિનો ભરોસો કરવો નહીં.



## પ્રકરણ ૧૧ મું.

**किंक्षणेनकुतोविद्या, किंकणेनकुतोधनं;**
**कणतःक्षणतश्चैव, विद्यामर्थंचसाधयेत.**

અર્થ—એક ક્ષણ વિદ્યાભ્યાસ વગરનો ગયો તો તેથી શું થયું? એમ વિચારે તેને વિદ્યા ક્યાંથી આવડે? અને જે એક કણ ગયો તો તેથી શું થયું? એમ વિચારે તેને ધન ક્યાંથી મળે? માટે ક્ષણે ક્ષણે વિદ્યા મેળવવી અને કણે કણે ધન મેળવવું.

મે ગાસની રજા પૂરી થતાં બન્ને મિત્રો નિશાળે જવા લાગ્યા, તેથી દિન પ્રતિ દિન વિદ્યામાં વધારો થવા લાગ્યો. બન્ને મિત્રો વચ્ચે પ્રીતિની ગાંઠ મજબૂત થતી ગઇ. તેઓ એક ઘડી પણ એક બીજાથી વિખૂટા રહી શકે નહીં. ચતુરસિંહ વધારે હોશિઆર હતો તેથી તેણે મેહેતાજીની વધારે પ્રીતિ મેળવી હતી. એક દિવસ ડેપ્યુટી એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર સાહેબની સ્વારી તે શેહેરમાં આવી તેથી મેહેતાજી કામ પ્રસંગે તેમને ઉતારે ગયા. ત્યારે તમામ છોકરાઓનું ઉપરીપણું ચતુરસિંહને અને છોડીઓનું 'ઉપરીપણું' રૂપવંતીને સોંપ્યું. રૂપવંતી એ આ શેહેરના રાજાની કુંવરી હતી. તેણે વિદ્યાભ્યાસમાં ઘણું લક્ષ આપેલું હતું. તે નિશાળની હોશિઆર છોડીઓમાં પેહેલે નંબરે હતી, તેથી મેહેતાજીની ગેરહાજરીમાં ઘણી કન્યાઓ તેની પાસેથી પોતાના પાઠ શીખતી હતી.

બપોર થયા, એક વાગ્યો એટલે ચતુરસિંહે પોતાના તાબાના છોકરાઓને પાણી પીવા વગેરેનો એક કલાકની રજા આપી, એટલે તે પ્રમાણે રૂપવંતીએ પણ પોતાનાં તાબાની છોડીઓને છૂટી આપી દીધી.

થોડીવાર થઇ એટલામાં એક સ્ત્રીએ આવીને ચતુરસિંહના હાથમાં, મુંગે મ્હોડે રહીને સ્લેટ મૂકી. તેમાં કાંઇ લખેલું હોવાથી ચતુરસિંહે ઉમંગભેર વાંચવા માંડયું. એમાં નીચે મુજબ શ્લોક લખ્યો હતો,

**नित्यंब्रह्मयथास्मरंतिमुनयो, हंसायथामानसं;**
**सारंगाघनगर्जितंवनगजा, ध्यायंतिरेवाजलं;**
**युष्मद्दर्शनलालसाप्रतिदिनं, युष्मान्स्मरामोवयं;**
**धन्यःकोपिसवासरोत्रभविता, यत्रावयोःसंगमः**

અર્થ–પરબ્રહ્મનું જેમ મોટા મુનીજનો સ્મરણ કરે છે, હંસ પક્ષીઓ માન સરોવરની ઈચ્છા કરે છે, સારંગ પક્ષીઓ મેઘની ગર્જના પ્રત્યે સ્પૃહા કરે છે, વનના હાથીઓ રેવાજીના જળની ઈચ્છા રાખે છે, તેમજ આપના મેળાપની હું ઇચ્છા રાખું છું; અને દિન પ્રતિ દિન આપનું સ્મરણ કરૂં છું.

ચતુરસિંહ પોતાનાં મનમાં વિચાર કરવા લાગ્યો–આહા! આ શ્લોક લખનાર કોણ હશે? જે મને ખરા અંતઃકરણથી ચાહે છે. અરે! મારા મેળાપને માટે તે ટમટળી રહેલ છે! અરે આ તે કોણ મારૂં પ્રીતિપાત્ર, આ તે કોણ મારા હૃદયનો નિવાસી, અને આ તે કોણ મારૂં મન હરનાર.

એગ વિચાર કરી પછી તે સ્લેટ લાવનાર સ્ત્રીને પૂછવા લા-ગ્યો—અહો! બાઈ, આ શ્લોક લખી આપનાર કોણ છે તે મને ત્વરાથી કહો. તે બાઇ બોલી—ઠાકોર, આ શ્લોક લખી આપની પાસે મોકલનાર એક ખાનદાન માણસનું ફરજંદ છે. તે આપની હોશિયારી પર ખુશી થઇને આપના ચરણની સેવા બજાવવાને ઉત્સાહી છે, તે પુરૂષ નથી પણ સ્ત્રી છે. માટે આપનાં દર્શનથી તેની ચક્ષુને ઠંડી કરો. આટલું સાંભળી ચતુરસિંહ ઠાકોર પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે મારા મેળાપની ઈચ્છા રાખનાર આ સ્ત્રી તે કોણ હશે ? હું આંહી ગરીબને વેષે ફરૂં છું, આંહી મારૂં કોઇ સગુંસં-બંધી નથી, તેથી આ વાત મને આશ્ચર્યકારક લાગે છે;પણ પૂછું તો ખરો કે એ સ્ત્રી કોણ છે? એમ ધારી બોલ્યો—એ સ્ત્રીનું નામ શું અને તે કોનાં પુત્રી છે? વગેરે સઘળી હકિકત કહો. બાઇ બોલી--આપ તેની સાથે તેના કરેલ ક-રાર પ્રમાણે કબૂલ થતા હો તો હું તેનું નામ ઠામ વગેરે સઘળી હકિકત કહું. ઉપરના શ્લોકે ચતુરસિંહનું ચિત્ત ચોરી લીધેલું હતું તેથી તેણે સર્વ કબૂલ કર્યું, અને કહ્યું કે, મારૂં આંહી કોઇ કુટુંબી નથી. મારે વિદ્વાનની સાથે સંબંધ જો-ડવાની જરૂર છે, માટે તેનાં વચનને માન આપીશ. હવે સઘળી વાત કરો. દાસી બોલી—તે આંહીના રાજા રત્નસિં-હની કુંવરી છે. તેનું નામ રૂપવંતી અથવા રૂપસુંદરી છે. તેણે આપની ખ્યાતી સાંભળી છે તેમજ કેટલીએક વખત આ-પના મુખની વાણી પણ સાંભળી છે જેથી આપની સાથે

સંબંધ કરવાની તેની ઘણી મરજી છે.

આટલી વાત સાંભળી ચતુરસિંહે વિચાર્યું કે આવી વિદ્વાન રાજકન્યા મને અચાનક મળવાની આશા નહોતી. શી પરમેશ્વરની ગતિ છે? આહા! જગનિયંતા પરમેશ્વર,તારી કળા અદ્‌ભૂત છે. રૂપસુંદરી સરખું રત્ન મને ચાહે એ કાંઇ થોડી વાત ન કહેવાય. એમ વિચારી સ્લેટમાં પ્રત્યુત્તર લખી મોકલ્યો,

આણી તરફ રૂપસુંદરી પોતાના લખેલા શ્લોકના જવાબની રાહ જોતી બેઠેલી હતી, તે પોતાની દાસીને હર્ષિત વદને પ્રવેશ કરતી જોઇ પોતાના લાભમાં જવાબ હશે એવી કલ્પના કરવા લાગી. અત્યંત આનંદવડે દાસી પાસેથી સ્લેટ લઇ માંહે લખેલો શ્લોક વાંચવા લાગી.—

**रेरेचातकसावधानमनसामित्रक्षणंश्रुयता**
**मंभोदाबहवोवसंतिगगनेसर्वेपिनैताद्दशाः**
**केचिद्‌वृष्टिभिरार्द्रयंतिधरणींगर्जंतिकेचिद्‌वृथा**
**यंयंपश्यसितस्यतस्यपुरतोमाब्रूहिदीनंबच.**

અર્થ—હે ચાતક, તું સાવધાન થઇને મારૂં કહ્યું સાંભળ. ગગનને વિષે બહુ વાદળાં છે, તે સઘળાંને તું એક સરખાં માનીશ નહીં. કેમકે કોઇ પાણીથી વરસીને પૃથ્વી પલાળશે, અને કોઇ તો ખાલી ગર્જના કરી ચાલ્યાં જશે, માટે તું જેને નજરે જુએ તે સર્વે પાસે યાચના કરીશ નહીં.

શ્લોક વાંચી રહ્યા પછી રૂપસુંદરીએ પોતાની દાસીને પૂછ્યું કે આ શ્લોક ચતુરસિંહ ઠાકોરે લખ્યો કે શી રીતે?

દાસીએ કહ્યું-હા. રૂપસુંદરી બોલી-વાહવા! જેવી મેં તેગની ખ્યાતી સાંભળી હતી તેવાજ તે બુદ્ધિશાળી જણાય છે. આહા! આ શ્લોકમાં તેગણે મને કેવી શીખામણ દીધી છે! અને તે પણ અન્યોક્તિથી. આ શ્લોકે મારા હૃદયમાં બરાબર નિવાસ કર્યો છે. અન્યોક્તિથી-પરોક્ષ બોલવું અને મનનો મર્મ સમજાવવો એ કાંઈ ઓછી હોશિઆરી ગણાય નહીં. અન્યોન્ય વિદ્વતા જાણવાને માટે આ એક ખરૂં સાધન છે. આહાહા શી તેમની હોશીઆરી! હું તો તેમની સાથે અત્યારથીજ પરણી ચુકીછું. અરે! કદાપિ તે મારી માગણી માન્ય નહીં કરે તો પછી મારી શી ગતિ થશે? રખડી રવડીને કુંવારા મરવું પડશે. પણ કાંઇ ફિકર નહીં. ગમે તેટલા કષ્ટ ભોગવવાં પડે તો પણ શું? પોતાનું વચન વ્યર્થ જવા દેવું? અથવા અયોગ્ય પુરૂષની સાથે સંબંધ જોડવો? કદી નહીં. લગ્ન કરૂં તો ચતુરસિંહની સાથે જ. અન્ય સાથે કદી સંબંધ કરૂં નહીં. કારણ કે—

**सन्तप्तायसिसंस्थितस्यपयसोनामापिनज्ञायते**
**मुक्ताकारतयातदेवनलिनीपत्रस्थितंराजते।**
**स्वात्यांसागरशुक्तिमध्यपतितंतन्मौक्तिकंजायते,**
**प्रायेणाधममध्यमोत्तमगुणःसंसर्गतो जायते.**

અર્થ—તપેલા લોઢા ઉપર પાણીનું બિંદુ પડે તો નાશ પામે, કમળપર જળ બિંદુ પડે તો મોતી સમાન દેખાય, સ્વાતિ નક્ષત્રને વિષે સમુદ્રની છીપમાં મેઘ બિંદુ પડે તો

અમૂલ્ય મોતી થાય. માટે જેને જેવો સંગ—જેવા પાત્ર-ની સોબત તેવો ગુણ પામે.

ચતુરસિંહ ઠાકોર રૂપસુંદરીને મળવા ઉત્કંઠિત હતો અને આ વખતે મેહેતાજી હાજર નહોતા તેથી તેને કોઈ અટકાવ કરી શકે તેમ નહોતું, એટલે તે તરત ઉઠી ઉભો થયો, અને કન્યાશાળાના પડદા પાસે આવ્યો. તે વખતે રૂપસુંદરી ઉપર લખેલો શ્લોક બોલતી હતી, તેથી તેની ખાતરી થઇ; અને બીન ધડક કન્યાશાળામાં દાખલ થયો.

આ જોઇને રૂપસુંદરી પોતાના મનમાં ઘણોજ હર્ષ પામી. તેણે ધાર્યું કે ચતુરસિંહનું જ્ઞાન ઉંચા પ્રકારનું છે તેની તો મને ખાતરી થઇ, પણ હાજર જવાબમાં તેમની ચતુરાઈ કેટલી છે તે તપાસવાની અત્યારે એક તક છે. એમ વિચારિને તે બોલી—સાહેબ, આપ આંહી કોના હુકમથી આવ્યા છો તે કૃપા કરી બતાવશો! મારા ધારવા પ્રમાણે કન્યાશાળામાં આવવાને આપને પરવાનગી હોવી ન જોઇએ. ચતુરસિંહે તરતજ જવાબ આપ્યો—મેહેતાજી બહાર ગયા છે, અને નિશાળનું અધિપતિપણું મને સોંપી ગયા છે,તેથી મેહેતાજી તરીકે કન્યાશાળાની તપાસ કરવાની મારી ફરજછે.

આવો હાજર જવાબ સાંભળી રૂપસુંદરી શરમાઈ ગઇ અને કશો જવાબ આપી શકી નહીં. ચતુરસિંહ ઘણોએ બોલાવે પણ તે બોલે નહીં. પછી ચતુરસિંહે રૂપસુંદરીની દાસીને કહ્યું—કેમ તારી બાઇ કશો જવાબ આપતી નથી? એને શું થયું છે? દાસી બોલી—તે તો આપની તસ્વીરે

નિરખતાં હસે, કેમકે આપની મનોહર છબી તેમના અંતઃ કરણમાં• પ્રીતિપાશથી બંધાએલી છે. ને નજીકનું મૂકી દૂર જોવાની શા માટે ઈચ્છા રાખે? અંતઃકરણમાં આપ છો અને દૃષ્ટિએ પણ આપનેજ જોવા છે. આપ વિના તેને કશું સૂઝતું નથી. ચતુરસિંહ બોલ્યો—ત્યારે તેને હગણાં હુંજ બોલાવું છું.

### દોહરો

લાડુ પીરસે થાલમેં, બિન પાયે કયું ધરાય;
જમ્ન કીયા હે બદનકું. કીસ તરેસેં ખાય.

આ દોહરો સાંભળી રૂપસુંદરી હર્ષિત વદને બોલી—હું આપના ચરણની સેવક થવા ઇચ્છા રાખુંછું, કારણ કે આપ મને સુખનું પાત્ર દિસોછે. હું મારી ખાતરી કરી ચૂકીછું. આપના સિવાય સઘળા પુરૂષો મારા પિતા અથવા બન્ધુ સમાન છે. ગમે એટલી હરકતો આવી પડશે તોપણ તે સઘળાં કષ્ટ સહન કરી હું મારી ધારેલી ધારણા પાર પાડવામાં એકકી રહીશ. કહ્યું છે કે—

**आरभ्यतेनखलुविघ्नभयेननीचैः**
**प्रारभ्यविघ्नविहताविरमंतिमध्याः**
**विघ्नैःपुनःपुनरपिप्रातिहन्यमानाः**
**प्रारब्धमुत्तमजनानपरिजंति.**

અર્થ—નીચ લોકો વિઘ્નના ભયથી કાંઇ કામ આરંભતાજ નથી. મધ્યમ લોકો આરંભ કરીને વિઘ્ન આવવાથી

અટકી જાય છે, અને ઉત્તમ જનો તો વારંવાર વિઘ્નો આવી પડે તોપણ પોતે આરંભેલું કામ છોડતા નથી. માટે ગમે તેટલી અડચણો આવી પડશે તોપણ હું આપ વિના બીજા સાથે લગ્ન કરનાર નથી. હવે મેહેતાજીને આવવાનો સમય થયો છે માટે કૃપા કરીને આપની જગ્યાએ પધારો, વળી અનુકુળ વખતે મળીશું. પ્રભુ કૃપાએ પ્રીતિમાં પ્રતિ દિન વૃદ્ધી થશે. દાસીને કાંડે ઝાલી છે તો હવે છોડવી નહીં. આપની કહેવાણી તે હવે બીજાની કહેવાય તેમ નથી.

બન્ને જણ હર્ષ સહિત જૂદાં પડયાં, અને સૌ સૌની જગ્યાએ બેઠાં. થોડીવાર પછી મેહેતાજી આવ્યા અને પાંચ વાગતાં સઘળા છોકરા અને છોડીઓને રજા આપી. રજા મળી ત્યારે ચતુરસિંહ વિચાર કરવા લાગ્યો કે આજે રાજમેહેલ તરફ ફરવા જાઉં તો ઠીક. રૂપવંતી ( રૂપસુંદરી ) મારા હૃદયમાં નિવાસ કરી રહી છે. તેનો અને મારો વિયોગ થવાથી હું ગાંડો બની ગયો છું. અરે! તેના મેહેલ તરફ જાઉં તો ખરો. તે બિચારી મને મળવાને વ્યાકુળ થયેલી હશે. એ પ્રમાણે ખરી પ્રીતિનો રંગ ચતુરસિંહનાં હૃદયને લાગ્યો, તેથી રાજમેહેલ તરફ ફરવા ગયો. ચતુરસિંહને ખબર નહોતી કે રૂપસુંદરીનો મેહેલ કયાં છે? એટલે રાજમેહેલને ફરતો આંટો મારવા લાગ્યો. ઘડી ચાલે, વળી ઉંચા બંગલાની બારીઓ તરફ જુએ, એટલામાં દરવાને તેને જોયો. ચતુરસિંહ દેખાવમાં રૂટડો હતો તેથી દરવાને તેને ખાનદાન જાણીને પૂછયું કે આપ કયાં રહોછો? અને કોના કૂળમાં જન્મ છે? તે મેહે-

રખાની કરીને કહો. આ વચન સાંભળી ચતુરસિંહ મનમાં વિચાર કરવા લાગ્યો કે મારા પિતાજીએ "પરદેશમાં પોતાનું ખરૂં નામ કહેવું નહીં" એમ કહ્યું છે, પરંતુ જૂઠું બોલવું મને બીલકુલ ગમતું નથી. સાચું કહેવાથી હું પેલી ધૂતારીના કબજામાં બરાબર સપડાયો હતો. પણ અંતે ઉગર્યો. તે દિવસથી મારા પિતાજીનું વચન મને યાદ છે, તથાપિ શાસ્ત્રનું વાક્ય કેમ વિસરી જવાય?

**यांरात्रिमधिविन्नास्त्रीयांचैवाक्षपराजितः·**
**यांचभाराभितप्तांगोदुर्विववक्तास्मतांवसेत्.**

અર્થ—શોકવાળી સ્ત્રી જે દુઃખ પામે છે, જુગટામાં હારેલો જે દુઃખ પામે છે, ભારથી તપેલા અંગનો માણસ જે દુઃખ પામે છે, તે સરખું દુઃખ અન્યાયથી બોલનારો પામે છે. એ શ્લોક મને મને બરાબર સાંભરે તે માટે ગમે તેટલું કષ્ટ આવી આવી પડે તો પણ હું અસત્ય બોલનાર નથી. એમ વિચારીને તે બોલ્યો—'મારૂં નામ ચતુરસિંહ છે. હું ચંદ્રાવતીના રાજા રણજીતસિંહનો પુત્ર છું. દેશાટન કરવા નીકળ્યો છું, તેથી આંહી આવી ચડયો છું."

રણજીતસિંહનું નામ સાંભળી દરવાન ચમક્યો, અને ચતુરસિંહને ત્યાં ઉભો રાખી પોતાના રાજા રત્નસિંહ પાસે જઈને બોલ્યો—રાજાધિરાજ, આપણાં દિલ્લી જનાર માણસોને નાહક લૂટી તથા માર મારી દુઃખી કરનારા રાણા રણજીતસિંહનો દીકરો ચતુરસિંહ નીચે આવેલો છે, માટે

શી આંજ્ઞા છે? રત્નસિંહ બોલ્યો—"અરે! મારો હડહડતો શત્રુ, મારૂં સઘળું પાયમાલ કરનાર, મારૂં ખરાબ થવાથી ખુશી, જેણે મારા નિરપરાધી માણસોને નાહક દુઃખ દીધું, જેણે મારી આબરૂને ધોકકો પહોંચાડયો, જેણે મારી રાંકડી રૈયતને નાહક દમી, જેણે મારા માણસ પાસેથી સઘળું દ્રવ્ય લૂટી લીધું એવા મારા અત્યંત અપરાધી શત્રુના કુંવરને પકડી હમણાને હમણાં કેદ કરો. કાલે સવારના પહોરમાં તેને ફાંસીને લાકડે લટકાવજો. એ પાપીષ્ટના પુત્રને જ્યારે હું મુએલો જોઈશ ત્યારેજ મારા જીવને નિરાંત થશે. એ વિના મને સંતોષ થાય તેમ નથી. જાઓ સિપાઈ, મારા હુકમને તાબે થઇ તે કુંવરને પકડી જેલરના કબજામાં સોંપી દો." આવો હુકમ સાંભળી હજુરમાં ઉભેલા મિંયા શેરખાં, ગપ્પીખાં, ટુકડાખાં, અફીમખાં વગેરે સિપાઇઓ એકદમ દોડયા, અને બહાર ઉભેલા ચતુરસિંહને પકડી જેલરના કબજામાં સોંપી આવ્યા. જેલરે તેને કેદી બનાવી એક કોટડીમાં પૂર્યો. હવે ચતુરસિંહ મનમાં વિચાર કરવા લાગ્યો કે—"અરે! પરમેશ્વર તારી ગતીનો પાર પામવા કોઇ સમર્થ નથી. હું પાછો મહા સંકટમાં સપડાયો. 'ધર્મીને ઘેર ધાડ' તે આનું નામ કહેવાય. સાચું બોલતાં આવા ફળની પ્રાપ્તી થઇ. રૂપસુંદરી સાથે મારે પરણવાનો વિચાર હતો તે તો ફોકટ ગયો, કેમકે હું જે દુઃખમાં સપડાયોછું તેમાંથી છૂટવાનો એકે ઇલાજ રહ્યો નથી. રૂપસુંદરીનો બાપ મારા પિતાનો પાકકો શત્રુ છે, તેથી તે હવે મને કોટી પ્ર-

કારે પણ છોડે તેમ નથી. હવે મારી સઘળી આશા ફોકટ ગઇ. મારા પિતાજી મને કહેતા હતા કે કોઈને સાચું નામ બતાવવું નહીં. પણ મેં તે માન્યું નહીં; મારી બેવકૂફી મને નડયા વગર રહી નહીં. પણ ફિકર નહીં, સાચું બોલ્યો તેથી કદાપિ આંહી સંકટ ભોગવવું પડશે પણ પરમેશ્વરનો ગુન્હેગાર ન થયો એ વધારે સારૂં થયું." એ પ્રમાણે અનેક તરેહના વિચાર કરતો રાજકુમાર ચતુરસિંહ પોતાની કોટડીમાં સૂઇ ગયો.

---

## પ્રકરણ ૧૨ મું.

કઠણ જમીનમાં ઉંઘ આવે નહીં તેથી ઘડીકમાં બેઠો થાય વળી ઘડીકમાં કોટડીમાં આમથી તેમ ફરે, પણ જીવને જરાએ ચેન પડે નહીં. પોતાનું મૃત્યુ પાસે આવ્યું જાણી પોતાનાં સગાં સંબંધી તથા પ્રીતિપાત્રને સંભારવા લાગ્યો. "અહો! માત પિતા, તમે જાણતાં હશો કે રાજકુમાર ચતુરસિંહ દેશાટન કરવા ગયો છે, તેથી થોડા દિવસમાં પાછો ઘેર આવશે એવી આશા રાખી બેઠાં હશો, પણ મારી આંહી આવી ગતિ થઇ છે, તે તમે શું જાણો? હું નિરપરાધી આ પાપીના હાથથી નાહક માર્યો જાઉં છું, મને આંહી કોઇ સહાયક નથી. આ કરતાં રણક્ષેત્રમાં લડતાં મારો જીવ ગયો હોત તો આ દેહ ધર્યાનું કાંઈ પણ સાર્થક થાત." રણક્ષેત્રમાં જીવ ગુમાવનાર મુઓ નથી પણ વાસ્તવિક જોઈએ તો કીર્તિરૂપે જીવતો છે.

नतानहितीर्थैस्तपसाचलोकान्.
स्वर्गैषिणोदानशतैःसुवित्तैः
क्षणेनंयान्यान्तिरणेषुधीराः
प्राणान्समुज्झन्तिहियेसुशीलाः

અર્થ—તિર્થ યાત્રા કર્યેથી, તપ કર્યેથી, સેંકડો દાન કર્યેથી કાંઈ સ્વર્ગની પ્રાપ્તી થતી નથી. પરંતુ જે ધીર પુરૂષો ક્ષણવારમાં પોતાનો દેહ રણસંગ્રામમાં મૂકી દેછે તેજ માણસ સ્વર્ગને પામે છે, માટે તેમ બને તો ઘણું સારૂં.

'અરે મારા પ્યારા મિત્ર મંછારામ! તું ક્યાં ગયો? અને હું ક્યાં આવી પડયો છું? અરેરે! મને જ્યારે પાણીની તરસ લાગી ત્યારે તને કહીને અથવા સાથે લઈને પાણી શોધવા ગયો હોત તો આપણે કદી છુટા પડત નહીં. પણ થનાર હોય તે થાય. એ કાંઇ ખોટું નથી. જે વાત બની ગઈ તે વિષે પાછળથી અનેક વિચાર કરી અંતર બાળવું એ યોગ્ય નથી, એમ જાણતાં છતાં પણ આગલા દહાડા એની મેળે યાદ આવી જાય છે."

"અરે મારા પ્યારા શેઠ ધનાશા તથા શેઠાણી દયાવંતી? આપ મારા મરણથી જરા પણ ગભરાશો નહીં. હું એક મુસાફર પંખી આપની પાસે અનાયાસે આવી ચડયો હતે પણ આપે ઉત્તમ રીતે મારી સંભાળ લઇ આપના પુત્ર પ્રમાણે ગણી મને સારી રીતે વિદ્યાભ્યાસ કરાવ્યો તેથી હું આપનો ઘણો આભારી છું. આંહી પરદેશમાં આપના આ-

શ્રય તળે હું સુખી થયોછું. હવે મારા આવા અકાળ મૃત્યુ વખતે આંસૂડે રૃઆ રડો આપની પાસે માફી માગુંછું, કે મારાથી કાંઇ ગેરવાજબી થયું હોય તો કૃપા કરી ક્ષમા કરજો. હું આપનો કશો પણ બદલો વાળી શક્યો નથી.

"અરે મારા પ્યારા મિત્ર મનમોહન, મારા અકાળ મૃત્યુથી તું જરા પણ શોક કરીશ નહીં. મેં તને કોઈ વખતે કઠણ વચન કહ્યાં હોય તો માફ કરજે. તેં મારા ઉપર ઘણો ઉપકાર કર્યો છે. હું આટલું ભણ્યો તે તારા પ્રતાપથીજ. મારા મરણને માટે તું લગારે ઉદાસ થઇશ નહીં. અને તારા માતપિતાને પણ લગારે દિલગીર થવા દઈશ નહીં. ભાવિ બળવાન છે. મોત સૌને છે.

"અરે મારા મગનલાલ મેહેતાજી, આપે મને સારી પેઠે ભણાવી સદ્‌વિદ્યામાં કુશળ કર્યો, તેથી હું આપનો અતિ ઉપકારી છું. મારૂં મૃત્યુ હવે પાસે આવ્યું છે. મારા મુઆ પછી આપ લગારે શોક કરશો નહીં, અને આપના જે વિદ્યાર્થીઓ મારી ઉપર પૂર્ણ ભાવ રાખે છે તેને લેશ માત્ર પણ શોક કરવા દેશો નહીં. આ વખતે એક સર્વજ્ઞ ઇશ્વર સિવાય કોઇ મારો સહાયક નથી. તેમજ અત્યારે બીજા કોઈની સહાય મારા ભલાને માટે કશું કરી શકે તેમ નથી. મારા પ્રાણનો બચાવ અત્યારે કોઇ કરી શકે તેમ નથી. આ શત્રુના કોપની સામે પરમેશ્વર સરખાની હામ ચાલવી મુશ્કેલ છે! માટે અન્ય જનોનો સઘળો શ્રમ વૃથા છે. મારા શેઠ ધનાશા, મારે માટે કરોડો રૂપિઆ ખરચે તોપણ મારો

જીવ બચવાની આશા ફોકટ છે. કેમકે જે રાજા પાસેથી ન્યાય મેળવવાનો છે, તેજ રાજા મારો સંપૂર્ણ શત્રુ છે, તેનેજ મારા જીવનું જોખમ કરવા અપેક્ષા છે. માટે મારો જીવ બચાવવા જે શ્રમ કરશે તે નાહક વખત ગુમાવશે. મારે એક વખત રૂપવંતીને મળવાનો ઇરાદો છે, પણ તે વિચાર શી રીતે પાર પડે ? હું આંહી પરાધિન અને વળી સખત ચોકી પેહેરાની વચ્ચે આવી પડયો છું. બિચારી રૂપવંતી એક કેદીની પેઠે પોતાના બંગલામાં ગોંધાઇ રહી હશે, અથવા હું કેદમાં પડયોછું એવી તેને ખબર સરખી પણ હશે નહીં. દુનિઆમાં કાળચક્ર જ્યારે ફરી વળે છે ત્યારે દુઃખના દરિઆમાં ઘસડીગયા વિના રહેતો નથી. અરે પરમેશ્વર ! તારી ગતિ ગહન છે !"

"ઘણી વખત જે માણસ કીર્ત્તિનાં શિખર ઉપર મોજ શોખ ભોગવતો હોય તેને ક્ષણ વારમાં તું પાયમાલીના કિનારા ઉપર ઘસડી નાખે છે. જેની પાલખીઓ બેગારીઓ ઉપાડતા હોય, તેને ક્ષણવારમાં બેગારી બનાવી બીજાઓની પાલખીઓ તેની પાસે ઉંચકાવે છે. જેને ત્યાં મોટું કુટુંબ સુખમાં લીલાલ્હેર કરતું હોય તેને ત્યાં ઘડીકમાં તું રોકકળ કરાવી મૂકે છે. અહા! એક ભવમાં તું માણસના કેટલા બધા ફેરફાર કરી દે છે. જે પોતાની કેટલીક ઉમર સુધી સૂર્ય નારાયણ કઈ દિશાએ ઉગે છે અને કઇ દિશાએ આથમે છે એવું જાણતો નથી; અર્થાત્ જેણે ટાઢ તડકો જોયેલો નથી, તેને મધ્ય ગ્રીષ્મ રૂતુના તપેલા તાપમાં, કે

જ્યારે નાશકારક લુના ઝપાટાથી મનુષ્ય અને બીજા પ્રાણીઓનાં જીવ ચપટીમાં આવી રહ્યા હોય, જ્યારે કેટલાક પક્ષીઓના જીવ બળાત્કારથી દેહ સાથે રૂપણું કરતા હોય, જ્યારે પથ્થર ઉપર પાણી પડવાથી છમકારો બોલતો હોય, જ્યારે તૃષાતુર થયેલાં વનમૃગો ઝાંઝવાના જળથી લોભાઇ પૂર જોસ્સથી દોડતાં તેનો અમૂલ્ય આત્મા ખોઇ બેસતા હોય, એવા સમયને વિષે તાપથી ધખી રહેલ કાળ મિંઢ પાપીની છીપર ઉપર સૂવાની તે બિચારાને ફરજ પાડે છે. શયન કરતાં જેને પુષ્પ સેજ પણ ખૂંચતી હોય તેને લોઢાની તિક્ષણ ધારવાળી શય્યામાં સૂવાની ફરજ પાડે છે. જેને ઘેર હજારો માણસ નોકર રહી પોતાનું ગુજરાન ચલાવતા હોય તેને ભિક્ષાવૃત્તિથી પણ પોતાનું પોષણ કરવાનું મુશ્કેલ થઈ પડે છે. અરે ! પરમેશ્વર. હું તારી ગતિની શી વાત કરૂં ? તારી અકળ કળા છે ! હું મરવાથી બીલકુલ ડરતો નથી, પરંતુ મારે એક વખત રૂપવંતીને મળવાની ઘણીજ અપેક્ષા છે. કદાપિ તે મને મળે તો હું તેને શીખામણ આપું, અને કોઇ સારા રાજકુમાર સાથે લગ્ન કરવાની ભલામણ કરૂં. ત્યાર પછી મરવાને હું તૈયારછું. મને મરવા બાબત કશો ડર નથી. કારણ કે જે જન્મ્યું તે મરશેજ એવો કુદરતી નિયમ છે કોઇ વેહેલું અને કોઇ મોડું. મોતના પંજામાંથી કોઇ છુટનાર નથી.

એ પ્રમાણે ચતુરસિંહ અત્યંત શોક કરતો હતો, તેવામાં એક યુવાવસ્થાનો રાજપુત્ર તેની સમક્ષ આવી ઉભો અને બોલ્યો. અરે મારા દિલોજાન દોસ્ત, અરે મારા પ્રિય

ચતુરસિંહ, તું આટલો બધો શોકાતુર ન થા. તારા સુખના સાધનો ખોળવાને હું તત્પરછું. મારાથી બનતાં ઊપાયો હું કરીશ. તેમ છતાં રાજા તને શૂળીપર ચડાવશે તો હું તારી અગાઉ મરીશ. પણ જ્યાં સુધી મારા પંડમાં પ્રાણ છે ત્યાં સુધી તારો વાંકો વાળ થવા દેનાર નથી. આ પુરૂષને આવા વચન બોલતો સાંભળી ચતુરસિંહ ઠાકોર મનમાં વિચાર કરવા લાગ્યો કે આંહી મારો સહાયક આટલી રાતે કોણ આવ્યો હશે? પરંતુ થોડીવાર તેની સામું જોયાથી તેને ઓળખતાં વાર લાગી નહીં. પોતાનું પ્રીતિ પ્રાત્ર જાણી ચતુરસિંહ તેની કોટે બાઝી પડયો, અને બન્ને જણ મુછિત થયાં.

પ્રિય વાંચનાર! આ પુરૂષ કોણ હશે તે હજુ સુધી તમારા જાણવામાં નહીં આવ્યું હોય. આતો પુરૂષને વેષે આવેલી ચતુરસિંહની અર્ધાંગના થવાને આતુર રૂપવંતી હતી. પેહેરેગીર સિપાઇઓને કાંઇક ધન અને કાંઈક રૂઆબથી ટાઢા પાડી તે જેલમાં દાખલ થઇ શકી હતી. ચતુરસિંહના હૃદયમાં અત્યાર સુધી રમ્યા કરતી હતી તે તેની સમક્ષ આવી પહોંચી ત્યારે બન્નેને કેટલો હર્ષ થયો હશે તે વાંચનારનેજ વિચારી લેવું.

થોડી વાર પછી બન્ને જણ સાવધાન થયાં. ત્યારે ચતુરસિંહ બોલ્યો—ભવિષ્યના યોગે જે થનાર હતું તે થયું. હવે મારે કોઈ પ્રકારનું દુઃખ રહ્યું નથી. માત્ર મારો વિચાર એક વખત તમને મળવાનો હતો. પરમેશ્વરે તમને આંહી મોકલ્યાં તેથીં મારી મનકામના પરિપૂર્ણ થઇ. તમારો પિતાય

મને શૂળીએ ચડાવશે તેથી તમારે જરા પણ શોકાતુર થવું નહીં; કારણ કે હું તમારી સાથે માત્ર જીભથીજ પરણ્યો છું, તેથી મારા મૃત્યુ પછી તમે યોગ્ય રાજકુમાર શોધી તેની સાથે લગ્ન કરજો.

આ વચન સાંભળી રૂપવંતી બોલી—જે જીભથી મેં તમને પ્રાણનાથ કહ્યા છે, તે જીભથી હવે બીજાને કહેનાર નથી. આપને મારનાર કોણ છે? જ્યાં સુધી આ ખોળીઆમાં પ્રાણ છે, ત્યાં સુધી આપનો વાંકો વાળ હું થવા દેનાર નથી. આપ જાણતા હશો કે-આ સ્ત્રી જાતિ છે, તેથી પોતાનું વચન બરાબર પાળતી નહીં હશે. પણ આપને તેમ સમજવું નહીં. માથું જાય એ કુરબાન, પણ વચન જાય એ બહુજ ખોટું, એમ હું માનું છું. મારૂં વચન જાય એ મારા મનને મરવા કરતાં વધારે છે. આપ મારા પ્રાણપતિ છો, તેથી મારો ધર્મ છે કે આપનું ભલું ઇચ્છવું. કહ્યું છે કે—"यद्भर्त्तुरेवहितमिच्छतितत्कलत्रं" એટલે જે સ્વામિનુંજ હિત ઈચ્છે છે તેજ સ્ત્રી કહેવાય છે. મારે અને આપનો જ્યાં સુધી સંબંધ નહોતો થયો ત્યાં સુધી આપનું ગમે તેમ થયું હોત તેનું મને બહુ દુઃખ લાગત નહીં, પણ હવે તો સંબંધ જોડાયો તેથી મારે આપના દુઃખમાં ભાગીઆણ થવું જોઈએ. કહ્યું છે કે—

क्षीरेणात्मगतोदकायहिगुणादत्ताःपुरातेस्विलाः
क्षीरेतापमवेक्ष्यतेनपयसाह्यात्माकृशानौहुतः

गंतुपावकमुन्मनस्तदभवद्दष्ट्वातुमित्रापदं,
युक्तंतेनजलेनशाम्यतिसतांमैत्रीपुनस्त्वीदृशी.

અર્થ–દૂધમાં પાણી રેડ્યું તેથી દૂધે પોતાની સમાન પાણીને કરી લીધું, તેને ચૂલે ચડાવતાં પાણી પેહેલું બળ્યું, તેથી દૂધે અગ્નિમાં પડવા માંડયું. છેવટ પાણી છાંટયું ત્યારે શાંત થઇને બેઠું. માટે પ્રીતિની રીતિ તો એવીજ જોઇએ. જ્યારે આપને કષ્ટ પડે અને હું ઉભી ઉભી જોઇ રહું ત્યારે ધિક્કાર છે મારા જીવતરને. આપે મને સ્ત્રી જાતી ગણી હસી કાઢવી નહીં. પણ ટુંકામાં એટલુંજ કહું છું કે જે આપની કહેવાઈ છે તે હવે બીજાની થનાર નથી, એટલું ખાતરીથી જાણવું.

એવાં એવાં હિંમતનાં વચનો કહી રૂપવંતી પોતાના મેહેલ તરફ ગઇ. પછી ચતુરસિંહ ઠાકોર પોતાને સ્વપ્નું આવ્યું હોય એ પ્રમાણે સમજી ગાંડો ઘેલો બની ગયો. પોતાની સન્મુખ આવેલી રૂપવંતી પાછી ગઇ તેથી તે નિરાશ થઇ કહેવા લાગ્યો–અરે પ્યારી! તારે માટે હું બહુ ટળટળી રહ્યો છું.

कथमिवतवसंग, मत्प्रियेहंकरिष्ये
परवशजनवृत्ति, र्बन्धनेसन्नमृषिमनं
सकलमधुरशब्दै, र्हृद्धृतंमेत्वयैवं
तवनयनकटाक्षै, र्विद्धगर्भाकृतार्थ.

અર્થ–હે પ્યારી, હું તને કેમ કરીને મળું? હું આંહી

બંધીખાને પડયો છું. મારી કાયા પરવશ છે, પણ જીવ તારી પાસે છે. મધૂરૂં મધૂરૂં બોલીને મારૂં ચિત્ત તું ચોરી ન લે. વળી તારા બે નયનોથી કામ બાણે મને શા માટે વીંધે છે?

એ પ્રમાણે અત્યંત શોક કરતો ચતુરસિંહ કોટડી-માં બેઠેલો હતો તે વખતે જેલર આવ્યો અને કેટલાક અ-પ શબ્દો કહી ચતુરસિંહને બહાર કાઢયો. બેઅદબી વચન સાંભળી ચતુરસિંહને રીસ તો ચડી પણ વધારે બોલી શ-કાય તેમ નહીં હોવાથી બોલ્યો કે—

**नाक्रोशीस्यान्नावमानीपरस्यमित्रद्रोही**
**नोतनीचोपसेवी, नचाभिमानीनचहीनवृत्तो**
**रूक्षांवाचंरुषतांविर्जयीत.**

અર્થ—કોઇને શ્રાપ આપનાર, અપમાન કરનાર, મિ-ત્રનો દ્રોહ કરનાર, નીચી ચાકરી કરનાર, અભિમાની અને નઠારાં આચરણ કે નઠારી જીવિકા વાળું થવું નહીં. તેમજ લુખી અને ક્રોધ ભરેલી બોલીનો ત્યાગ કરવો.

**નારાચ છંદ.**

હશે કદાચ જાતિનો સ્વભાવ તે નહિં મટે,
જરૂર જીવ જાય તોય પ્યાર દીલ ના ઘટે;
પતંગ અંગ દીપમાં જરૂર ઝંપલાવશે,
તજે ખચીત દેહ આપ બીજ એહ વાવશે. ૧
ભુજંગ પ્રેમ પાળતાં ખચીત કાય કાટશે,
ખરેજ શ્વાન સાથ પ્રીત આપ મૂખ ચાટશે,

વળી હમેશ કાગને અહાર હોય લાપસી,
કદી અખાજ દેખતાં કરે આહાર તે હસી. ૨
વિંચીધથી હુતાશની અહોનોશા પુજા કરો,
જરૂર દેહ દાઝશે કદાપિ પાય ત્યાં ધરો;
કદાચ કોયલા ગળેલ હોય સાબુ સંગમાં,
સફેદ થાય તે નહિં—રહેજ શ્યામ રંગમાં. ૩
કદાચ લિંબ ઝાડ દુધ પાઇને ઉછેરિયો,
કટૂંગણું કદી નહીં તજે જરૂર ઝેરિયો;
ધરેલ હોય ગૂહ્ય સ્થાનકે જરૂર કેવડો,
સુગંધ આપશે ખરો ખચીત વાસમાં વડો. ૪
અસી સુધારી પાસ આપણી ધરેલ હોય જ્યાં,
જરૂર શીર કાપશે ઉઠાવિ ધાવ મારતાં;
નહિં જરૂર જાણશે ધણી મરેછ આપણો,
સ્વભાવ તે નહિં મટે જરૂર જાતિના તણો. ૫
ધરેલ ગ્યાસલેટ તેલ પૂષ્પ પૂંજ સંગમાં,
તજે ન દુરગંધ તેલ આપના ઉમંગમાં;
કદાચ હિંગ ને કપૂર સાથ કોઇ નાંખશે,
કપૂરનો સુવાસ હિંગ કેઇ પેર રાખશે. ૬
ધુપેલ તેલ શીરમાંહ્ય શોખથી લગાડશે.
ગણે ન તેલ પ્રીત રીત લૂગડાં બગાડશે;
લપેટ લોહ ગાખણે કરે જરૂર હેતથી,
વળેજ કોણ રીત લોહ કાય જાસ્તિ નેત્રથી? ૭
ભલે બિલોર કાચ મિંણથી લપેટ રાખશો,

ખચીત તેહ ફુટશે કદાપિ ભોંય નાંખશો;
અધીક પાક આંબલી થયો ગળીષ્ટ તે ઘણો.
ખટાશ તેહ ના તજે સ્વભાવ જાતિ તે તણો. ૮
ધરેલ ધુળ ખુબ તાપમાં તપેલ થાય છે,
પડેલ વારિ સાથ ચીકણી થતાં ભિંજાય છે;
ચતૂરહંસનો સ્વભાવ મોતી વીણુ ના ચરે,
ઉપાય કોટિ આદરો સ્વભાવ જાતિ ના ફરે. ૯

આ કવિતા સાંભળી જેલર ઘણો ગુસ્સે થયો. પણ રાજા સાહેબ આવ્યા અગાઉ તે ચતુરસિંહને શૂળીએ ચડાવી શકે તેમ નહોતું. કદાપિ રાજા સાહેબનો હુકમ આવ્યો હોત તો આજ વખત ચતુરસિંહને શૂળીએ ચડાવવા જેલર ચૂકત નહીં. પછી ચતુરસિંહને થોડા સિપાઈના પેહેરા વચ્ચે શૂળી પાસે લઈ ગયા.

---

## પ્રકરણ ૧૩ મું.

મળસ્કું થતાં પહેલાં રૂપવંતી પોતાના મેહેલમાંજઇ પહોંચી, અને પુરૂષનાં લૂગડાં બદલી સ્ત્રીના પહેર્યાં. તેને પક્કી ખાતરી હતી કે ચતુરસિંહને ઉગારવાનો એકે ઇલાજ હવે રહ્યો નથી. ક્રોધી રાજા પાસે તેનું કશું ચાલે તેમ નહોતું. રાજાને અત્યંત રીસ ચડેલી હતી કારણ કે રણજીતસિંહે તેના માણસને દુઃખ દેવામાં કાંઇબાકી રાખી નહોતી.

શત્રુના પુત્રને રીબાવી રીબાવીને મારવા રણસિંહ

ઘણો આતુર હતો, તોપણ એ પ્રમાણે અત્યંત દુઃખ દેવું તેને વાજબી લાગ્યું નહીં. એવામાં રૂપવંતી તેની પાસે આવી બેઠી. તે રાજાને સમજાવવાને અધિરી થઇ રહી. પણ રાજાના ક્રોધી મુખ તરફ જોવાથી રખેને પોતાનું વચન પાણીના પુરની પેઠે ચાલ્યું જાય એમ ધારી તે બોલી શકતી નહોતી. છેવટે હિંમત લાવીને બોલી–પિતાજી મને શરમ આવે છે તોપણ કહું છું કે આપની પાસે હું એક વચન માગવા આવી છું, તે કૃપાકરી આપશો તો હું મારો જન્મ સફળ થયેલો સમજીશ. મારા વચનથી આપને કોઇ તરેહની અડચણ નથી. હું ધારૂં છું કે મારી માગણી કાંઈ નીતિ વિરૂદ્ધ નથી.

રૂપવંતીનું કથન સાંભળી રત્નસિંહ બોલ્યો—“મારી પ્યારી પુત્રી, મારા પ્રાણ કરતાં પણ તું મને વધારે વ્હાલી છે. તારા કરતાં મારે કાંઇ વધારે નથી. તારા વચનને માટે લાખો રૂપિઆ ખર્ચ થાય એવું હોય તોપણ હું આનાકાની કરૂં તેવો નથી. પણ હું તારી પાસે પ્રથમથી માગી લઉં છું કે હું આજે જે શત્રુને શૂળીએ ચડાવનાર છું તેના સંબંધમાં તારી કોઈ પણ પ્રકારની માગણી હશે તો તે મારાથી કબૂલ રાખી શકાશે નહીં. કદાપિ તેના કોઈ સંબંધીએ તારી પાસે આજિજી કરી તેને છોડાવવા ભલામણ કરી હશે તેથી તું તેને છોડાવવા પ્રયત્ન કરીશ તો તે સઘળો મિથ્યા છે. એ શત્રુને બચાવવા માટે તું માગણી કરીશ, તો તે રદ જશે. પણ તેનાપર વધારે જુલમ ગુજારવા માટે કદાપિ તારું

રી ઈચ્છા હશે તો તે મુજબ કરવામાં કશી અડચણ આવશે નહીં. હવે તારે જે માગવું હોય તે ખુશીથી માગ. હું તે આપવાને તૈયાર છું." આવો જવાબ સાંભળી રૂપવંતી ઘણી નિરાશ થઇ ગઇ. કારણ કે જે પુરૂષને ઉગારવાની તેની અધિક ઈચ્છા હતી, તે હવે કોટી પ્રયત્ને પણ ઉગરે એમ રહ્યું નહીં. ત્યારે હવે ફોકટ માગણી શા વાસ્તે કરવી? પછી થોડી વાર વિચાર કરી તે બોલી—"પિતાજી, આપના શત્રુના સંબંધમાં કશું કહેવાની મારી મરજી નથી. મને કોઇના તરફની નથી ભલામણ કે નથી તેને હું ઓળખતી. આપના શત્રુનું આપને પાલવે તેમ કરો. એ તકરારમાં ભાગ લેવાની મારી ઇચ્છા નથી. અત્યારે મારી નમ્ર માગણી તો એ છે કે મારી હવે યોગ્ય ઉમર થઈ છે. માટે સત્વર મારો સ્વયંવર રચો અને યોગ્ય પુરૂષ સાથે મને પરણાવો." એવું સાંભળીને રાજા બોલ્યો.—"આજથી આઠમે દિવસે તારો સ્વયંવર મંડપ રચી કોઈ યોગ્ય રાજકુમાર સાથે તારૂં લગ્ન કરીશ. તેની તું ફિકર રાખીશ નહીં, કેમકે એ વાતની મને ઘણી ચિંતા છે." એમ કહી શૂળી તરફ જવાની તે તૈયારી કરવા લાગ્યો.

રૂપવંતી તરતજ ઉઠી ઉભી થઇ અને પોતાના બંગલા તરફ ચાલી. ચતુરસિંહને ઉગારવા માટે તેનાથી કંશું બન્યું નહીં, તેથી તે પોતાના મનમાં અતિશય ખેદ પામવા લાગી. અરે! પરમેશ્વર, મારૂં ધારેલું સઘળું ધૂળધાણી થઇ જશે. મારો સ્વયંવર મંડપ રચાતું છું તે ચતુરસિંહ સા-

થે પરણવાની અપેક્ષાથીજ. પરંતુ તેમ થવું એ તો કેવળ અસંભવિત છે. ચતુરસિંહને થોડી વારમાં મારી નાખશે ત્યારે હવે મારે જીવીને શું કરવું ? તેના મરણ પછી મારે પણ નિશ્ચય મરવું. આવા ગુણવાન ચતુરસિંહના મૃત્યુ પછી જીવીને મારે શું કરવું ? અરે મારો દિલદાર દોસ્ત, મારૂં નિર્ધનનું રત્ન, જ્યારે આ દુનિઆ તજી દેશે ત્યારે પછી આ સંસારના સઘળા વૈભવો મારા મનથી દેવતાના અંગારા જેવા છે. અરે મારે હવે કયાં સુધી વિચાર કરવો ? હવે તો કટાર લેઇ પેટમાં મારવો. પણ લગાર સબુર પકડ જીવ; ઉતાવળા થવાનું આમાં કામ નથી. કોઈ પણ ઈલાજથી જો ચતુરસિંહ જીવે તો મારે આત્મ હત્યા કરવી ઘટે. અરે મને એક વાત યાદ આવી. કે, મારા સ્વયંવર વિષે ચતુરસિંહને ખબર કહેવરાવું. એમ કહી પોતાના ખાનગી સિપાઇને કહીને ચતુરસિંહ પાસે મોકલ્યો. તે ઘણી ત્વરાથી ચાલવા લાગ્યો. અને થોડા વખતમાં ચતુરસિંહને ખબર આપી પાછો આવ્યો.

રત્નસિંહ રાજા તુરંગની પાસે શૂળી હતી ત્યાં આવી પહોંચ્યો. અને પોતાના સિપાઇ સાથે જેલરને કહેવરાવ્યું કે "પેલા ચતુરસિંહને શૂળીપર ચડાવતાં પેહેલાં મારી પાસે લાવો. એ પ્રમાણે જેલરને સમાચાર મળવાથી ચતુરસિંહને કેદી રૂપે લાવી તેણે રાજાની હજુરમાં ખડો કર્યો. પછી રત્નસિંહ રાજા બોલ્યો-અરે રાજકુમાર તારૂં હવે આવી બન્યું છે. થોડીવાર પછી તારો આત્મા અને દેહ એક બીજાથી જૂદા થશે. માટે તારે સંસારમાં હવે હરેક ચીજ ખાવા પીવાની

મરજી હોય તે મને કહે, એટલે તે વસ્તુ તને આપીને પછી શૂળીએ ચડાવીએ. તારે જે જોઇએ તે ખુશીથી માગી લે.

આ વચન સાંભળી ચતુરસિંહ વિચાર કરવા લાગ્યો કે રૂપવંતીના મોકલેલા સમાચાર પ્રમાણે માગણી કરૂં તો વધારે સારૂં. મારી માગણી આ રાજા કદાપિ મંજુર કરશે તો આયુષ્યમાં આઠ દહાડાનો વધારો થશે, અને ના મંજુર કરશે તો મરવાને તૈયાર થઇને ઉભેલોજ છું. ખાવા પીવામાં મારે કશી ન્યૂનતા રહી નથી. એમ વિચારીને તે બોલ્યો—રાજા સાહેબ, ખાવા પીવા સંબંધી મારે કાંઈ અપેક્ષા નથી. તેમજ સંસારના બીજા કોઈ પણ પ્રકારના ભોગ વિલાપની ઈચ્છા નથી, પરંતુ મારી એવી મરજી છે કે મેં કોઇ વખત રાજકન્યાનો સ્વયંવર જોયો નથી. મેં સાંભળ્યું છે કે આપની કુંવરીનો આપ સ્વયંવર રચવાના છો તો તે સ્વયંવર પૂરો થતાં સુધી હું જીવતો રહી જોઉં તો ઠીક. તે સ્વયંર જોયા પછી મરવાને હું ઘણોજ ખુશી છું. માટે આપને યોગ્ય લાગે તો ત્યાં સુધી મને જીવતો રહેવા દો. આપની પુત્રીનાં લગ્ન થયા પછી તુરત મને શૂળીએ ચડાવજો. મને બીજી કોઈ જાતની હરકત નથી.'

ચતુરસિંહની આ માગણી રત્નસિંહે ઘણી ખુશીથી કબૂલ રાખી. અને આઠમે દિવસે સ્વયંવર મંડપ રચવાની ચોતરફ ખબર ફેલાવી. ચતુરસિંહના આયુષ્યમાં આઠ દિવસનો વધારો થયો.

ચતુરસિંહને જીવતો રાખવાના સમાચાર સાંભળી રૂ-

પવંતી અત્યંત ખુશી થઇ, અને વિચાર કરવા લાગી કે ગમે તે પ્રકારે ચતુરસિંહ સાથે લગ્ન થાય તેમ કરવું. હું ધારૂં છું કે મારા પિતાજીએ ચતુરસિંહને આઠ દહાડા પછી શૂળીએ ચઢાવવાનો વિચાર રાખ્યો છે, પણ "અણીનું ચુક્યું સો વરસ જીવે." એ પ્રમાણે ચતુરસિંહને માથેથી વિઘ્ન ગયું એમ મને લાગે છે. કહ્યું છે કે—

**नदेवाद्दंडमादाय, रक्षंतिपशुपालवत्;**
**यंतुरक्षितुमिच्छंति, बुद्धयासंविभजंतित.**

અર્થ—દેવતાઓ કાંઇ ગોવાળની પેઠે લાકડી લઈને રક્ષણ કરતા નથી. રક્ષણ કરવાને જે ઇચ્છે છે તેને બુદ્ધિ સાથે જોડે છે, એટલે સારી બુદ્ધિ આપે છે. તો મને એમ લાગે છે કે પરમેશ્વરનો ચતુરસિંહને સહાય કરવાનો વિચાર થયો, જેથી મારા સ્વયંવરના દિવસ સુધી મારા પિતાજીએ તેમને અભય વચન આપ્યું. અહો સર્વજ્ઞ ઇશ્વર, તેં આ વખતે ઘણી સહાય કરીછે, તેવીજ સ્વયંવર વખતે સહાય કરજે, જેથી મારા પ્યારા ચતુરસિંહની જીવતાં સુધી હું દાસી થઇને રહું.



## પ્રકરણ ૧૪ મું.

ઠરાવેલી મુદતે રાજ મેહેલ પાસે એક ખુલ્લી જગ્યામાં સુશોભિત મંડપ રચ્યો હતો. તરેહવાર કાગળના ગુચ્છાઓથી શણગારેલી દરવાજાની કમાનો આંખને આનંદ પ-

માડતી હતી. મંડપની વચ્ચે ચિત્રવિચિત્ર જરીના બુટ્ટાથી ભરપૂર જાજમો પાથરી હતી. તે ઉપર રાજકુમારોને માટે અનુક્રમે બેઠકો ગોઠવેલી હતી. ત્યાં તેઓ બીરાજ્યા હતા. તેમાંના ઘણા રાજકુમારો શરીરે દેખાવડા હતા. કોઇ પોતાનો શિર પેચ વારંવાર સંભાળતા હતા; કોઇ પહેરેલાં વસ્ત્ર ઠીક લાગે છે કે નહીં એ બાબત પોતાના હજુરીને પૂછતા હતા; કોઈ પોતાની ઉગેલી મૂછોના વાળ વાકાં વાળવા પ્રયત્ન કરતા હતા, તો કોઈ પોતાના અવયવો ઠીક શોભે છે કે નહીં તે જાણવાને પોતાની પાસે રાખેલાં દર્પણમાં વારંવાર પોતાની તસ્વીર નીહાળતા હતા. એ વખતે જાત જાતનાં વાજિત્રોનો નાદ થવા લાગ્યો. સંગિત શાસ્ત્રમાં નિપુણ એવાં સ્રી પુરૂષોએ મધુર સ્વરે ગાયન શરૂ કર્યું. બંદિજનો રાજાની સ્તુતિ ઉચ્ચારવા લાગ્યા. શેહેર નિવાસી જનો આનંદભેર પોતાને ઘેર યથાશકિત શોભા કરવા લાગ્યા. એમ ઠેકાણે ઠેકાણે હર્ષની નિશાનીઓ દેખાવા લાગી. ઘણા ઉત્સાહી માણસો મંડપની શોભા નિરખવા ઉમંગભેર આવવા લાગ્યા. ઠેકાણે ઠેકાણે માણસોની ઠઠ જામતી ગઇ. આ વખતે ચતુરસિંહને પણ સ્વયંવર મંડપમાં લાવી ઉભો રાખ્યો હતો, તે આ મંડપની શોભા જોઇ અતિ આનંદ પામ્યો, અને હવે પછી મરવાથી મનમાં કાંઈ અભળખા રહેશે નહીં એમ તે ધારવા લાગ્યો. થોડો વાર થતાં સુંદર વસ્ત્રાલંકાર પહેરી રૂપવંતી પોતાની દાસીને લઈને આવી પહોંચી. તેનું સ્વરૂપ એવું હતું કે તેના પ-

ગની કોમળતા અને લાલાશ જોઇ કમળે લજ્જિત થઇ જળમાં નિવાસ કર્યો. તેના પગના નખમાંથી પ્રકાશતાં કિરણો જોઈ સ્ફટિક મણિનાં કિરણો નિસ્તેજ થઇ ગયાં. તેના પગની પીંડી જોઇ માખણના ગોળાએ શ્યામતા પકડી. તેની જંઘાનું સુકુમારપણું જોઇ કદળીએ સુર્યના સખત તાપમાં તપશ્ચર્યા આદરી, તેનો કટી પશ્ચાત ભાગ જોઇ દેવાલયનાં સુવર્ણનાં ઇંડાઓ ઝંખવાણાં પડી ગયાં. તેના પેટની લીસપ જોઇ પોયણી શરમીંદગી પડી ગઇ. તેની કેડનો લંક જોઇ કેશરી સિંહે વનવાસ લીધો. તેના પેટના ત્રણ વળેલા વાંટા જોઇ, ગંગા યમુના અને સરસ્વતિ આદિ મોટી નદીઓ ખેદયુક્ત થઇ સમુદ્રના ખારાં જળમાં શેળભેળ થઇ. તેના કુચ જોઇ નારંગી અને લીંબુ નીચે તુટી પડવા લાગ્યાં. તેના સુશોભિત કંઠને દેખી રાજહંસોએ માન સરોવરને કિનારે નિવાસ કર્યો. તેના મુખની કાન્તી જોઇ ચંદ્રમા પોતે કળાહિણ થયો. તેના દાંતની સુશોભિત પંક્તિ જોઈ દાડમ કળી છાલમાં છુપી ભરાઇ બેઠી. તેના નાકનો ઘાટ જોઈ પોપટ આંબાના વનમાં સંતાઇ ગયા. તેની આંખનો આકાર જોઈ મૃગલાંઓ વનવાસ ભોગવવા લાગ્યાં. તેના માથાનો અંબોડો જોઇ વાસુકિ નાગે પાતાળમાં નિવાસ કર્યો. એવી મહાસ્વરૂપવાન રાજા રત્નસિંહની કુંવરી રૂપવંતાને જોઇ મંડપમાં બેઠેલા સઘળા રાજકુમારો સ્તબ્ધ બની ગયા. સઘળું શાંત થઇ ગયું. જરાએ ગડબડાટ રહ્યો નહીં. સાથે આવેલી દાસી પોતાના હાથમાં રત્ન જડિત

થાળ. જેમાં કુમકુમ, અક્ષત અને વરમાળ વગેરે સામગ્રી હતી તે લેઈ ધીરેથી આગળ ચાલી. તેની પછવાડે રૂમઝુમ કરતી રૂપવંતી ચાલતી હતી. તેનું સ્વરૂપ જોઈ તે રતિ રોહિણી કે રંભા હશે એવી ભ્રાન્તી સર્વે માણસોના મનમાં થાય તેમાં નવાઈ જેવું નહોતું. કામાતુર માણસોનાં મન ડગાવી નાખે એવી આ એક અલૌકિક આકૃતિ પરમેશ્વરે ઘણા શ્રમથી રચી હતી. આવી કન્યાનો હસ્ત મેળાપ કરવા કોણ ઉત્સાહી નહોય! રૂપવંતીએ પોતાની પાસે સોનેરી અક્ષરથી લખેલો કાગળ રાખ્યો હતો તે અનુક્રમે બેઠેલા રાજકુમારોને બતાવતી હતી. રાજકુમારો પોતાના હાથમાં કાગળ લઇ વાંચ્યો ન વાંચ્યો કરી વગર બોલ્યે પાછો આપતા હતા. એમ થવાથી આખા મંડપમાં બેઠેલા સંખ્યાબંધ રાજકુમારોમાંથી કોઇ જવાબ આપી શક્યો નહીં, એ ખેદ ધરવા જોગ વાત છે. ભણ્યા ગણ્યા વગરના બોથડ રાજકુમારોના સુંદર પોશાકને ધિક્કાર છે, અને ફિટકાર છે તેમની રાજપદવીને. તેઓના મગજમાં કેવો ખોટો વિચાર ભરાઇ ગયો છે કે રાજકુમારોને ભણીને શું કરવું! અરે. જેઓના હાથમાં રાજ્ય સત્તા, જેઓના તરફથી લાખો લોકોને દાદ મળવાની આશા અને જેઓ ન્યાય કરનારની ખુરશીએ બીરાજી અદલ ઇનસાફી કહેવાય એવા રાજકુમારો વિદ્યાભ્યાસ ન કરે એ કાંઇ ઓછું સંતાપકારક નથી. તેઓ જાણે છે કે ભણીને આપણે ક્યાં વાણોતરી કે કારકુની કરવી છે! એવી તેમની ઉંધી સમજણ છે. સાધારણ

માણસો કરતાં રાજકુમારોને વધારે વિદ્યાભ્યાસની જરૂર છે, એવી રૂડી સમજણ તેમનામાં ક્યારે આવશે! "ભણવું" ગણવું એ માથા દુખણનું કામ તેઓએ ગરીબને માટે બક્ષિસ કરેલું છે! તેઓ ખાઇ પીને માત્ર અમન ચમન કરે છે. એવા અંધેરીઆ રાજાના અમલમાં પ્રજા ક્યાંથી સુખી હોય! એવા અભણ રાજાઓ સાથે પાના પડયા હોય એની રૈયતના પૂરાં અભાગ્ય જાણવાં. અગાઉના ભોજ, વિક્રમાદિ રાજાઓ, "કવિની કવિતાની કિંમત પોતેજ કરતા. પ્રજાને અદલ ન્યાય આપતા, અને તેમના ભલાને માટે અનેક જાતની અગવડો ખુશીથી પોતાને માથે વ્હોરી લેતા. એ શું વિદ્યાભ્યાસ કર્યા વિના થયું હશે! કદી નહીં. પણ હાલમાં તો જરા સહી કરતાં આવડયું એટલે ભણી ચુકયા, એમ ગણી અટકી પડનારા રાજકુમારોનો ટોટો નથી, અને એવા રાજકુમારોના અમલમાં અંધેરનો પણ ટોટો રહેવાનો નથી.

એક પછી એક તમામ રાજકુમારોએ સમસ્યાનો જવાબ આપવાને મુંગે મ્હોડે ના પાડી, એટલે રૂપવંતી આગળ ચાલતાં ચાલતાં શેહેરના આગેવાન ગૃહસ્થો જેઓ આ સ્વયંવર જોવા જે સ્થળે બેઠા હતા, અને જ્યાં ચતુરસિંહ રાજકુમાર પણ બીરાજ્યો હતો ત્યાં આવી પહોંચી. દાસીએ પેલો કાગળ ચતુરસિંહના હાથમાં આપ્યો અને રૂપવંતીએ તેના જવાબ આપવાને વિનતિ કરી એટલે ચતુરસિંહ સમસ્યા વાંચતાં ઉત્તર આપતો ગયો.



## સમશ્યા.

### છપ્પો.

નવગ્રહમાં છે નામ, કામ કાસદનું કરશે;
સુજશ તે સંપુર્ણ, તાપનું કષ્ટજ હરશે;
ભાગ્યવંત તે તણા, તેજ ઉપભોગ કરે છે;
સારંગ છે નિજ નામ, વળી વાહન પણ તે છે;
વળી ગળે શરીર ક્ષય રોગથી, કાયા જીરણ થઈ રહે;
તેને નામે જે નામ છે, સધવા તેને ચિત્ત ચહે. ૧

ઉત્તર—ચાંદલો.

### છપ્પો.

બાર પુરૂષની બેલ, જાત જુવતીની જાણી;
બે અક્ષરનો બોલ, મરદના માથે માણી;
સહે ધૂપ વરસાદ, યાદ દુઃખ અલ્પ ન લાવે;
સ્વામીની કરિ સેવ, તાપ તે આપ બુઝાવે;
લક્ષણથી ચાર વિશેષ છે, શોભા સુંદર મરદની;
એ કંથ તમે ક્યાં વીસર્યા, દુર કરનારી દરદની. ૨

ઉત્તર—છત્રી.

### છપ્પો.

દીઠું ઝાડ મેં એક, જેની સર્વોત્તમ છાયા;
તેની તનયા તેહ, તે તણી કંચન કાયા;
આહાર ઇચ્છે સર્વ, દેવતાને છે દુર્લભ;
અવર સમય નવ મળે, ઉષ્ણ રૂતુમાં સુર્લભ;

તે અમૃત સરખો સ્વાદ છે, શિર છેદી જમવા ધસે;
વળિ મૂછાળો નર તેહના, ઉદરમાંબ્યાસી વસે. ૩

ઉત્તર—કેરી.

છપ્પો.

નપુંસક છે ચોપાદ, નાર તેપર મેં ભાળી;
કરતી કણ આહાર, કંઠ કોકીલા વાળી;
કુરકુટ ગારે હાક, તે સમે ગાવા લાગે;
ચતુર નર સૂતેલ, નિદ્રાથી તત્પર જાગે;
વળિ વનીતાઓ કર હાથલો, મુખમાં કણ આપે સહી;
ચતુર હશે તે સમજશે, મૂરખ તે સમજે નહીં. ૪

ઉત્તર—ઘંટી.

છપ્પો.

ઇનસાફી છે આપ, કોઇનું દીલ નવ રાખે;
દ્રવ્યવાન કે ગરીબ, સર્વને સરખા દાખે;
રહે વણિકને દ્વાર, પારખું પૂરૂં કરશે;
કરે દગો જન કોય, રીસ તેનાપર ધરશે;
તે સાચ જૂઠ સમજાવશે, દુઃખ ન લાગે કોઇને;
વળી ભરૂંસો કરશે સૌ જનો, તેના સામું જોઇને. ૫

ઉત્તર—તોળવાનો કાંટો.

છપ્પો.

નર જાતીનું નામ, કામમાં સારો કીધો;
બ્રહ્મા નામે નામ, તેહના ધરથી લીધો;
દેહ અપાર અશુદ્ધ, અને વળી અતિશય એંઠો;

શુદ્ધ થવાને કાજ, તેહ આગનીમાં પેઠો;
વળી કિંમત તેની સૌ મળી કરી ત્રણ પાઈ રોકડી;
સ્મશાન તેનો વધ કરી, છેવટ મૂકે પોકડી: ૬
ઊત્તર—મોરીઓ.

છપ્પો,

ભુવન અક્ષરનું નામ, મરદ જાતીમાં પોતે;
બીજો પેલો મળી, શરિર અવયવ છે જોતે;
પેલો ત્રીજો મળી, નામ તેનું છે બોજો;
બીજો ત્રીજો મળી, પ્રજાપતિ ઘોડો જોજો;
બધા અક્ષર મળે અનુક્રમે, ખોરાક નિશ્ચય થશે;
મૂરખ ગોથાં ખાઇ મરે, ચતુર હશે તે સમજશે. ૭
ઉત્તર—ભાખર.

બાગ વચોવચ વાસ, વૃક્ષ તેને નહિં જાણો;
શિર જળ સરિતા વહે, નહિં શિવજી પરમાણો;
ચોપાસે જળ હોય, બેટ તેને નવ કહીએ;
શોખી જન સહુ મળી, તેહની પાસે જઇએ;
વળી ઉષ્ણ રૂતુમાં તેહની, સર્વ લોક ઇચ્છા કરે;
તે નરતણું નામ બતાવવા, ચતૂર નરો હિંમત ધરે. ૮
ઊત્તર—ફુઆરો.

છપ્પો,

બે અક્ષરની નાર, રૂડી રંગે રૂપાળી;
અમીર તણી ઓલાદ, અધર અવનીથી ભાળી;
ભોળો છેક સ્વભાવ, પેટનો પડદો ફાડે;

સળગાવે સહુ શરિર, સર્વે જન તેનું કોડે;
વીવા વાજનના વખતમાં, શોભા કરે સજન મહીં;
જનં ચતુર ચરુપ ઉત્તર દિયે, નિચ બુદ્ધી સમજે નહીં. ૯

ઉત્તર—હાંડી—બિલોરી કાચની.

છપ્પો.

અક્ષર ત્રણ ઓપતા, નામ જોતામાં નારી;
સાકરથી અતિ ગળી, જગતને લાગે પ્યારી;
પહેલો ત્રીજો મળી, દરજિનું સાધન દેખો;
બીજો ત્રીજો મળી, ત્રિગુણમાંનો ગુણ પેખો;
પહેલો ત્રીજો મળી થાય વિપ, સમસ્યા જોતાં સ્હેલછે;
પંડિતજન તો ઝટ પારખે, બુઝે નહિં જ્યાં બેલ છે. ૧૦

ઉત્તર—ગરજ.

ઉપર લખેલી સમસ્યાઓના ચતુરસિંહે બરાબર અનુક્રમે જવાબ આપ્યા, તેથી રૂપવંતીના હર્ષનો પાર રહ્યો નહીં. દાસીના હાથમાં જે વરમાળ હતી તે લઇ ચતુરસિંહના કંઠને વિષે તે આરોપણ કરવા જતી હતી એટલે ચતુરસિંહે અટકાવીને કહ્યું કે—તમે મને સમસ્યાના જવાબ પૂછયા અને મારી પરીક્ષા કરી લગ્ન કરવા તૈયાર થયાંછો ત્યારે હું પણ તમારી પરીક્ષા કર્યા વગર કેમ લગ્ન કરૂં? મારે પણ તમારી પરીક્ષા કરવી છે. તમે જો મારા સવાલના યથાસ્થિત જવાબ આપશો તોજ હું તમારી સાથે લગ્ન કરીશ, તે સિવાય હું તમારી સાથે લગ્ન કરનાર નથી. તે સાંભળી રૂપવંતી બોલીં—આપના મતની સાથે હું મળતી થાઉંછું. કા-

રણ કે સ્ત્રી પુરૂષોએ અન્યોઅન્ય પરીક્ષા કરવી. એજ ઉત્તમ વાત છે. તેથી હું આપને સવિનય પ્રણામ કરીને કહું છું કે, આપના ધ્યાનમાં આવે તેવા સવાલ પૂછો. હું યથામતિ જવાબ આપવાને ઈન્તેજારછું. એ સાંભળી ચતુરસિંહ અનુક્રમે સમસ્યાઓ પૂછવા લાગ્યો, અને રૂપવંતી તેના જવાબ આપવા લાગી.

## સમશ્યા.

### છપ્પો.

ભુવન અક્ષરનું નામ વળી કે'તાગાં નારી;
છેલો દસકત કાઢ, ધરૂં શિર શોભા સારી;
પેલો અક્ષર દાબ, ભાગ ત્રીશો દિન થાઉં;
બીજો દસકત કાઢ, શહિપી સુતા લખાઉં;
ભુવન અક્ષર વાંચો અનુક્રમે, શિરપર હેતેથી ધરો;
આ સમસ્યા સાર નિશ્ચય જડે, અવર ભાગદશમો કરો. ૧

ઉત્તર—પાઘડી.

### છપ્પો.

નરજાતિમાં નામ, ભુવન અક્ષરનો પોતે;
ઉપવિત ઘાલે અંગ, વિપ્ર તે તો નવ જોતે;
પાંખાઓ નર તેહ. પક્ષિ તેને નવ જાણો;
બાંધેલો છે તેહ, ચોર તે નવ પ્રમાણો;
તે અહોનિશ બાંધે પાઘડી, બિજા કામપર નવ ધસે;
હાથ પાય તેને નહિં, સ્ત્રીઓ કેરે મન વસે. ૨

ઉત્તર—રેંટીઓ.

### છપ્પો.

ભુવન અક્ષરનું નામ નપુંસક જાણી તે છે;
એતો ઘણું ગુણવાન, સહુ લોકો ઈચ્છે છે;
છેલ્લા દસકત દાબ, ઉપસર્ગ પાંસરો થાશે;
બીજો દસકત કાઢ, વેગથી નાસું થાશે;
પેહેલો અક્ષર વાંચો નહિં, તો મૃત્યુ સમે ગિત થાય છે;
ભુવન અક્ષર વાંચો અનુક્રમે, જળ ભરવાનું થાય છે ૩
ઉત્તર—દોરડું.

### છપ્પો.

વર્તુળ છે આકાર, ધનુષ તેને નવ જાણો;
ભુવન લીટીનું તેહ, નપૂંસક નામ પ્રમાણો;
શીવ ભગતની પાસ, વાસ પણ તેહ કરે છે;
મધ્યે કુમકુમ સાર, અતીશય રૂપ ધરે છે;
ચંદ્રમા તણો નિવાસ છે, ત્યાં તે તો વાસો વસે;
ચતુર હશે તે સમજશે, મૂરખ મન ચિંતા થશે. ૪
ઉત્તર—શિવભકતનું ટીલું.

### છપ્પો.

એક પુરૂષ ગુણવાન, પેટ કે મુખ નહિ જેને;
આશ્ચરજ જેવું એક, પાય બે પૂરણ તેને;
આપે છે બે આંખ, શાખ શાણા જન માને;
રહે ભોંયરે રોજ, કદી ચડી બેસે કાને;
એ બેલિ આંખ કાચા તણો, પુરણ છે પરમારૂથી;
સમસ્યા શાણાને રહેલ છે, મૂરખ શિર ફોડે મથી. ૫
ઉત્તર—ચશ્મા,

છપ્પો

એક પુરૂષ ગુણવાન, બાર સુત તેને મ્હોટા;
પાટવિ એક પ્રસિદ્ધ, છેક બીજા છે છોટા;
પાટવિનો પરિવાર, માન મેદનીમાં પામ્યો;
હુન્નર શીખી હરેક, કીધાં કિરતીનાં કામો;
સૌ અદેખાઇ એની કરે, બીજા બધા ભાઈઓ મળી;
સમસ્યા શાણાને સેહેજ છે, કદી મૂર્ખ ન લહે કળી. ૬

ઉત્તર—એશિઆખંડ.

છપ્પો.

બે અક્ષરનો બોલ, નામ સ્રી જાતી નિરખ્યો;
પ્હોળું પેટ પ્રચંડ, ચાર પદ તેના પરખો;
પ્રૌઢી જેની પીઠ, રાજ્ય દરબારે દીઠી;
ન્હાનું જેનું વદન, સદન સુખનું થઇ બેઠી;
એ બારે માસ બેસી રહે, ખાય પિએ નવ ખાંતથી;
સમજે શાણા સમસ્યા સહજ, જડ નવ જાણે જાતથી. ૭

ઉત્તર—લખવાની મેજ,

છપ્પો,

ન્હાની સરખી નાર, પાંચ મુખ તેને માથે;
ઉભી રહે અખંડ, શોભતી સજ્જન સાથે;
પાતળિ લાંબું પેટ, નામ જોતાંમાં નારી;
જઈ બેસે જે જગો, કરે ત્યાં પ્રકાશ ભારી;
તે તેલ પિએ હરનીશ મુખે, બ્હાર જીભ કાઢે વડી;
સમસ્યા જે સમજે સહજમાં, પ્રગટ પામશે પાઘડી. ૮

ઉત્તર—પીતળની દીવી.

છપ્પો.

આક્ષર ઉભય અખંડ, નામ નપુંસકમાં ભાસે;
જાહેર જીવન જગત, આખું આ વિશ્વ ઉપાસે;
એહ વિગર પળ એક, છેક નવ છતમાં રહીએ;
મેદનીનું મંડાણ, એક એમાંનો લહીએ;
છે અમૂલ્ય વણ મૂલે મળે, મેલ નિવારણ મલિનનો;
સમજે શઠ શું સમસ્યા વિષે, ક્યાસ કરે સુત કુલિનનો. ૯
ઉત્તર—પાણી.

છપ્પો.

પુરૂષ પીછાણો એક, પેટ તો પ્રચંડ શોભે;
મુખન્હાનુ નિજ તણું વિદ્વજન પાસે થોભે;
નારી નવલી એક, પુરૂષને તે બહુ વ્હાલી;
કરે હમેશ પ્રવેશ, પેટમાં ચતુરા ચાલી;
એ નર નારીની મ્હેરથી, લિલા લ્હેર આવી વસે;
મૂરખ મનમાં મુઝઇ મરે, શાણા સહજે સમજશે. ૧૦
ઉત્તર—ખડીઓ-કલમ.

છપ્પો.

એક નારિ ગુણવાન, ચૌદ સુત તેના બળિયા;
બે ઉદ્યોગી આપ, ચૌદ તો સ્થાવર ઠરિયા;
જીવ વિનાની જાત, તોય પણ જવાબ દે છે;
અવર તણું કરિ માપ, સદા ઉદ્યોગ કરે છે;
ખાતી પીતી ખોરાક નથી, ચતુર ચિતે સહુ સુહાય છે;
સમસ્યા સમજુને સહેલ છે, ગમાર ગોથાં ખાય છે. ૧૧
ઉત્તર—ઘડીઆળ.

છપ્પો.

બે અક્ષરનો બોલ, નામ નપુંસકમાં કહાવ્યું;
પ્રતાપિ એવો પૂર્ણ, આખું આ વિશ્વ હલાવ્યું;
જયાંહાં વસે એ વાસ, પાસ નવ કષ્ટ પ્રવેશે;
એહ વિના આદમી, વિલોક્યાં વરવા વેષે;
શોભે સદગુણ સહુ એ વડે, જડે જગતમાં નામના;
પંડીત એ સમસ્યા પારખે, હૈયાકુટની હામ ના. ૧૨

ઉત્તર--સોનું.

ઉપરની સમસ્યાના જવાબ રૂપવંતીએ બરાબર આપ્યા તેથી ચતુરસિંહ અત્યંત ખુશી થયો. પછી રૂપવંતીએ ઘણાજ હર્ષમાં ચતુરસિંહના કંઠને વિષે વરમાળ આરોપણ કરી.

આ ખબર તરતજ રાજ મહેલને વિષે પહોંચી ગઈ. રાજા રાણી શુભ સમાચાર સાંભળવાને ઇન્તેજાર થઇ બેઠાં હતાં તેવામાં એક નોકરે આવી ખબર આપી કે આપ નામદારની કુંવરીએ ચતુરસિંહ કુમારને વરમાળ પહેરાવી. રાજા રાણી આ દુઃખપ્રદ ખબર સાંભળી સ્તબ્ધ થઈ ગયાં. તેમના હૃદયમાં તાતું તેલ હોમાયું. જે રાજકુમારને થોડાજ દિવસમાં ફાંસીને લાકડે લટકાવવાનો તેઓએ નિર્ણય કર્યો છે તેને વરમાળ પહેરાવી વૈધવ્ય ધારણ કરશે એવી તેઓએ સ્વપ્નામાં પણ આશા રાખી નહોતી. ચતુરસિંહ અને રૂપવંતી વચ્ચે કોઈ પણ જાતની ઓળખાણ થએલી છે એવી તેમને બીલકુલ ખબર નહોતી. હાથનાં કરેલાં હૈયે વાગવા જેવું આ સંતાપકારક કાર્ય નીવડયું. તેથી તેમના શો-

કની કાંઇ સિમા રહી નહીં. પણ હવે શું કરવું? તેમને હાથ હવે કશો ઉપાય રહ્યો નહીં, તેથી તેઓ હાથે ઘસ કરવા લાગ્યા. જે રાજકુમારનો પ્રાણ લેવાની તેમની અત્યંત ગરજી હતી તેજ રાજકુમારને પોતાની કુંવરી આપી તેનું ઉચ્ચપણું કબૂલ રાખવું એ તેઓને મન મોત કરતાં પણ અતિ શોકજનક હતું, પણ જે બની ગયું તેનો કશો ઇલાજ નહોતો તેથી ગમે તેમ કરી પોતાના મનનું સમાધાન કરી નાખ્યું. ભાવિ બળવાનછે. માણસ ધારેછે કાંઇક અને થાય છે કાંઇક.

હવે ચતુરસિંહને શૂળીએ ચડાવાથી રૂપવંતી વિધવા થાય તેથી સર્વ લોકો રાજાની અપકીર્ત્તિ કરે.. "કાળ જાય અને કહાણી રહે" એમ ધારી રાજા રત્નસિંહે તેઓનાં વિધિપૂર્વક લગ્ન કર્યા. અને કહ્યું કે હવે ચતુરસિંહ મારા જમાઇ થયા તેથી તેને હવે ફાંસી દઇ શકાય નહીં. કારણ કે મારી દીકરીનું બુરૂં મારાજ હાથથી કરવું એ ઘણું ગેરવાજબી ગણાય. તોપણ મારા શત્રુના પુત્ર તરફ હું શી રીતે પ્રેમી નજરે જોઇ શકું? તેને જોઇને મારૂં હૃદય ઉકળી આવે છે. ગમે તેમ છે પણ ચતુરસિંહને જીવતો રાખવોજ પડશે. પછી ચતુરસિંહ અને રૂપવંતીને કહેવરાવ્યું કે— હવે મારા રાજ્યમાં તમારે પળવાર પણ રહેવું નહીં. અને અત્યારથી તમે બન્ને મારા શત્રુ છો.

જીવતો રહેવાના સમાચાર સાંભળીને ચતુરસિંહ ઘણોજ ખુશી થયો, અને વિચાર કરવા લાગ્યો કે મારે મારા સસરાની માયાની દરકાર નથી. દૈવયોગે હું જીવતો રહ્યો છું

અને રૂપવંતી સરખું અમૂલ્ય રત્ન મને મળ્યું છે તો તેનાથી મને સંસારનું સઘળું સુખ મળશે. બીજા સુખની હું કશી દરકાર રાખતો નથી. સર્વે સુખની પ્રાપ્તી મારે એના વડેજ છે. તે મારા પ્રાણ કરતાં મને વધારે પ્રિય છે. મારૂં મૃત્યુ જરૂર આવેલુંજ હતું પણ હું તેના થકીજ જીવતો રહ્યો છું. માટે હવેનું સઘળું આયુષ્ય તેણે મને બક્ષિસ આપેલું છે એમ હું સમજું છું. રૂપવંતીને પણ આ રાજ્યમાં રહેવાની દરકાર નહોતી. કેમકે તે જાણતી હતી કે—

## श्लोक.

**सर्वनाशेसमुत्पन्ने, अर्धंत्यजतिपंडितः**
**अर्धेनकुरुतेकार्यं, सर्वनाशोहिदुः सहः**

અર્થ—જો સઘળાનો નાશ થતો હોય તો પંડિતજન અર્ધને તજી દે છે; જો અર્ધને તજી દે તો સર્વનો નાશ થવો દુર્લભ છે, માટે રાજ્ય તજવું એ વધારે સારૂં છે. કેમકે આંહી રહેવાથી વખતે ચતુરસિંહના જીવનું જોખમ થશે. કહ્યું છે કે—

## श्लोक.

**आपदर्थंधनंरक्षे, दारान्रक्षेत्धनैरपि**
**आत्मानंसततंरक्षे, दारैरपिधनैरापि.**

અર્થ—આપત્તિ મટાડવામાટે ધનનું રક્ષણ કરવું. ધન વડે સ્ત્રીનું રક્ષણ કરવું. ધન અને સ્ત્રી વડે આત્માનું રક્ષણ

કરવું એવો અત્યંત વહાલો જીવ તે ઉગારવાને, માટે સર્વે-સ્વ તજવું મને લાભકારી લાગે છે. એમ ધારી તરતજ એક રથ જોડાવી તેમાં બન્ને જણ બેસી આગળ ચાલવા લાગ્યાં.

## પ્રકરણ ૧૫ મું.

બન્ને જણાને રાજ્યની કે લક્ષ્મિની બીલકુલ આકાંક્ષા નહોતી. આ દંપતિના ગુણ સરખા હોવાથી પ્રીતિમાં દિનપ્રતિદિન વધારો થવા લાગ્યો. પરસ્પર પ્રીતિના વાક્યો વદી તેઓ આ સંસારિક સુખનો સ્વાદ ચાખતાં હતાં સ્ત્રી પુરૂષ એ બન્નેનો મળતો સ્વભાવ હોવાથી મન જેટલું મગ્ન રહેછે તેટલું બીજા કોઇ પણ સાધનથી રહેતું નથી. સમવયી અને સમગુણી જોડું બંધાવાથી સંસાર સુખમાં ખામી આવતી નથી. જેમ સ્વાતિ નક્ષત્રના મેઘ બિંદુ સમુદ્રની છીપ ઝીલી રહે છે, તેમ આ દંપતિ પરસ્પરનાં વાક્યો ઝીલી લેતાં હતાં. થોડે દિવસે તે રથ એક અરણ્ય નજીક આવી પહોંચ્યો, તેથી ગાડીવાન ડરવા લાગ્યો. કારણ કે સાથે રૂપવંતી રાજપુત્રી હતી. તેના પિતાએ તેને એકદમ દેશપાર કરી હતી. તેને કાંઈ રોકડ નાણું આપેલું નહોતું. પણ સ્વયંવર વખતે પહેરેલું ઘરેણું કાંઈ ઉતારી લીધું નહોતું; તેથી તે તેણે તમામ પોતાની સાથે રાખ્યું હતું. આવી વિકટ અરણ્યમાં ઘરેણું લઇને જવું તેમાં ગાડીવાનને બીક લાગે એ સ્વાભાવિક હતું. કેમકે તેણે સાંભળેલું હતું કે આ અ-

રણ્યમાં લૂટારાઓ લૂટી લેછે. એટલુંજ નહીં પણ વખતે બાંધીને માર મારે છે અથવા બીજા ઘણા પ્રકારે દુઃખ દેછે. આમ તેના જાણવામાં હોવાથી તે ડરતો હતો. ચતુરસિંહે તેને ધીરજ આપી અને આગળ ચાલવા કહ્યું તેથી તેણેગાડી હાંકી.

ખરા મધ્યાન્હ થતાં તેઓ મધ્ય અરણ્યમાં આવી પહોંચ્યાં. ચોતરફ નજર કરતાં માત્ર પર્વતની ગુફાઓ અને મોટાં ઝાડ નજરે પડતાં હતાં. સઘળું શાંત થઈ ગયું હતું. જ્યાં વાઘ વરૂ આદિ કોઇ જાનવરનો કે પક્ષીઓનો પણ સ્વર સંભળાય નહીં ત્યાં માણસનાં મધુર વાક્ય સાંભળવાની આશા શાની હોય? આવી ભયંકર જગ્યો રૂપવંતીએ કદી જોઇ નહોતી તોપણ ચતુરસિંહ સાથે હોવાથી તેને કાંઇ બીક લાગતી નહીં. ઘણા દિવસની અવાવરૂ વાવ તે ઠેકાણે જોવામાં આવી, ત્યાં ગાડી છોડી ભાતું ખાવાનો નિશ્ચય કર્યો. પાસેના વડ નીચે જાજમ પાથરી બન્ને જણ બેઠાં અને ગાડીવાન પાણી ભરવા ગયો. બન્ને જણ આ અરણ્ય વિષે વાત કરતાં હતાં એવામાં ચાર પુરૂષો તેઓની દૃષ્ટીએ પડયા. તેઓ થોડે દૂર રહ્યા એટલે માંહોમાંહે તલવારથી લડી શબવત્ થઇ ભોંય ઉપર પડયા આવો વિચિત્ર દેખાવ જોઈ ચતૂરસિંહને પેલા પુરૂષોનું લડવાનું કારણ જાણવાની ઈચ્છા થઇ, તેથી પોતે રૂપવંતીની રજા લઇ પેલા ચાર પુરૂષો પડયા હતા ત્યાં ગયો. એટલામાં તેમાંનો એક જણ બોલ્યો કે "તે સ્ત્રી મારે લાયક છે માટે તેને હું લઇ જઈશ. મારે કોઇ રોટલો કરી આપનાર નથી." આવાં મૂરખાઇનાં

વાક્યો સાંભળી ચતુરસિંહે મનમાં વિચાર કર્યો કે—આ બેવકૂફો ફોકટના લડી મુઆ, રૂપવંતીને લઇ જવી એ કાંઇ રમત વાત નહોતી. પણ ખેર. "જે થાય તે સારા સારૂ." એઓની મૂર્ખાઇ એઓને નડી. મારી ખાતરી થાય છે કે તેઓ કોઇ લૂટારા છે માટે તેઓની પાસે કાંઇ પણ હોવું જોઇએ, માટે લાવ તપાસું. તપાસ કરતાં એક ડબો તેને હાથ લાગ્યો, તે લેઇને તે રૂપવંતી પાસે આવ્યો અને તેને સઘળી વાત કહી સંભળાવી. ચતુરસિંહે આણેલો ડબો રૂપવંતીએ ઉઘાડયો ત્યારે તેમાંથી પેંડા નીકળ્યા. આ પેંડા ભાતામાં ખાવા નિશ્ચય કર્યો, જેના નસીબમાં જે ખાવાનું લખેલું હોય તે અનાયાસે આવી મળે છે એવો વિચાર કરતાં ત્રણે જણે પેલા પેંડા ખાધા તેથી થોડીવારે ત્રણેજણા બેશુદ્ધ થઇ પડયા. અકસ્માત બેશુદ્ધ થઇ જવાનું કારણ એજ હતું કે પેલા લૂટારા કેફી હતા તેથી તેઓએ પેંડામાં કેફી વસ્તુ (ધતુરો) નાખેલ હોવાથી તે ખાનાર ચતુરસિંહ, રૂપવંતી તથા ગાડીવાન બેશુદ્ધ થઇ પડયાં. આ પેંડામાં કેફી વસ્તુ નાખેલી છે એવું ચતુરસિંહ વગેરે કોઇના જાણવામાં નહોતું, તેથી ક્ષુધાનું નિવારણ થતાં સુધી તેઓએ ખૂબ પેંડા ખાધા હતા, તેથી ઝેર ઘણું વ્યાપી ગયું.

પેલાં ત્રણે જણ બેશુદ્ધ થઇ એક વડ નીચે પડેલાં હતાં એવામાં એક શિકારી રાજા ત્યાં આવી ચડયો. તેણે રૂપવંતી રત્નને જોઇ, કે ઘણોજ મોહિત થયો. કારણ કે રૂ

તેના શરીરના કોઈ અવયવમાં કશી ખામી જણાતી નહોતી તેથી તે શિકારી રાજાનું મન હરણ કરવાને બસ હતી. તે પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે-પાસે પડેલા આ બે પુરૂષો કોણ હશે? અને આ સ્ત્રી કોની પુત્રી તથા કોની અર્ધાંગના હશે? આ પુરૂષો તેને શું થતા હશે? અને કઇ જ્ઞાતિના હશે? આ સ્વરૂપવાન પુરૂષ કોઈ શુરવીર રજપૂત જણાય છે, અને આ સ્ત્રી કોઈ રાજકુમારી હોય એમ લાગે છે. ગમે તેમ હોય પણ આ સ્ત્રી મારા રાજદરબારમાં શોભે તેવી છે, માટે મારા રાજ્યમાં તેને લઇ જવી જોઇએ. એમ ધારી પાસે પડેલો રથ તૈયાર કરવાની પોતાના સિપાઇને આજ્ઞા કરી. સિપાઇએ રાજાના હુકમને તાબે થઇ ગાડી તૈયાર કરી બન્ને જણે રૂપવંતીને ઉચકી ગાડીમાં સુવારી ગાડી આગળ ચલાવવા લાગ્યા. શિકારી રાજાએ પોતાના સિપાઇને ગાડી હાંકવા બેસાર્યો હતો. તે રૂપવંતીનું અગાધ રૂપ જોઈ વિચાર કરવા લાગ્યો કે આવી સ્વરૂપવાન સ્ત્રી રાજાના મેહેલમાં જશે તો તેને રાજમેહેલમાં ગોંધાઇ રહેવું પડશે. રાજાની રાણીઓને કશું સુખ હોતું નથી. તેઓની હાલત માત્ર બહારથીજ ભભકાદાર દેખાય છે અંદરની સ્થિતિ ઘણીજ દુઃખદાયક હોય છે. એક કેદી કરતાં પણ તેમની હાલત સુખી હોતી નથી. સાત પાંચ દાસીઓ હોય તે સિવાય બીજા માણસોનું તે મોં પણ જોવા પામતી નથી. જે ગામની તે રાણી હોય તે ગામ પણ તેણે કદી જોએલું હોતું નથી. તેઓની સઘળી દુનિઆ ફકત તેઓના બંગલામાંજ હોયછે!

ઘણી રાણીઓ પોકાર કરે છે કે આ કરતાં અમારો હલકા-કુળમાં જન્મ થયો હોત તો સારૂં કે રોજ ખુલ્લી હવામાં ફરત, સગા વહાલાંને મળત અને ઘણા માણસોના મોઢાં પણ જોત. એકાંતવાસ જેવું બીજું એકે અકારૂં દુઃખ નથી. ખોટા મલાજા રાખવામાં આપણા વહેમીને બાપના કુવામાં બુડી મરનારા રાજાઓ પોતાને આશરે પડેલી અબળાઓને મેહેલના એકાંત ભાગમાં ગોંધી રાખવામાં પોતાની ઘણી શોભા સમજે છે. માટે તેને મારે ઘેર લઇ જઇ તેની સાથે વિવાહ કરૂં તો તેના સુખનો પાર રહેનહીં. મારા ઘર જેવું સુખ તેને રાજમેહેલમાં મળનાર નથી, માટે તેને હું મારે ઘેર લઈ જઇશ. એ પ્રમાણે મનસુબો કરતો હતો એવામાં શિકારી રાજા બોલ્યો—શેરખાં જમાદાર ગાડીને ખાડાવાળી જમીનમાં હાંકશો નહીં. કારણ કે અંદર સુતેલી રંભાના શરીરને કશો ઉપદ્રવ થવો ન જોઇએ. તેને મારે પટરાણી કરવી છે. હું તેના સ્વરૂપ ઉપર ઘણો મોહિત થયો છું, તેણે મારૂં ચિત્ત ચોરી લીધું છે. એ પ્રમાણે રાજાનાં વચન સાંભળી જમાદાર શેરખાંને અત્યંત ક્રોધ ચડયો, તેથી રીસભેર ગાડીમાંથી નીચે ઉતર્યો અને કેટલાક અપશબ્દ કહ્યા, તેથી શિકારી રાજા ક્રોધને વશ થઇ ખુલ્લી તરવારથી તેની સામો ચાલ્યો. શેરખાં પણ હથિઆર બંધ હતો તેથી તેણે પણ ખુલ્લી તરવાર કરી. બન્ને જણ સામસામા ઝટકમ ઝટકા આવવાથી ઘાયલ થઈ ભોંયઉપર પડયા.

મિંયા શેરખાં ધારતો હતો કે મારે ઘેર જેટલું સુખ

છે તેટલું રાજ્ય દરબારમાં નથી; કદાપિ આ સ્ત્રીને રાજા લઈ જશે તો તેને એક બંગલામાં ચોરની પેઠે ગોંધી રાખશે, અને મારે ઘેર હું લઈ જઇશ તો તે ઘણીજ સુખી થશે.

બન્નેની આંખપર કામનાં પડળ ફરી વળ્યાં હતાં. કામાંધ માણસો ઘટતું અઘટતું કશું જોઇ શકતા નથી. ગમે તે પ્રકારે પોતાની મતલબ પાર પાડવાને તેઓ કૂદી પડે છે. વિષય વાંચ્છનાએ જગતમાં અનેક જાતના મહાભારત ફેરફાર કર્યા છે, અને મોટા બનાવને જન્મ આપેલ છે. સ્ત્રીની ખુબસુરતીએ મગરૂબ શેહેનશાહનાં તાજ ઉતરાવ્યાં છે, અને શૂરા પેહેલવાનોની તલવાર છોડાવી છે. સ્ત્રીની ખુબસુરતીએ પથ્થર જેવાં દિલને નરમ મીણ સરખાં કરી નાંખ્યા છે અને પહાડ જેવા તનને સૂકી કાઠી જેવા બનાવી દીધા છે. સ્ત્રીની ખુબસુરતીની અજાયબી અપાર છે.

શિકારી રાજા અને શેરખાં નાહક લડી ઘાયલ થઇ ભોંયપર પડયા એટલે પેલા રથના બળદો પોતાની મરજી મુજબ આગળ ચાલવા લાગ્યા.

---

## પ્રકરણ ૧૬ મું.

ફતેહપુર નામે શેહેરની ભાગોળે ઘણા માણસોની ઠઠ જામી હતી. ચોતરફથી માણસોનાં ટોળે ટોળાં આવી ત્યાં ઉભાં રહેતાં હતાં. કેટલાક માણસો ત્યાંના મુબારક સીદીને જોઇ તરત વગર બોલવે પાછા વળતા હતા. કેટલાક લોકો ત્યાંની સઘળી હકિકતથી વાકેફ થયા પછી–“અરે રામરામ!

તા પાછા ફરતા હતા. પાછા વળનારના મુખ ઉપર શોકનું ચિત્ર જણાતું હતું. અરે બિચારી નિરપરાધી અબળાનું શિયળ લૂટાઇ જશે એટલે તે આપઘાત કર્યા વગર રહેશે નહીં.

પેલો રથ રૂપવંતી સહવર્તમાન ચાલવા માંડયો. તેના જોડેલા બળદો જબરા હોવાથી ઘણી ત્વરાથી ફતેહપુરની ભાગોળે આવી પહોંચ્યા હતા. આ શેહેરનો રાજા પ્રતાપસિંહ સ્ત્રી લંપટ હતો, તેથી તેના બાતમીદારો ઠેકાણે ઠેકાણે સ્વરૂપવાન સ્ત્રીઓની શોધમાં ફરતા હતા. તેઓ કોઇ સ્વરૂપવાન સ્ત્રીને દેખતાંજ તુરત તેને રાજા પાસે લઇ જતા હતા. કેટલીક સ્ત્રીઓને રાજાએ બળાત્કારે પોતાને વશ કરેલી હતી અને કેટલીકને પૈસાના લોભથી ફસાવી હતી. આબરૂદાર સ્ત્રીઓનાં શિયળ લૂટાતાં હતાં તેથી આખા શેહેરમાં હાહાકાર થઇ રહ્યો હતો. કેટલાક શેહેરીઓ પોતાની જુવાન વહુ, દીકરીની લાજ શી રીતે સચવાશે? એ વિષેની મોટી ફિકરમાં પડયા હતા. કેમકે ત્યાં ગમે તે સ્વરૂપવાન સ્ત્રી બજારમાં નીકળી હોય અને તેને કોઈ બાતમીદારે જોઇ હોયતો તેને બજાર વચ્ચેથીજ બીનધડક ગાડીમાં નાખી રાજ મેહેલમાં લઇ જતા હતા. આવા જુલમી રાજાના રાજ્યથી રૈયત કંટાળની હતી. પણ ત્યાંનો રોજગાર સારો હોવાથી ત્યાં શેહેરીઓ જે કષ્ટ પડે તે ભોગવતા હતા. એવા લંપટ રાજાના શેહેરની ભાગોળે રૂપવંતીનો રથ આવી ચડયો હતો. તેને દેખી જે મુબારક સીદી ત્યાં આવ્યો હતો. તે રાજાનો બાતમીદાર હતો. તેણે આવી એક જબરી હાક મારી કે તુ-

રત સઘળા માણુસો વિખરાઈ જવા લાગ્યા, અને પોતે ઇનામ મળશે એવા ઇરાદાથી રૂપવંતીનો રથ રાજમેહલ તરફ લઇ ચાલ્યો આ વખતે રૂપવંતીનો કોઇ સહાયક નજરે પડતો નહોતો, તેથી તેના શિયળનો ભંગ થતાં કશી વાર લાગવાની નહોતી. પણ ઇશ્વરી ઇચ્છા બળવાન છે. તે ગરીબનો બેલી અને નોધારાનો આધાર છે. રૂપવંતીના શિયળનું રક્ષણ કરવા માટે તેજ શેહેરનો નગરશેઠ દ્વારકાદાસ અનાયાસે ત્યાં આવી ચડ્યો. તેણે માણુસોની ઠઠ જોઇ, તેથી ત્યાં શું છે એ જાણવા સારૂ તે પેલા રથ પાસે ગયો.

દ્વારકાદાસ શેઠને આવતા જોઇ મુબારક સીદી જરાવિચારમાં પડ્યો કે રખેને આ સ્ત્રીને લઇ જવાની તેઓ આનાકાની કરશે એમ ધારી જાણે શેઠને જોયા નથી એવું ડોળ રાખી તેણે રથ હાંકવા માંડ્યો, એટલે દ્વારકાદાસ શેઠે હાક મારી રથ ઉભો રાખવા કહ્યું તેથી મુબારકના મનમાં મોટો ધ્રાસ્કો પડ્યો અને રથ ઉભો રાખ્યો. દ્વારકાદાસ એ આ શેહેરનો ઘણોજ આબરૂદાર નગર શેઠ હતો. મુબારક જેવા રાજાના બાતમીદારો માત્ર તેનાથીજ ડરતા હતા. એ શેઠ સિવાય બાકીના તમામ નગર નિવાસી જનોને તેઓ તૃણમાત્ર પણ ગણુતા નહોતા. રથ પાસે આવી દ્વારકાદાસે જોયું તો તેમાં એક મહા સ્વરૂપવાન અપ્સરા સરખી સ્ત્રી તેની નજરે પડી. તેના શરીરના અવયવો ઘણાજ ખુબસુરત હોવાથી તેમજ તેની મુખમુદ્રા ઉપરથી આ બાઈ કોઈ આબરૂદાર માણુસનું સંતાન છે એવું તેણે અનુમાન કર્યું. વળી

તેણે વિચાર કર્યો કે આ શેહેરનો રાજા લંપટ છે તેથી તે આની આબરૂ લીધા વિના છોડશે નહીં, અને જ્યારે આ બાઇના શિયળનો ભંગ થશે ત્યારે તે આપઘાત કર્યા વિના રહેશે નહીં; એવું તેની આકૃતિ ઉપરથી જણાય છે. તેનો બચાવ કરવાની તજવીજ મારા વિના બીજાથી બની શકે તેમ નથી. કદાપિ તેમ કરવાથી રાજા મારી ઉપર ક્રોધાયમાન થશે તો પણ ફિકર નહીં. રાજા મારી ઉપર નાખુશ થાય તોપણ એક અબળાનો અમૂલ્ય જીવ ઉગરે અને તેનું પતિવ્રત્ત અવિચલ રહે એ હું વધારે સારૂં સમજું છું. આફતમાં આવી પડેલી એક નિરાધાર અબળાનું રક્ષણ કરવું એ ઉત્તમ લાભ છે. દુનિઆમાં અવતાર ધારણ કરીને જેઓએ બીજાનું કલ્યાણ થાય એવો પ્રયત્ન કર્યો નથી તેઓનો અવતાર એળે ગયો સમજવો. આ દેહ નાશવંત છે. લક્ષ્મિ પણ ચલિત છે માટે માણસોએ તેનું અભિમાન અંતરમાં ધરવું નહીં જોઇએ. પરોપકાર જેવું બીજું એકે પુણ્ય નથી, એવું વિચારીને તેણે કહ્યું કે—અલ્યા મુબારક, આ બાઈ મારી ભાણેજ થાય છે તેને મારે ઘેર લઇ જવી છે માટે ગાડી મારા ઘર તરફ હાંકી લાવ. મુબારક પોતાના મનમાં જાણતો હતો કે દ્વારકાદાસ શેઠનું વચન પ્રતાપસિંહ રાજા પણ ફેરવી શકતા નથી કેમકે તે મહા આબરૂદાર અને ધનાઢ્ય છે. એવા વગવાળા શેઠનું વચન ઉલંઘન કરવાથી હું ફાયદો કાઢનાર નથી એમ ધારી મુબારકે વગર બોલવે દ્વારકાદાસ શેઠના ઘર તરફ રથ હાંક્યો. શેઠને ઘેર પહોંચ્યા પછી જાણે શેઠ-

નોજ ચાકર હોય તે પ્રમાણે વર્તવા લાગ્યો. રૂપવંતીને ધ- ણીજ સંભાળથી ઉચકી દ્વારકાદાસ શેઠના ઘરમાં પલંગપર સુવાડી તે એક પંખાવતી પવન નાખવા લાગ્યો. થોડીવાર પછી ઘણી નમ્રતાથી શેઠની રજા લઇ દરબાર તરફ જવા નીકળ્યો.

દ્વારકાદાસ શેઠની સ્ત્રીનું નામ લંપટબાઇ હતું. "**यथा नामातथागुणा**" તેમ તે પોતાના નામ પ્રમાણે સ્વ- ભાવમાં પણ તેવીજ હતી. તેને દોલતખાં નામના સિપા- ઈની સાથે આડો વ્યહવાર હતો. પોતે ધનાઢય શેઠાણીછતાં પોતાને ત્યાં કોઈને નોકર રાખવા દેતી નહોતી. કેમકે દો- લતખાંને તેની પાસે આવવું હોય તે વખતે જો નોકર ઘેર હોય તો તેની મારફતે આ વાત વખતે શેઠના જાણવામાં આવે એવી તેને બીક હતી. પાપી માણસોને અનેક જાતના પ્રપંચ કરવા પડે છે. ચાકર નફર કોઇ મળે નહીં અને શેઠ બજારમાં જાય એટલે લાગ જોઇને દોલતખાં ઘણીવાર તેને ઘેર આવતો અને ત્યાં ઘણો વખત ગાળતો. લંપટબાઈ રૂપવંતીને જોઈને મહા શોકાતુર થઇ ગઇ તે મનમાં વિચાર કરવા લાગી કે આ સાલ નડયા વગર રહેશે નહીં, તેથી. મારે હવે કાંઇ બીજો પ્રપંચ કર્યા વિના છૂટકો નથી. દોલ- તખાંને મળ્યા વગર મને ઘડી એક ગમતું નથી. અને આ પાપ આડું આવવાથી તે હવે મારી પાસે આવી શકનાર નથી. દોલતખાંને મળવા માટે બહાર ભટકું પણ તે કેટ- લાક દહાડા ? અને એમ કરવાથી ગામના લોકને જાણ થયા વિના રહે નહીં અને એમ થવાથી મારી ફજેતીના. ફાળકા

થાય. શેઠ આ વાત જાણે એટલે મારી પૂરેપૂરી કમબખ્તી થાય. છેવટ ઉપાયમાં ઉપાય એજ જણાય છે કે ગમે તે પ્રકારે અને ગમે તેવો પ્રપંચ રચીને આ પાપને આંહીથી કાઢું તોજ ધારેલી ધારણા પાર પડે. જો હું આ નડતરને નસાડું નહીં તો મારૂં નામ લંપટબાઇ નહીં. કદાપિ એક પ્રપંચથી ફતેહ નહીં પામું તો બીજો પ્રપંચ ઉઠાવીશ. ખાઇ પીને જો એની પછવાડે લાગીશ તો આખરે સઘળાં સારાં વાનાં થશે. એમ ધારીને તે શેઠ પાસે આવી અને આ પ્રમાણે બોલી—"પ્રાણનાથ (!) આ પાપને મફતનું આંહી શા માટે લાવ્યા? તેનું આપણે શું કામ હતું? એક તો રાજાની આપણા ઉપર અવકૃપા થાય અને વળી આ સ્ત્રીની આપણે વગર દોકડે ચાકરી ઉઠાવવી પડે. હાથે કરીને "ઉઠ પાણા પગ ઉપર" એવી પંચાત આપણે શું કરવા જોઇએ? રાજા જ્યાં એવો ધંધોજ આદરી બેઠો ત્યાં તમે કેટલે ઠેકાણે આમ આડા હાથ દેશો? એકાદ બેને આમ બચાવશો એટલે શું રાજા પોતાની ચાલ સુધારશે કે? તેના કર્યા તે ભોગવશે. એમાં વચમાં આપણને શું? વળી આપણા ઘરનું કામકાજ રોકી આની ચાકરી કરવાનું મારાથી બની શકે તેમ પણ નથી. માટે આ બાઈને તમે દરબારમાં પહોંચાડો. એમ કરવાથી રાજા ખુશી થશે અને આપણે કશી હાયવરાળ કરવી પડશે નહીં. મોટા સાથે વેર બાંધવું એ હાનીકારક છે. આ બાઈને અને આપણે કોઇ પણ પ્રકારનો સંબંધ નહીં છતાં આપણે રાજાનું મન શા માટે દુભાવવું જોઈએ. જેના તા-

બામાં આપણે રૈયત તરીકે રહેવું તેની સાથે તંત બાંધવાથી આપણે કશો ફાયદો કાઢીએ નહીં એ તમે ક્યાં નથી જાણતા? રાજા જો કોપ્યો તો વખતે જીવનું જોખમ થઇ જાય. બેડાની ડાળ સાજી રાખવી એ કાંઇ ખોટુ નથી માટે મારૂં કહ્યું માનીને તમે તેને દરબારમાં મોકલી આપો તો સારૂં."

દયાળુ દિલના દ્વારકાદાસે થોડી વાર વિચાર કરી જવાબ આપ્યો—"પ્રાણપ્રિય; આ સ્ત્રી કોઇ કુળવાનનું ફરજંદ છે, તેનાપર કુદૃષ્ટી કરી રાજા પોતાના મેહેલમાં લઇ જાય તો અંતે તે સ્ત્રી આપઘાત કર્યા વિના રહે નહીં. આવી ચંદ્રમુખીને દુઃખ દરિઆમાં શી રીતે ડૂબવા દેવાય? કદાપિ મારા જોવામાં તે ન આવી હોત અને તેને માથે ગમે તે પ્રકારનાં દુઃખ આવી પડત તો હું કાંઇ ખાળી શકનાર નહોતો. પરંતુ તે જ્યારે મારા જોવામાં આવી ત્યારે જો હું તેને આફતમાંથી બચાવું નહીં તો મારૂં નામ નગરશેઠ શાનો? હવે જો હું તેને કદાપિ રાજાની હજુરમાં સોંપુ તો ધિકકાર છે મારી શેઠાઇને! કદાપિ રાજા ગુસ્સે થઇને આપણા ઘરબાર લૂટી લે તોપણ શું? હું જો તેનો સહાયક ન થાઉં તો બીજો કોણ થાય? ગમે તેમ થાય તોપણ હું આ બાઇને કોઇ રીતે દુઃખી થવા દેનાર નથી. થવું હોય તેમ થાઓ."

દ્વારકાદાસ શેઠ પાસે લંપટ બાઇનું કશું નહીં ચાલવાથી તે પોતાના મન સાથે વિચાર કરવા લાગી કે—મારૂં ધાર્યું સઘળું ધૂળ મળ્યું. મારા કહેવાની કાંઇ પણ અસર

એગતે થઈ નહીં. શેઠ જીવ જતાં સુધી પણ પોતાનું વચન છોડે એમ જણાતું નથી. માટે કાંઇ બીજો પ્રપંચ ઉઠાવું તો ઠીક. એમ ધારીને તોબરા જેવું મોં ચડાવીને બોલી–" હા, હાં. મારા મનને હું બધુંય સમજુંછું. તમારા મનની વાતની મને ખબર પડી છે. તમારા મનને અત્યાર સુધી એમજ હશે કે આ કાંઈ સમજતી નથી. સૂરજ ઉગ્યો કાંઈ છાબડે ઢાંકયો રહેતો નથી. શેર ધાન્ય ખાય તે સૌ સમજે. તમને તો મારૂં મોઢુંજ ગમતું નથી, રોજ ધુંઆંપુંઆ કરતા આવો છો એ મારા મનને હું બધું સમજું છું. પણ લાજ રાખીને બોલતી નથી એટલે આગળ પગલાં ભરતા જાઓ છો પણ અતિશેમાં કાંઇ માલ નથી. તમે જ્યારથી ચાવળી ચાવળી વાત કરો છો ત્યારથીજ મારી તો ખાતરી થઇ ગઇ છે કે એનાપર તમારી કુદૃષ્ટી થઇ છે, અને તેથીજ તમે એને આંહી તેડી લાવ્યા છો. એની સાથે લગ્ન કરવાની તમારી પૂરેપૂરી મરજી જણાય છે. કારણ કે જો એમ ન હોત તો એ પરદેશી સ્ત્રી, જેને આપણે સ્વપ્નામાં પણ કદી જોએલીનહીં અને જેની સાથે આપણે કશો સંબંધ નહીં એવી અજાણી સ્ત્રીને આપણે ઘેર લાવવાની શી જરૂર હતી? પણ તમારૂં અંતઃકરણ કામની વાસનાથી રૂંધાઇ ગયેલું જણાય છે, તેથીજ તમે આ બાઇને રજા આપવાની આનાકાની કરો છો. એતો ખુલ્લુંજ છે કે જેનાપર કુદૃષ્ટી કરી ઘેર આણી તેને રજા આપવાનું શી રીતે બને? એ હું સારી રીતે સમજું છું. પણ

ફિકર નહીં. રાજાનું અપમાન કરવાથી તમે કેવું બૂરૂં ફળ પામોછો? એ આખરે જણાઇ આવશે. હું તમને વધારે કહેવાને સમર્થ નથી. તમે મારા સુખના સાગર છો. તમારે વડેજ હું ઘણી જાતના સુખ ભોગવું છું, એમ ધારી એટલુંજ કહુંછું કે તેનાપર કુદૃષ્ટી ન કરતાં તેને રાજાની આગળ મોકલી આપો તો રાજાની આપણા ઉપર પ્રીતિ થશે એટલે આપણે કોઇ પણ પ્રકારનું સંકટ વેઠવું પડશે નહીં."

આવાં અસહ્ય વચનો સાંભળી દ્વારકાદાસ શેઠને અત્યંત રીસ ચડી. તે ગુસ્સામાં આવીને બોલ્યો—રાંડ, શંખણી, તેનાપર મારી કોઇ પ્રકારે કુદૃષ્ટી નથી. તે બાઇ મારી બેન કે દીકરી બરાબર છે. તું ખરાબ વચનો બોલી મને દુઃખી ન કર. રાજાના ધ્યાનમાં આવે તેવું દુઃખ દેશે તોપણ મારૂં ધાર્યું કર્યા વગર હું રહેનાર નથી. આ નિરપરાધી બાઇને લંપટ રાજાના હાથમાં સોંપવા કરતાં તલવારથી તેનું માથું છેદી નાખવું વધારે સારૂં છે. આવાં વચન સાંભળી લંપટબાઈએ પોતાનો વિચાર મુલતવી રાખવો દુરસ્ત ધાર્યો અને કોઇ પ્રસંગે તેને કાઢવાનો ઉપાય રચવા ચૂકવું નહીં એવો નિશ્ચય કર્યો. પાથરેલા પલંગપર બેભાન સુતેલી રૂપવંતીને દ્વારકાદાસ પવન નાખવા લાગ્યો અને લંપટબાઇ ક્રોધાવેશમાં તોબરા જેવું મોં કરી પાછળના ઓરડામાં બેઠી. થોડીવારે રૂપવંતીને ભાન આવ્યું. તેણે આંખ ઉઘાડીને જોયું તો એક જૂદોજ પુરૂષ તેની નજરે પડ્યો. તેથી તે બેબાકળી થઈને બોલી–અરે! હું આંહી ક્યાંથી

આવી? મારા પ્રાણનાથ ક્યાં ગયા? મારો ગાડીવાન ક્યાં ગયો? અરે મારા પ્રિય પતિ તમે અત્યારે ક્યાં છો? મને જલદી જવાબ આપો.

ઉપરના વચન સાંભળી લંપટબાઈ એકદમ દોડી આવી દ્વારકાંદાસ રૂપવંતીને કહેવા લાગ્યો—બેન તમે જરાએ ફિકર રાખશો નહીં. તમે મારે ઘેર આવ્યાં છો. હું આ શેહેરનો નગરશેઠ છું. તમારે આંહી કોઇ તરેહની હરકત ગણવી નહીં. આંહી તમારા ભાઈનું ઘર છે એમ ગણી રહેવું. હું તમારો ધર્મનો ભાઈછું. લંપટબાઈ બોલી ઉઠી—અત્યાર સુધી એ રાંડ પ્રાણનાથ, પ્રાણનાથ કોને કરતી હતી? મને ખાતરી છે કે એ પ્રાણનાથ તમનેજ કહેતી હતી. એ મેં બરાબર કાનોકાન સાંભળ્યું છે. આ વાત છુપાવવાના ઈરાદાથી તમે તેને બેન કહો છો. એ તમારો પ્રપંચ હું બરાબર સમજી ગઇછું. તમારી તેનાપર કુદૃષ્ટી છે એમાં કોઇ જાતનો શક નથી. તમારો અંતરનો ભેદ પ્રત્યક્ષ જણાયો છે. દ્વારકાદાસ બોલ્યા—અરે રાંડ, શંખણી. તું કડવા વચન બોલી મને નાહક દુઃખી ન કર. તેતો મારી પુત્રી સમાન છે. તું હડકાએલી કુતરીની પેઠે જ્યાં ત્યાં બચકાં શા સારૂ ભરે છે? રૂપવંતી બોલી—શેઠાણી સાહેબ! તમે મુજનિરપરાધીને માથે નાહક દોષ શા સારૂ મૂકો છો? હું નિદેશી પંખી અનાયાસે આંહી આવી ચડી છું, હવે આ દયાળુ શેઠે અને આપના સરખાં સુજ્ઞ શેઠાણીના પ્રતાપથી સુખી થઈશ. એ સાંભળી લંપટબાઇ બોલી—રાંડ મારી સોક્ય, તું

શેઠાણી કોને કહે છે ? અત્યાર સુધી શેઠને પ્રાણનાથ કહી બોલાવતી હતી.તે મેં બરાબર સાંભળ્યું છે. તું મારા ધણીની ધણીઆણી થઈને બેઠી છું. તે હું બરાબર જાણું છું. મેં તો તને કાઢવાના ઘણા ઉપાય કર્યા પણ તારો મોટી તને છોડે તેમ નથી. આવાં તિક્ષણ બાણ સરખાં વચનથી દ્વારકાદાસને ઘણું લાગ્યું પણ તકરાર કરવાથી ઘણો ભવાડો થાય એમ ધારી રૂપવંતીને કહ્યું—ચાલો બેન આપણે ઉપર જઈએ. આ શંખણીનાં વચન મારાથી સહેન થઇ શકતાં નથી. લંપટબાઇ પછવાડેથી ઘણા અપશબ્દો બોલવા લાગી તેને નહીં ગણકારતાં બન્ને જણ મેડી ઉપર જઇ પરસ્પર વાતો કરવા લાગ્યાં. પોતાની વિતકવાતથી રૂપવંતીએ દ્વારકાદાસને માહિતગાર કર્યા, તેથી દ્વારકાદાસને અત્યંત દયા આવી. પોતાને છોટાલાલ નામનો એક નાનો દીકરો હતો તેને સાચવવા રૂપવંતીને ભલામણ કરી, રૂપવંતીએ ઘણી ખુશીથી એ સૂચના કબૂલ રાખી.

બન્ને જણ મેડી ઉપર ગયા પછી લંપટબાઇનો યાર દોલતખાંન તેની પાસે આવ્યો, તેને લંપટબાઇએ સઘળી હકીકતથી વાકેફગાર કર્યો. સઘળી વાત સાંભળવાથી દોલતખાંને ઘણો ક્રોધ ચડયો. પણ આ જગ્યોએ તેનું કશું ચાલે તેમ નહોતું તેથી તે પોતાના ઘર તરફ વળ્યો. ગમે તે પ્રકારે રૂપવંતીને જલદી અગિઆરા ગણાવવાને લંપટબાઈને સૂચના કરી. રૂપવંતીને કાઢવાને લંપટબાઇ ઘણા ઉપાય શોધતી હતી પણ તેનો કશો દાવ પાંસરો પડતો નહોતો.

બે દિવસ પછી રૂપવંતીની તન્દુરસ્તી ઠીક સુધરી, એટલે છોટાલાલને સાચવવામાં અથવા ઘરનાં બીજાં કામ કરવામાં લંપટબાઇ શેઠાણીની દેખરેખ નીચે તે નોકર તરીકે રહી. લંપટબાઇ શેઠાણીનો હુકમ ઉઠાવવો પડતો હતો તેથી તેને ઘણા પ્રકારનું કષ્ટ સહન કરવું પડતું હતું. કેમકે લંપટબાઇ ક્રૂર સ્વભાવની હતી. તેથી રૂપવંતીને ગાળો દે, ઘણું અઘરૂં કામ કરાવે. અને કોઇ વખત હાથ ચલાવે. પણ ખરી. રૂપવંતી, રાજાની પુત્રી, જેણે દુઃખને પણ સ્વપ્ને જોએલું નહીં, જેને ઘેર હજારો દાસીઓ કામ કરનારી હતી. જે ઉંચી જાતના પલંગપર બીરાજી દાસીઓ પર હુકમ ચલાવતી હતી. જેને છીંક આવતાં હજારો દાસીઓ ખમા ખમા કરતી હતી એવી મહા સુખવાળી રૂપવંતીને આ વખત દાસી થવાનો વારો આવ્યો હતો. પોતે લંપટબાઇની દાસી થઇ તેના હુકમ પ્રમાણે કામ કરતી હતી. અરેરે ! સુખ દુઃખના વારાફેરા તે આનું નામ કહેવાય. પ્યારા વાંચનાર, જે બાઈ એક વખત રાજપુત્રી હતી તેને દાસી થઇ કામ કરવું પડે છે, તેથી તેના અંતઃકરણમાં કેટલું દુઃખ થતું હશે તેનો તમારે વિચાર કરી લેવો. કમળ પુષ્પ સરખી કુમળી તે આજ કાળા પથ્થર સરખી વજ્ર બની ગઇ. ગરીબની સ્થિતિનું ખરેખરૂં ભાન થયું. કષ્ટ કેવી વસ્તુ છે તે તેને બરાબર આ વખતે જણાયું. પ્રથમ તો તેને ઘણું લાગી આવ્યું અને વખતે વખત ચોધાર આંસુએ રડતી હતી પણ થોડા દિવસ દુઃખ વેઠ્યા પછી તેનામાં

સહન શક્તિ વધી શેઠાણીનાં કડવાં વચન પ્રથમ તેને કારી-ધા સરખાં લાગતાં હતાં પણ પછી જાણે એક કુતરૂં વધારે ભસે છે તે પ્રમાણે ગણવા લાગી. પ્રથમ પાણી ભરવા જતી વખતે એક ઘડો મહા મુશ્કેલીથી પોતાને માથે લઈ શકતી હતી તે ધીરે ધીરે મોટું બેડું ઉપાડવા લાગી. દ્વારકાદાસ શેઠ રૂપવંતી ઉપર ઘણી મમતા રાખતો હતો અને રૂપવંતી તેને પોતાના બાન્ધવ સમાન ગણતી હતી. કહ્યું છે કે-

उत्सवेव्यसनेचैव, दुर्भिक्षेशत्रुविग्रहे

राजद्वारेस्मशानेच, यस्तिष्टतिसबान्धवः

અર્થ—ઉત્સવની વખતે, સંકટ સમયે, દુષ્ટકાળની વખતે, શત્રુની સાથે લડાઇની વખતે, રાજ્યદ્વારે, સ્મશાનમાં જે માણસ આવીને ઉભો રહે તેને ભાઇ જાણવો." રૂપવંતીને સંકટ સમયે દ્વારકાંદાસ મળ્યા હતા તેથી તે તેને ભાઈ પ્રમાણે ગણતી હતી. પણ પેલી લંપટબાઇ બિચારી રૂપવંતી સાથેનો શત્રુભાવ છોડતી નહોતી, વારંવાર તેને ગાળો દેતી હતી તેમજ જૂઠા આરોપ મૂકતી હતી. તોપણ "વખત વખતની છાંયડી" એ કેહેવત યાદ કરીને પોતાને જે જે કષ્ટ પડતાં હતાં તે તે મુંગે મોઢે સહન કરતી હતી.

દોહરો.

"જ્ઞાની કે અજ્ઞાની જન, સુખ દુઃખ રહિત ન કોઈ;"
જ્ઞાની ભોગવે ધૈર્યથી, મૂર્ખ ભોગવે રોઇ"

"We see
The always wretched, always blest, are few,
Life is wheel's revolving orb, turns round,
Now whirled in air, now dragged along
the ground."

**ભુજંગી પ્રયાત.**

"નહિ કો દુખી કે સુખી નીત જાણ્યું,"
"હેમેશા ચક્ર તો ફર્તું નિશ્ચે પ્રમાણ્યું;"
"ક્ષણે જાય નીચે ક્ષણેઉચુ આવે,"
"ધરી જ્ઞાનની ઝાલતાં દુઃખ નાવે.',

સેક્સપીયર કહે છે કે—આપણી પૃથ્વી ઉપર આકાશ તળે જે બધી વસ્તુઓ છે તે શું હમેશાં સ્થિર રહે છે? શું દરિઆમાં ભરતી આવે છે ત્યારે ઓટ નથી થતો? જ્યારે દિવસ અસ્ત પામે છે ત્યારે શું અંધારૂં નથી થતું? અને આકાશ ચક્ષુને એટલે સૂર્યને શું આપણે કેટલીક વખત અંધકાર કરતાં વાદળાંથી ઝાંખો થયેલો નથી જોતા?"

દશા પછી એકાદશા સર્વના પ્રારબ્ધમાં છેજ. માટે વિપત્તિથી નિરાશ શા માટે થવું જોઈએ? અદૃષ્ટની કોઇને ખબૂર નથી. **"न जाने जानकीनाथः प्रातःकाले किं भविष्यति"** રામચંદ્રજી સરખાને પણ કાલે શું થશે તેની જાણ થઇ નહોતી.



# પ્રકરણ ૧૭ મું.

પેલા વડ નીચે સુતેલા ચતુરસિંહ અને ગાડીવાન એ બન્ને કેફ ઊતર્યા પછી જાગી ઊઠયા. ચોતરફ નજર કરી જોયું તો રૂપવંતી કે રથ કશું દેખાયું નહી, તેથી તેઓ મોટી વિમાસણમાં પડયા. બન્ને જણ મનમાં વિચાર કરવા લાગ્યા કે રૂપવંતી ક્યાં ગઇ હશે? તેને કોઈ જંગલી જાનવર ઘસડી ગયું હશે કે તેને સ્વરૂપવાન દેખી કોઈ દુષ્ટ પુરૂષ પોતાની બુરી વાસનાથી હરી ગયો હશે? ગમે તેમ હો પણ રૂપવંતી આંહી જણાતી નથી. એ પ્રમાણે બન્ને જણ વિચાર કરવા લાગ્યા. ચતુરસિંહને રૂપવંતી વિના જરા પણ ચેન પડતું નહોતું. પોતાનું રત્ન ગુમાવી બેઠો તેથી તેના દુઃખની સિમા રહી નહીં. વિયોગથી તે આકુળ વ્યાકુળ થઈને બોલવા લાગ્યો—અહો ! મારી પ્યારી અર્ધાંગના, તું ક્યાં ગઇ? તારા વિયોગથી હવે હું મારા બાકીના દહાડા શી રીતે નિર્ગમન કરી શકીશ? મારી પ્યારી! એક વખત તારા મુખ કમળનાં દર્શન થાય તો તારો પ્યારો ભ્રમર તેની આસપાસ ગુંજારવ શબ્દ કરી તેને પ્રફુલ્લિત કરે. અહો મૃગાક્ષી! તારા અમૃત બિંદુ વચનનો તૃષાતુર બપૈયો તારા વિયોગથી અત્યંત કષ્ટ પામે છે. મારા અંતઃકરણમાં તારી મનોહર છબીની છાયા આબેહુબ ચીતરાઇ રહી છે, તો પણ તને દૃષ્ટીએ દીઠા વિના મારા મનની શાંતી થનાર નથી. તું જ્યાં હોય ત્યાંથી એક વખત આવી તારા પ્યારા પતિની ભેટ લે.

## વસંત તિલકા વૃત.

આકૂળ અંગ થયું પ્યારિ વિજોગ પામી,
ને જ્વાળ ઝાંઝિ વિરહાનળ કેરિ જામી,
જુદાઇથી જરૂર જીવન મૂજ જાય,
વ્હાલી તણો વિરહ કેમ ખમી શકાય? ૧
આ વિશ્વમાં અધિક રોગ તણી ઉપાધી,
વ્હાલિ વિજોગ તણિ શ્રેષ્ટ ગણું હું વ્યાધી;
પ્યારી મળ્યા વિગર રોગ નહીં પલાય,
વ્હાલી તણો વિરહ કેમ ખમી શકાય? ૨
વ્હાલી તણા વિરહથી તન આ તપે છે,
વ્હાલી તણા વિરહથી ન કશું ગમે છે;
રે! માનુની વિરહથી મનડું મુંઝાય,
વ્હાલી તણો વિરહ કેમ ખમી શકાય? ૩
સંભારિ ભારિ દૃગથી જળ જાય ચાલ્યું,
હૈયું ગયું ફૂટકિ તેહ રહે ન ઝાલ્યું;
કોને કથાય ક્રુર કર્મ તણી કથાય,
વ્હાલી તણો વિરહ કેમ ખમી શકાય? ૪

એ પ્રમાણે ચતુરસિંહ અતિશે ખેદ કરવા લાગ્યો. ગાડીવાન તેને ઘણો સમજાવતો હતો પણ તેનું એકે વચન ચતુરસિંહના અંતઃકરણમાં બીલકુલ પ્રવેશ કરતું નહોતું. રૂપવંતીમાં ચોંટેલા ચિત્તવાળાને તેના સ્મરણ વગર બીજું કશું સૂઝતું નહોતું. ચતુરસિંહમાં સહન શક્તિ વધી હતી

એ વાત ખરી, પણ તેને ધનાશાના ઘરથી આરંભીને આજ દિન સુધી સુખ મળ્યું હતું. અને પાછું આ દુઃખ આવ્યું તેથી તે પાછો દુઃખી થવા લાગ્યો, દુઃખમાં દુઃખ આવે તો બહુ દુઃખ લાગતું નથી પણ દુઃખ પછી સુખ આવે, અને પાછું દુઃખ થાય ત્યારે તે દુઃખ સહન કરવું મુશ્કેલ પડે છે. બિચારા ચતુરસિંહને પુનઃદુઃખ આવી પડવાથી તે ઘણો દીલગીર થવા લાગ્યો. આંખમાંથી ચોધાર આંસુ પડવા લાગ્યાં. રૂપવંતી, રૂપવંતી, એવા પોકાર કરવા લાગ્યો, પણ રૂપવંતી તેને પોતાનું મુખ બતાવી શાંત કરે તેમ નહીં હોવાથી છેવટે ચતુરસિંહ છાનો રહ્યો. કહ્યું છે કે—

**अरक्षितंतिष्ठतिदैवरक्षितं, सुरक्षितंदैव हतंविनश्यति । जीवत्यनाथोपिवनेविसर्जित, कृतप्रयत्नोपिगृहोविनश्यति.**

અર્થ—જેની આપણે રક્ષા ન કરીએ પણ દૈવને રાખવું હોય તો તે રહે. અને જેની આપણે રક્ષા કરવી હોય પણ દૈવને તેનો નાશ કરવો હોય તો નાશ થાય છે. જેમ કોઈ પ્રાણી વનમાં ભયંકર જનાવરની બીક લાગતી હોય, ત્યાં કોઇ જાય તો પણ તેને કશું થતું નથી. કોઇ પ્રાણી આપણે ઘેર હોય તેની રક્ષા કરવાનો આપણે ઘણો પ્રયત્ન કરીએ તો પણ દૈવયોગે તેનો નાશ થાય છે. માટે પરમેશ્વરને રૂપવંતીની રક્ષા કરવી હશે તો ગમે તે પ્રકારે તેને

સહાય કરશે. આપણી હાયવરાળથી કશું વળવાનું નથી. એમ ધારી આગળ ચાલવા નિશ્ચય કર્યો.

બન્ને જણ ફતેહપુરની ભાગોળે આવી પહોંચ્યા. એટલે વિચાર કરવા લાગ્યા કે રૂપવંતીની હજુ સુધી કોઇ પણ ઠેકાણે ભાળ લાગી નહીં માટે હવે તો આ શેહેરમાં જઈ નિવાસ કરવો, અને થોડા દિવસ ચર્ચા જોઇ આગળ ચાલવું. બન્ને જણ શેહેરમાં ગયા અને રાજ્ય માર્ગપર મેડી ભાડે લઈ તેમાં નિવાસ કર્યો. આ શેહેર તેને રમણિક લાગ્યું તેથી વધારે દિવસ રહેવા તેનું મન લલચાયું. પણ નિરૂઘમી બેશી રહેવું તેને ગમતું નહોતું. કહ્યું છે કે—

**मातानिंदतिनाभिनंदतिपिता, भ्रातानसंभासते**
**भृत्यःकुप्यतिनानुगच्छतिसुत, कांताचनालिंगते**
**अर्थप्रार्थनशंकयानकुरूते, प्यालापमात्रंसुहृत्**
**तस्मादर्थमुपार्जनंकुरूसखे, स्वार्थस्यसर्वेवशाः**

અર્થ-જે પુરૂષ હિણુકમાઉ હોય છે તેને માતા નિંદે છે, બાપ તેને જોઈને આનંદ પામતો નથી, ભાઈ તો ભાષણ પણ કરતો નથી, ચાકરો કોપ કરે છે, છોકરો કહ્યામાં રહેતો નથી, સ્ત્રી કોઇ દિવસ પ્રેમ પૂર્વક આલિંગન દેતીનથી કાંઇ માગશે એવી બીકને લીધે મિત્રો, સામું પણ જોતા નથી માટે ધન મેળવવા તરફ લક્ષ આપવું જોઈએ. વળી કહ્યું છે. કે—

धनैर्निष्कुलीनाकुलीनाभवंति,
धनैरापदंमानवानिस्तरंति
धनेभ्यःपरोबांधवोनास्तिलोके,
धनान्यर्जयध्वंधनान्यर्जयध्वं

અર્થ—ધનવડે અકુલિન તે કુલિન બનેછે, ધનવડે મનુષ્ય-નાં દુઃખો મટેછે, ધન કરતાં શ્રેષ્ટ એવો બાંધવ આ પૃથ્વી-ને વિષે બીજો કોઈ નથી માટે ધન મેળવ, ધન મેળવ. આ શ્લોક શું ચાનક ચડાવનાર નથી? છેજ. એ પ્રમાણે વિચાર કરી ચતુરસિંહ દરબારમાં જવા તૈયાર થયો. ત્યાં જઇ રા-જા સાથે ઘણી પ્રકારની વાતોકરી. રાજાએ પ્રસન્ન થઇને કાં-ઇ નોકરી આપવાની ઈચ્છા જણાવી. ચતુરસિંહ બોલ્યો—નોકરી કરતાં સ્વતંત્ર ધંધો મને વધારે પસંદછે, માટે આ-પના તાબાની અદાલતોમાં વકીલાત કરવાની મેહેરબાની કરી સનદ આપો તો સારૂં. રાજાએ આ માગણી મોટી ખુશી-થી બહાલ રાખી. આ પ્રમાણે ચતુરસિંહે વકીલાતની સન-દ મેળવી. **"ચતુરસિંહ રણજીતસિંહ—સનદી વકીલ."** એવા મોટા અક્ષરથી લખેલું પાટીયું પોતાની મેડીના આ-ગલા ભાગપર ચોડયું. તે આવતા જતા માણસોના વાંચ-વામાં આવ્યાથી ગામના ઘણાખરા ભાગમાં ચતુરસિંહ વ-કીલનું નામ પ્રસિદ્ધ થયું. તેથી કોઇ કોઇ અસીલો આવી તે-ને પોતાનો વકીલ ગણી વકીલાત નામું લખી આપતા હતા. ચતુરસિંહ હોશિઆર માણસ હતો તેથી પોતાના અસીલના

લાભ તરફ અમલદારની વધારે વલણ થવા પેરવી કરતો હ-તો. તેની સાલસાઇ અને હોશિઆરી જેમ જેમ લોકોના જાણવામાં આવતી ગઇ તેમ તેમ તેના અસીલો વધવા લા-ગ્યા. તેનો નિર્વાહ ચલાવવામાં હવે કશી અડચણ આવતી નહોતી. કહ્યું છે કે.

**श्रवणंमननंध्यानं, विद्यायाःसाधनत्रयं**
**अज्ञानंसंशयोभ्रान्ती, रित्येतेषांनिवर्तकं**

અર્થ—વિદ્યાનાં ત્રણ સાધનછે. ૧ શ્રવણ. ૨ મનન અને ૩ નિદિધ્યાસન અને તે (અનુક્રમે) અજ્ઞાન, શંસય અને ભ્રાંતિ એ ત્રણને દૂર કરનાર છે.

એક દિવસે એક વાણિઓ ચતુરસિંહ પાસે આવી ક-હેવા લાગ્યો–વકીલ સાહેબ, મારૂં એક કામ માર્યું ગયુંછે, માટે તે કામમાં આપ ધ્યાન આપશો તો મુજ ગરીબની જીંદગીનું સાર્થક થશે. કદાપિ હું હારીશ તો આખા જન્મ-ારો રળી રળીને ભેળી કરેલી લક્ષ્મિ ખોઇ બેસીશ. આ કા-મ બાબત આપ ફરમાવો તે આપવા હું તૈયાર છું. ચતુર-સિંહ બોલ્યો—તમારી સઘળી વિતક વાત મને કહી સંભ-ળાવો. એટલે તેથી વાકેફ થઇ હું તમારૂં કામ તપાસીશ. વાણિઓ કહે સાંભળો–હું પ્રથમ ઘણોજ ગરીબ હોવાથી પરદેશમાં રળવા પ્રસંગે નીકળ્યો, અને દૂર દેશાવર જઈ વે-પારીની નોકરી કરવા લાગ્યો. મારી સાલસાઈ અને હોશિઆ-રી દેખી શેઠે મારો પગાર વધારી આપ્યો. થોડા વરસ નો-

કરી કરતાં મારી પાસે પાંચસેં રૂપિઆની મૂડી થઈ એટલે શેઠના પેટા ભાગીઆ તરીકે મેં વેપાર કરવા માંડયો. શેઠની મારાપર ઘણી કૃપા હતી તેથી નાણાની રકમ તરફ નજર નહીં રાખતાં વેપારના ફાયદામાંથી અરધો અરધ ભાગ આપવા લાગ્યા. થોડે વરસે મારી પાસે નાણાની મોટી રકમ એકઠી થઇ તેથી હું મારે ઘેર જવા નીકળ્યો. નીકળતાં પહેલાં વિચાર કર્યો કે મોટા ડાકડમાળથી જવા કરતાં ગરીબને વેષે જવું એ વધારે સારૂંછે, કેમકે પાસે નાણું દેખે તો લૂટારા લૂટી જાય. કહ્યું છે કે—

**भोगेरोगभयंकुलेच्युतिभयं, वित्तेनृपाळाद्भयं**
**मौनेदैन्यभयंबलेरिपुभयं, रूपेजरायाभयम्**
**शास्त्रेवादभयंगुणेखलभयं, कायेकृतान्ताद्भयं**
**सर्वंवस्तुभयान्वितंभुविनृणां, वैराग्यमेवाभयम्.**

અર્થ—ભોગથી રોગ થવાનો ભયછે. કુળ ઉત્પન્ન કરવાથી તેનો નાશ થવાનો ભયછે. દ્રવ્ય હોયતો રાજાનો ભય. મૌન રેહેવાથી દીનજનનો ભય. બળ હોયતો શત્રૂ પેદા થવાનો ભય, રૂપ હોયતો ઘડપણ આવવાનો ભય. શાસ્ત્ર સીખ્યા હોયતો વાદ વિવાદ થવાનો ભય. ગુણ હોયતો ખળનો ભય. કાયાને મોતનો ભય. એ પ્રમાણે સર્વ વસ્તુ ભયથી વિંટાઈ રહીછે. અભયતો માત્ર વૈરાગ્યજછે. માટે ગરીબને વેષે જવું એ વધારે સારૂંછે, એમ ધારી છેક ફાટલ લુગડાં પહેરી પાંચ લાખ રૂપિઆનાં ચાર રત્ન લીધાં. કુંભારને ઘેરથી પા-

ણી પીવાનો એક ભોટવો લઈ તેમાં આ ચાર રત્ન નાખી ઘર તરફ ચાલ્યો. થોડે દિવસે આ શેહેર (ફતેહપુર)ની ભાગોળે આવી પહોંચ્યો. પશ્ચિમ દિશાએ એક રમણિક વાડીછે, જ્યાં નિર્મળ પાણીનો કોશ વહેતો હતો તે જોઇને ત્યાં ભાતું ખાવાનો મેં નિશ્ચય કર્યો. કૂવાના થાળા પાસે લૂગડાં ઉતારી ન્હાવાનો વિચાર કર્યો. હું વૈશ્નવનો ધર્મ પાળું છું તેથી કોશનું પાણી અશુદ્ધ ગણી પેલો રત્ન વાળો ભોટવો દોરીથી બાંધી કૂવામાં ભરવા નાંખ્યો, થોડા ભોટવા ભરી હું અર્ધ ન્હાયો એટલામાં ભોગ જોગે દોરી તૂટી એટલે ભોટવો કૂવામાં પડ્યો. મારા પાંચ લાખ રૂપિઆનાં રત્ન પાણીમાં ગયાં, તેથી હું પોક્ પોક મૂકી રડવા લાગ્યો. મને રડતો સાંભળી આસપાસથી કોશ હાંકનાર કણબી વગેરે દોડી આવ્યા. તેઓ મારા રડવાનું કારણ પૂછવા લાગ્યા. મેં કહ્યું—પાણી ભરતાં મારો ભોટવો કૂવામાં પડી ગયો તેથી હું રડું છું. ત્યારે સઘળા માણસો કહેવા લાગ્યા—અરે મૂરખા, ભોટવા સારૂઆટલો બળઘો શામાટે રડેછે? આ ગામમાં બેપૈસાનોમોટો ભોટવો મળેછે.ચાલ અમારી સાથે તને ગામમાંથી બીજો ભોટવો અપાવીશું, તું રડીશ નહીં. મારૂં રડવું ભોટવા સારૂ નહોતું, પણ રત્ન સારૂ હતું, તેથી મને વધારે વધારે રડવું આવવા લાગ્યું, તેમ તેમ પેલા ભલા દિલના ખેડુતો મને વધારે નાણું આપવાનું કહેવા લાગ્યા. છેવટ મને પાંચ રૂપિઆ (એક ભોટવો ગયો તેના બદલામાં) આપવાનું કહ્યું પણ મારા પાંચ લાખ રૂપિઆ મૂકી ફક્ત પાંચજ રૂપિઆ લેવા હું કેમ કબુલ થાઉં? હું

વધારે રડવા લાગ્યો એટલામાં એક કોળી ત્યાં આવી ચડ્યો. તેણે સઘળી વાતથી વાકેફ થયા પછી કહ્યું કે—"એ બોટવો જેમનો તેમ કુવામાંથી હું કાઢી આપું પણ તેમાંથી મને ગમે તે તને આપું. બીજા ઉપર તારો કશો અલાખો નહીં" મેં કહ્યું હા, તને ગમે તે મને આપજે. હું ખુશીથી લઇશ. એ ઠરાવ કબુલ થયા પછી પેલો કોળી કુવામાં ઉતર્યો અને રત્ન સહવર્તમાન બોટવો બહાર કાઢ્યો. માંહે તપાસી જોતાં રત્ન નીકળ્યાં તેથી મને ખાલી બોટવો આપી રત્ન લઇ ચાલવા માંડયું. મેં કહ્યું આમ કાંઈ થાય નહીં. એમ કહી હું ખુબ રડવા લાગ્યો. પેલા કોશીઆઓને મારા તરફ ઘણી દયા અને કોળી તરફ ધિક્કાર ઉત્પન્ન થયો તેથી બરાબર ઇનસાફ અપાવવા માટે કોળીને પોલીસ ચોકીમાં લઇ ગયા. અને હું પૂછતાં પૂછતાં આપની પાસે આવ્યો છું. હવે મારી એટલીજ વિનતિ છે કે એ રત્નો જો કોઇ પણ પ્રકારે આપ મને પાછાં અપાવો તો તેમાંથી બે રત્ન હું આપને આપું. એ ઠરાવ કબુલ કરી ચતુરસિંહે વકીલાતનામું લખાવી તેમાં સદરહુ વાણિઆની સહી કરાવી, તે કાગળ પોતાની પાસે રાખ્યો.

કોર્ટનો વખત થતાં ચતુરસિંહ અને વાણિઓ કોર્ટમાં ગયા ત્યાં પેલા કોળીને પણ હાજર કરેલો હતો. ન્યાયાધીશે પોતાની રૂબરૂમાં કોળીને બોલાવી જુબાની લીધી તે વખતે ઉપરનું વાક્ય "મને ગમે તે આપું." એવો અમારો ઠરાવ છે, એમ કહેવાનું કોળી ભૂલ્યો નહોતો. સાક્ષીઓએ પણ

તે પ્રમાણેજ લખાવ્યું હતું. તેથી ન્યાયાધીશે કહ્યું કે—આ કોળીએ તેને ગમે તે આપવાનો ઠરાવ કરેલોછે માટે તેના ધ્યાનમાં આવે તે આપવાને કોળી મુખત્યારછે. કોળીએ ફરિઆદી વાણિઆને ભોટવો આપ્યો તેમાં ગેરકાયદે શું છે તે હું સમજી શકતો નથી. પછી તેણે ચતુરસિંહ તરફ નજર કરી કહ્યું કે—કેમ વકીલ સાહેબ, આપના અસીલના લાભમાં આપને શી દલીલ કરવાની છે? ચતુરસિંહે કહ્યું—સાહેબ સાંભળો. ચતુરસિંહે પેલા કોળી પાસેથી રત્ન લીધાંઅને વાણિઆ પાસેથી ભોટવો લઇ, એક હાથમાં રત્ન તથાએક હાથમાં ભોટવો રાખી પેલા કોળીને પૂછ્યું કે—આ બે ચીજમાંથી તને શું ગમે છે? કોળીએ કહ્યું—મને રત્ન ગમે છે. ચતુરસિંહ કહે ફરીથી વિચારીને બોલ. તને શું ગમે છે? કોળી બોલ્યો,સાહેબ, એમાં ફરી ફરીને શું પૂછો છો? મને રત્નજ ગમે છે. ત્યારે ચતુરસિંહ બોલ્યો—તને રત્ન ગમે છે માટે તે રત્ન તારે વાણિઆને આપવાં પડશે. કેમકે તારો ઠરાવ છે કે તને જે ગમે તે વાણિઆને આપવું. તને રત્ન ગમે છે માટે તે આ વાણિઆને આપવાને ઠરાવ પ્રમાણે તું બંધાએલોજ છે. આ પ્રમાણે ચતુરસિંહનું બોલવું સાંભળી સઘળા માણસો હર્ષની તાળીઓ પાડવા લાગ્યા. ન્યાયાધીશે ચતુરસિંહનો સ્વાલ વાજબી ગણી વાણિઆને રત્ન અને કોળીને ખાલી ભોટવો આપી તકરારનો નીવેડો કર્યો. વાણિઆની ખુશીનો પાર રહ્યો નહીં. આખા નગરમાં ચતુરસિંહની હોંશિઆરીની વાત પ્રસરી ગઇ. ઠેકાણે ઠેકાણે

તેની ચતુરાઇનાં વખાણ થવા લાગ્યાં, તેથી દિન પ્રતિદિન ઘણા અસીલો તેની પાસે આવવા લાગ્યા. કહેવત છે કે—"નામિચો ચોર માર્યો જાય અને નામિચો શાહુકાર રળી ખાય." તે પ્રમાણે ચતુરસિંહની સદ્કીર્ત્તિનો ફેલાવો થવાથી તેને સારી ઉપજ થવા લાગી.

———oOo———

## પ્રકરણ ૧૮ મું.

છોટાલાલની ચાકરી કરવી અને લંપટબાઇનું બીજું કામ તેના બતાવ્યા પ્રમાણે કરવું એ રૂપવંતીનું કામ હતું. તે બિચારી અત્યંત શ્રમવડે શેઠ શેઠાણીને રાજી રાખવા પ્રયત્ન કરતી હતી, પણ ચંડાળ લંપટબાઈ તેને કોઇ દિવસ જંપીને બેસવા દેતી નહોતી. વારંવાર જુઠા આરોપ મૂકીને ગરીબ રૂપવંતીને નાહક દુઃખ દેતી હતી. અને તેને કાઢવાના ઘણા ઉપાય રચતી હતી. તોપણ દ્વારકાદાસ શેઠ પાસે તેનું કશું ચાલતું નહોતું.

**लोकानंदनचंदनद्रुमसखे, नास्मिन्वनेस्थीयता**
**दुर्वंशैः परुषैरसारहृदयै, राक्रांतमेतद्वनं**
**तेष्वन्योन्यनिघर्षजातदहन, ज्वालावलीसंकुला**
**नस्वान्येवकुलानिकेवलमिदं, सर्वंदहेयुर्वनं**

અર્થ—હે સુખડના તરૂ! તું આ વનમાં નિવાસ કરીશ નહીં. કારણ કે આ વનમાં પોલા શરીરવાળા કઠોર

વાંસ ઘણા વસ્યા છે. તે અન્યોઅન્ય ઘસાઇને, અગ્નિ પેદા કરી પોતાના કુળને તથા અન્ય જે આ વનમાં વસે છે તેનો નાશ કરે છે. એ પ્રમાણે લંપટબાઇરૂપી વાંસથી ચંદન વૃક્ષરૂપી રૂપવંતી ડરતી હતી તોપણ તે દ્વારકાદાસ શેઠને પિતા ગણી સારી સેવા બજાવતી હતી, કહ્યું છે કે—

**जनिताचोपनेताच, यस्तुविद्यां प्रयच्छति**
**अन्नदाताभयत्राता, पंचैतेपितरः स्मृताः**

અર્થ—જન્મ આપનાર, જનોઇ દેનાર, ગુરૂ, પાળનાર અને ભયને વખતે રક્ષણ કરનાર એ પાંચને માણસે પિતા તરીકે ગણવા. એવું ધારી રૂપવંતી દ્વારકાદાસને પિતા તરીકે ગણતી હતી.

એક દિવસે દોલતખાંએ લંપટબાઇને કહ્યું કે ગમે તે પ્રકારે રૂપવંતીને રજા આપ તો આપણે સુખેથી મજા મારીએ. જ્યાં સુધી એ કાગડો ઘરમાં છે ત્યાં સુધી આપણો મનોરથ બધો મનમાંજ રહેશે. લંપટબાઇને આ વચન ખરૂં લાગ્યું તેથી રૂપવંતીને કયે પ્રકારે કાઢવી તેનો તે તર્ક વિતર્ક કરવા લાગી, પણ એકે રસ્તો સૂઝયો નહીં. દિવસપર દિવસ ચાલ્યા જવા લાગ્યા પણ દોલતખાં સાથે નિરાંતે મળવાનો લાગ ફાવ્યો નહીં, તેથી તે ઘણી શોકાતુર થઇગઇ તેનો જીવ સઘળો દોલતખાંમાં જડયો હતો. સૂતાં બેસતાં અને કામ કરતાં તેને કશું ચેન પડતું નહોતું. તેના મનમાં દોલતખાં રમ્યા કરતો હતો. કયારે આ શંખણી જાય અને

દોલતખાંને પ્રેમથી ભેટું એવું તે વારંવાર પોતાના દિલમાં ચિંતવન કરતી હતી. વગર મંદવાડે તેનો ચેહેરો કરમાવા લાગ્યો. દોલતખાંનાં દર્શન નહીં થવાથી તે ધરાઈને ધાન પણ ખાતી નહોતી. દોલતખાંને માટે તે પોતાનાં તનમન ધનનો ભોગ આપવાને તૈયાર હતી. દોલતખાં ઉપર તેને હદ વગરની પ્રીતિ હતી. શેઠ પોતાના કામ પ્રસંગે આખો દહાડો બજારમાં રહેતા હતા. પણ રૂપવંતી ઘેરની હો- વાથી પેસો દોલતખાં આવી શકતો નહોતો. વ્યભિચાર એ મહા બુરી ચીજ છે. વ્યભિચારના છંદમાં પડેલાં માંણસો ગમે તેવું દુષ્ટ કર્મ કરવાગાં પાછું વાળી જોતાં નથી. પોતાની અત્યંત પ્રિય વસ્તુનો ભોગ આપતા પણ પોતાની પાપી મતલબ પાર પડતી હોય તો તેઓ તેમ કરવાને ચુકતા નથી. એવા વ્યભિચારી સ્ત્રી પુરૂષોને ધિક્કાર છે! ફિટકાર છે! આ જગતમાં તેઓ પોતાનો અવતાર એળે કાઢીને મૂઆ પછી મહા અઘોર નર્કમાં પડી રીબાયા કરે છે. વ્યભિચારને માટે લાખો માણસો પાયમાલ થઈ ગયા છે અને થાય છે. "પ્રમદા બુદ્ધિ પાનીએ" અને "વ્યભિચારી માણસ ગમે તેવું દુષ્ટ કામ કરે" એ કેહેવતો કાંઇ ખોટી નથી. રૂપવંતીને રજા આપીને દોલતખાંને મળવાને આકૂળ વ્યાકૂળ થએલી લંપટબાઇએ ઘણો લાંબો વિચાર કર્યો, ત્યારે ઉપાયમાં ઉપાય તેને માત્ર એજ જડયો કે છોટાલાલનેં એકવાર થોડું વધારે અફીણ ખવરાવી દઈ તેને મારી નાખવાનો આરોપ રૂપવંતીને માથે મૂકવો. એ પ્રમાણે

કરવાનો એક દિવસ બરાબર યોગ મળ્યો. છોટાલાલ અત્યંત રડવા લાગ્યો તે વખત દ્વારકાદાસ શેઠ ચૌટેથી આવ્યા, લંપટબાઈ રૂપવંતીને ભૂંડી ગાળો દેતી હતી. તે શેઠે બરાબર સાંભળી તેથી ગાળો દેવાનું કારણ પૂછ્યું. લંપટબાઈ બોલી- આ રાંડ હીણુ ભાગી મારા છોકરાને ચોંટાઆ ભરે છે કે કોણ જાણે શુંએ કરે છે જે આખો દહાડો જ્યાં સુધી તેની પાસે હોય ત્યાં સુધી રડયા કરે છે. પણ જ્યારે મારી પાસે આવે છે ત્યારે બિલકુલ રડતો નથી. તેથી મને વહેમ આવે છે કે એ રાંડ મારા છોકરાને ગમે તે પ્રકારે દુઃખ દે છે. પણ તમને એ શંખણી સારી લાગી છે તેથી મારૂં કશું ચાલતું નથી. મારો મત પૂછતા હો તો એ રાંડને અહીંથી કાઢવી જોઇએ નહીં તો કોઇ દિવસ આપણા ત્રણમાંથી કોઇના જીવનું જોખમ કરશે. દ્વારકાદાસ બોલ્યો- એ બાઇ ઘણું સારૂં માણસ જણાય છે, તેથી તારા બોલવાપર મને બરાબર ભરોસો આવતો નથી. તે જ્યારથી છોટાલાલને રાખે છે, ત્યારથી તે શરીરે પુષ્ટ થતો જાય છે કદી તે દુઃખ દેતી હોય તો શરીરે દુર્બળ થઇ જાત. એવું કહીને દ્વારકાદાસ શેઠ મેડી ઉપર ચડી ગયા. લંપટબાઈને ઘણી રીસ ચડી. પણ હમણાં કશો ઉપાય નહીં હોવાથી તે મનમાં બળવા લાગી. પછી તેણે કહ્યું અરે રાંડ શંખણી રૂપવંતી, આ તારો બૉટી (છોટાલાલ) કયારનો રડે છે તેને છાનો રાખી રોજના વજન પ્રમાણે અફીણ ખવરાવ. જો જે રીસમાં ને રીસમાં વધારે ખવરાવી દેતી નહીં. હું જા-

ણું છું કે હમણાં તારી આંખ ફરી છે, છોટાલાલ તને દી-ઠે ડોળે ગમતો નથી. રૂપવંતી બોલી—શેઠાણી, આપ મારો બિલકુલ વિશ્વાસ કરતાં નથી, મને ઘણા અપશબ્દ કહી નાહક દુઃખી કરો છો. છોટાલાલને વધારે અફીણ દેતી ન-હીં એવું કહો છો તેથી હું દીલગીર થઉં છું. છોટાલાલને મારી નાખવાથી મને શું ફાયદો છે છોટાલાલ છે તેથી મને ચાકર રાખી છે કદાપિ છોટાલાલ ન હોય તો મને રાખ-વાની શી જરૂર છે? વળી હું આપની આશ્રિત ગણાઉં તે છતાં આપનું બુરૂં ચ્હાઉં એ યોગ્ય ન ગણાય. લંપટબાઈ બોલી—તું આમ ચાવળી ચાવળી વાત કરે છે તેથી હું ભોળવાઈ જાઉં તેવી નથી. શેઠને છેતરે છે તેમ મને પણ છેતરવા આવે છે કે? મેં તારા જેવી લુચ્ચીઓ ઘણી દીઠી છે. હવે ડાહાપણ મેલી છોકરાને અફીણ ખવરાવ. અફીણ વેળા વિતી જાયછે. પણ ભૂંડી જોજે. રખે વધારે ખવરાવતી. આવાં વચનો સાંભળી રૂપવંતીને ઘણું લાગી આવ્યું પણ શું કરે? શેઠાણી તરફનું તેને દુઃખ હતું, પણ શેઠના મા-યાળુ સ્વભાવથી તેને સંતોષ થતો હતો. શેઠની શી લાવ-ણ્યતા! પોતે ધનાઢ્ય છતાં કેટલી નમ્રતા રાખે છે? કહ્યું છે કે—

भवन्तिनम्रास्तरवः फलोद्गमे
नवाम्बुभिर्भूरिविलंबिनोघनाः
अनुद्धतासत्पुरूषाः समृद्धिभिः
स्वभावएवैषपरोपकारिणाम्

અર્થ—જેમ ફળ આવવાથી ઝાડો નમે છે અને નવા પાણીના જમાવથી વાદળાં નમી પડે છે, તેમ સમૃદ્ધિથી સત્પુરૂષો ઉદ્ધત થતા નથી. પરોપકારી પુરૂષોનો સ્વભાવ એવોજ હોય છે.

બિચારી રૂપવંતીએ વજન પ્રમાણે છોટાલાલને અફીણ ખવરાવ્યું પછી પોતે બેડું લઇ નદી કીનારે જળ ભરવા ગઇ તે વખતે કામાંધ લંપટબાઇએ વિચાર કર્યો કે હવે બરાબર લાગ આવ્યો છે. પેલી રંડા પાણી ભરવા ટળી છે અને શેઠ મેડી ઉપર છે તેથી છોટાલાલને જરા વધારે અફીણ ખવરાવી દઉં. છોટાલાલને વધારે કેફ ચડશે એટલે રૂપવંતીને માથે દોષ મૂકવાનું અને તેને કાઢવાનું ઠીક પડશે. જ્યારે રૂપવંતીને કાઢીશું ત્યારે પછી દોલતખાંને અહીં આવતાં કશી બીક રહેશે નહીં. દોલતખાંને માટે જેટલું બને તેટલું કરવું એ મારો ધર્મ છે. એના કરતાં છોટાલાલ કાંઇ વધારે નથી. એમ વિચાર કરી એક અફીણનો કડકો છોટાલાલને ખવરાવી દીધો, પછી તેને પારણામાં સુવાડી હીંચોળવા લાગી. છોટાલાલ અચળ નિદ્રામાં સૂઇ ગયો તેથી ફરીથી જાગ્યોજ નહીં.

પ્લવંગમ વૃત્ત.

વિષઇને નહિ ભાન, રહે કશી વાતનું<br>તેને તેનું તાન, જતન નહિ જાતનું;<br>ભવમાં જ્યારે ભારિ, ગમાર ગવાય છે;

વિહિન બુદ્ધિ વ્યભિચારિ, પછી પસ્તાય છે. ૧
કરે કંરોડ અધર્મ, અધર્મી હેતથી;
સ્વલ્પ મળે નહિ શર્મ, વિષયના વેતથી;
ધ્યાને ન જુવે ધારિ, લાજ લૂંટાય છે!
વિહિન મતિ વ્યભિચારી, પછી પસ્તાય છે. ૨

લંપટ સ્ત્રીઓ પોતાના યારને માટે પુત્ર સરખાની પણ દરકાર કરતી નથી. પોતાની હયાતી સુધી પાલણ કરનાર પતિને મારતાં લેશ માત્ર આંચકો ખાતી નથી. સગા સહોદરમાંના એકાદને મારવું પડે તે તો તેને મન કશી ગણુતીમાંજ નહીં. ત્યારે બિચારી રૂપવંતી સરખી ચાકરડીને દુઃખ દરિઆમાં ડુબાવતાં લંપટબાઈને શાની દયા આવે! જુઠું બોલવું તે તો તેને મન ભાજી મૂળા બરાબરા હતું. હજારો કુડાં કામ કરવાં પડે તેમાં તે લગારે આંચકો ખાતી નહોતી. પોતાના એકના એક પ્રિય પુત્રનો વગર વાંકે ઘાત કરનાર લંપટબાઇને ધિક્કાર છે! આવું અઘોર પાપ કરતાં તેને જરા પણ દયા આવી નહીં. તેથી ફિટકાર છે! એવી કુલટા સ્ત્રીઓની મહા માઠી ગતિ થાય છે. કામના આવેશમાં તેઓ યોગ્યા યોગ્ય જોઈ શકતી નથી.

પેલી રૂપવંતી પાણી ભરીને આવી તે વખતે લંપટબાઇ પારણા પાસેના બિછાના ઉપર સુતેલી હતી, અને જાણે ઉંઘતી હોય તે પ્રમાણે જુઠાં નસકોરાં બોલાવતી હતી. લંપટબાઈનો આ પ્રપંચ રૂપવંતી બિચારી જાણતી નહોતી, તેથી તે છોટાલાલને હીંચોળવા લાગી. થોડીવારે લંપટબાઈ

ભર નિદ્રામાંથી જાગી હોય તે પ્રમાણે આંખો ચોળતી ઉ-
ઠી. મોં ધોયા પછી છોટાલાલને ધવરાવવો છે એમ કહી
પારણામાં સુતેલા છોટાલાલને લાવવા રૂપવંતીને ફરમાવ્યું.
પારણામાંથી છોટાલાલને રૂપવંતીએ જેવો ઉચકી લીધો તે-
વો તે શબવત જણાયો. એટલે રૂપવંતીએ તેને પાછો સુ-
વાડી દીધો અને શેઠાણી તરફ ફરીને બોલી-શેઠાણી, ગા-
રાથી આપની પાસે કહી શકાતું નથી, પણ કહું છું કે
છોટાલાલભાઇને કાંઇ થઇ ગયું છે. આ વચન સાંભળતાંજ
શેઠાણી એકદમ ઉઠી અને પારણા પાસે દોડી ગઈ છોટાલાલ
સામું જોઇ હાય હાય કરી છાતી કુટવા લાગી. અને મોટો
ધુમટો તાણી લાંબે સાદે રડવા લાગી.

દીપક દેખિ પતંગ પડે, શરિરે નહિ પીડ કશી શરદીની;
માન સરોવરમાં મહિશી પડે, ગંદકી કાજ નહિ ગરદીની;
શ્વાન લડે પણ વૈર વિના, વનિતાઓ તરેહ રડે દરદીની;
કારણ કાંઇ નહિજ વિચારવું, ધારવું ટેવ પડી ધરદીની.

શેઠાણીનું રડવું સાંભળી આસપાસથી પાડોશી તથા
મેડી ઉપરથી દ્વારકાદાસ શેઠ એકદમ દોડી આવ્યા. છોટા-
લાલને અચાનક શું થઇ ગયું? એ પ્રમાણે શેઠ વગેરે પૂછ-
વા લાગ્યા, તેથી લંપટબાઈ રડતાં રડતાં બોલી—અરે આ
હિણભાગી રાંડ શંખણીએ મારા છોકરાને વધારે અફીણ
ખવરાવી મારી નાખ્યો. મારૂં નસીબ ફૂટી ગયું. હવે હું શું
કરીશ? હવે દુનિઆમાં મારાથી ઘડી પણ શી રીતે જીવાશે?
છોટાલાલ વિના મને સઘળું સુનું સુનું લાગેછે. હું વારંવાર

શેઠને કહેતી હતી પણ શેઠને મન તે તો પદ્મની હતી. આ છોકરાનો એણે ઘાત કર્યો તોપણ તે નિર્દોષ કહેવાશે, કેમકે શેઠની એનાપર અચળ પ્રીતિછે. શેઠના મનમાં એનો જરાએ વાંક સૂઝતો નથી. હાય હાય અમને વાંઝીઆ કરી દેનાર આ દુષ્ટ રંડાને કોઇ મારોરે મારો, અને એ રાંડને આંહીથી કાળે બળદે કાઢો. નહીંતર વળી બીજા કોઇનો જીવ લેશે. એવું સાંભળી આડોશી પાડોશીઓએ રૂપવંતીને માર મારવામાં કચાશ રાખી નહીં. બધા માણસો તેનાપર ફિટકાર નાખવા લાગ્યા. દ્વારકાદાસ શેઠને પણ ઘણો ક્રોધ આવ્યો કે બૈરીની ચોખ્ખી ના છતાં આ રાંડને મેં રાખી તેથી આખરે આ ફળ નીકળ્યું. "ધરમ કરતાં કરમ નડયું"

આ બનાવ જોઇ રૂપવંતી તો સ્તબ્ધ બની ગઇ. તે બિચારી કશું જાણતી નથી. હિંમત લાવી તે ઘણુંએ બોલવા જાય પણ અત્યારે તેનું કોણ સાંભળે? સર્વની નજરમાં તે ગુન્હેગાર ઠરી ચૂકી હતી. વધારે બોલતી તો વધારે માર ખાતી. દિવસ નબળો હોય ત્યારે નબળું થાયછે. ગુન્હો ન કર્યો હોય તોપણ અટાટની માથે આવી પડે છે. મિત્ર હોય તે શત્રૂ થાય છે.

### ચોપાઇ.

પુરૂષ પ્રયત્ન વખાણે સહૂ, બળ ઉદ્યમનું દાખી બહૂ;
પણ એથી નિપજે શું અરે, કરમ કરે તે કોઇ નવ કરે.! ૧
ભાગ્યતણું ભૂતળમાં જોર, શાહુકાર જન ઠરશે ચોર;
અને અધરમી તે ઉગરે, કરમ કરે તે કોઇ નવ કરે.! ૨

મન ઇચ્છા રાખે માળવે, ભાગ્ય કોઠી ભુંડા ભાળવે;
ભાગ્ય તણું ધાર્યું કયમ ફરે, કરમ કરે તે કોઇ નવ કરે.!૩
લેખી લાખ તણું મેદાન, ખેડે ઉદ્યમનો કેકાણ;
ભાગ્ય અવલ બે ડગલાં ભરે, કરમ કરે તે કોઇ નવ કરે.!૪
અનેક રીતે સાધે યત્ન, પણ નિષ્ફળ સહુ જાય પ્રયત્ન;
મહેનત માથુ કુટી મરે, કરમ કરે તે કોઇ નવ કરે.! ૫
જરા હોય વિધિએ જો આંક, રાજા બનિને બેસે રાંક;
રાજા રંક બની પરવરે, કરમ કરે તે કોઈ નવ કરે.! ૬
જહાં સ્નેહ ત્યાં પ્રગટે વેર, કરે કરમ જો કાળો કેર;
જ્યહાં સુધા ત્યાં વિષ ઊછરે, કરમ કરે તે કોઈ નવ કરે.!૭
એક વહે હય ગાગર નીર, એક ઉપર બેસે નરવીર;
આસ્ત ઉદય આવરણે ફરે. કરમ કરે તે કોઇ નવ કેર.!૮

છોટાલાલને અફીણ ખવરાવીને રૂપવંતીએ મારી નાખ્યોછે. એવા સમાચાર આખા શેહેરમાં પ્રસરી જવાથી ઠેકાણે ઠેકાણે હાહાકાર થઈ રહ્યો હતો. ઘણા માણસો એકઠા મળી રૂપવંતીનાં નામપર ધિક્કારનો વરસાદ વરસાવતા હતા. કોઇ લંપટબાઇનો દોષ કાઢતા હતા તો કોઈ રૂપવંતી સરખી અજાણી દાસીને વગર તપાસ કરવે રાખી તે બાબત દ્વારકાદાસ શેઠને ઠપકો દેતા હતા. કોર્ટમાં ખબર પડવાથી પોલીસના માણસો આવીને રૂપવંતીને પકડી ગયા. છોટાલાલને, દાકતરની રૂબરૂ લઈ જવાથી તેનો તપાસ કરી મડદું બાળવાની તેણે રજા આપી; તેથી મડદાને બારેબાર સ્મશાનમાં લઇ ગયા. બિચારા દ્વારકાદાસ શેઠ વાંઝીઓ થઇ

ગયો તેથી તે અતિશે આક્રંદ કરવા લાગ્યો. શંખણી લંપ-ટબાઈને સર્વે પ્રકારે સુખ થયું હતું પણ ઉપરથી ઘણો શો-ક બતાવ્યા વિના ચાલે તેમ નહોતું, તેથી આધો ઘુમટો તાણી જૂઠાં ડચકાં ભર્યા કરતી હતી.

પોલીસે રૂપવંતીને પોતાના કબજામાં રાખી હતી તે વાત આ ગામમાં પ્રસરી ગઈ હતી. પણ ચતુરસિંહ પોતાની એકાંત મેડીમાં હોવાથી તેને રૂપવંતી સંબંધી કશી ખબર પડેલી નહોતી, તેમજ રૂપવંતીને પણ ચતુરસિંહ આહીં છે એવી કશી ખબર નહોતી. તે તો બિચારી મહા-શોકમાં ગરકાવ થઇ ગયેલી હતી. તે મન સાથે વિચાર ક-રવા લાગી કે—અહો પરમેશ્વર, મારે માથે આ મુશીબત વળી કયાંથી આવી પડી? જ્યારથી મારા પ્રાણનાથ મારાથી વિખુટા પડયા છે ત્યારથી હું દુઃખ દરિઆમાં ડૂબી ગઇ છું. અહો પ્રાણનાથ! આપ કયાં હશો? આપની હાલ કેવી સ્થિતિ હશે? એ કાંઈ મારા જાણવામાં નથી હું આંહી મહા કષ્ટની કો-ટડીમાં પુરાઇ છું તે આપના જાણવામાં કયાંથી હોય? મને હવે કોઈ સહાયક નથી. હું નિરપરાધી નાહક મારી જાઉં છું. મારો અત્યારે કોઇ બેલી નથી. "ઉંચે આભ ને નીચી ધરતી." એમ મારે થયું છે. લોકમાં બોલાય છે કે "ધર્મીને ઘેર ધાડ અને કસાઈને ઘેર કુશળ" એ કહેવત આજ સુધી હું માનતી નહોતી, પણ હવે તેમ મારૂં મન કબૂલ કરતું નથી. કેમકે વ્યભિચારિણી લંપટબાઇએ પોતાના દુષ્ટ કામમાં ફતેહ મેળવીછે. મારાં દુર્ભાગ્યને લીધે દ્વારકાદાસ શેઠની

પણ મારાપર અવકૃપા થઇ જણાય છે. તે હવે મને પોતાના ઘરમાં રાખવા રાજી નથી ત્યારે હવે મારા શા હાલ થશે તે મને બીલકુલ સૂઝતું નથી. અરેરે! જ્યારે અવળાં નસીબ હોય ત્યારે ઠેકાણે ઠેકાણે અવળુંજ થયા કરે. અને સવળાં નસીબ હોય ત્યારે દુઃખ આવવાનું હોય ત્યાંથી સુખ પ્રાપ્ત થાય.

અહો! પરમેશ્વરની અકળ કળા છે. માણસને ઘડીમાં સુખ અને ઘડીમાં દુઃખ પ્રાપ્ત થાય છે. કહેવત છે કે "વખત વખતની છાંયડી."

### સોરઠા.

સરખી સ્થિતિ સદાય, નથી રે'તી નર નારની;
પળે પળે પલટાય, વખત વખતની છાંયડી. ૧
રાવણ સરખો રાય, ધ્રુજાવતો ધમધમ ધરા;
રોળાગો રણ માંહ્ય, વખત વખતની છાંયડી. ૨
રૂડો નૃપ હરિ શ્ચંદ્ર, વહ્યું વારિ તેણે વિલપી;
ફર્યો અધમ સ્થિતિ ફંદ, વખત વખતની છાંયડી ૩
આરૂ ચાંપાનેર, જેવાં શ્હેર સુશોભિતાં;
પડ્યાં ખાલિ ખંડેર. વખત વખતની છાંયડી. ૪
ફૂલ્યાં સુંદર ફૂલ, સરસ સુગંધિત બાગમાં;
કરમાઇ જાશે ફૂલ, વખત વખતની છાંયડી. ૫
ચોમાસે ભરપૂર, જે જળથી નદિ ગાજતી;
ધરે ઉન્હાળે ધૂર, વખત વખતની છાંયડી. ૬

દયમંતી સમ દેવિ, નીકનથી નવ નિકસતી;
આથડિ વન વન એવિ, વખત વખતની છાંયડી ૭

એ પ્રમાણે બિચારી રૂપવંતીનો સુખનો વારો અસ્ત પામી દુઃખનો વારો ઉગ્યો. રૂપવંતીને માથે દોષ આવ્યાની ખબર પેલા મુબારક સીદીએ રાજાને કહી તેથી તેણે ફોજદારી ન્યાયાધીશ તરફ ચિઠ્ઠી લખી કે—એ ગુન્હેગારનું કામ તમારે ત્યાં ન ચલાવતા હજુરમાં મોકલી આપવું. આ પ્રમાણે ચિઠ્ઠી લખવાનું કારણ એજ હતું કે જ્યારે રૂપવંતીને બેભાન અવસ્થામાં દ્વારકાદાસ શેઠને ત્યાં મૂકીને મુબારક સીદી દરબારમાં ગયો હતો ત્યારે તેણે સઘળી વાત રાજાને કહી સંભળાવી હતી. રૂપવંતીનાં અથાગ સ્વરૂપની હકિકત જાણીને રાજા તેજ વખતે બોલાવવાને ચૂકે તેવો નહોતો. પણ દ્વારકાદાસ એ આ શેહેરનો નગર શેઠ અને આબરૂદાર માણસ તેથી તેને ઘેર સિપાઈ મોકલી જોર જુલમ કરી રૂપવંતીને લાવી શકાય તેમ નહોતું. કારણ કે ઘણી વખતે નાણાંની ખોટ આ શેઠને ઘેરથી પૂરી પડતી હતી. જો કે તેને અંતઃકરણમાં ઘણોજ ક્રોધ ચડેલો હતો પણ "**अशक्तिमान् भवेत् साधु**" તેમ જ્યાં પોતાનું ચાલે નહીં ત્યાં શું કરી શકે? એમ ધારી લાગ આવતાં સુધી પોતાની હરામ ધાનત પાર પાડવાનું મુલત્વી રાખ્યું હતું. પોતાની નીચ મતલબ પાર પાડવાનો હવે અનુકુળ વખત આવ્યો એમ તેને જણાવાથી તે ગુપ્તાનંદ પામ્યો.

દસ સિપાઇના પેહેરા વચ્ચે ગુન્હેગાર તરીકે ફસી પ-ડેલી રૂપવંતીને હજુર કોર્ટમાં હાજર કરી. ફરિયાદી વગેરેને બોલાવી ખડા કર્યા હતા. મુબારકે વખાણ કરેલાં અને દ્વા-રકાદાસ જેને બોજ કરી પોતાને ઘેર તેડી ગયેલા એવી મહાસ્વરૂપવાન રૂપવંતીને જોઇને આ લંપટ રાજાના હર્ષનો પાર રહ્યો નહીં. મન સાથે તે તરેહવાર તુરંગો ઉઠાવવા લાગ્યો. આજ રાતે આ મૃગાક્ષી સાથે સંસારિક વિલાસ ભો-ગવવાના છે એમ ધારી સ્મિત હાષ્યથી કાગી કટાક્ષથી રૂ-પવંતીને નિહાળવા લાગ્યો. રૂપવંતી જાણતી હતી કે રાજા વ્યભિચારી છે પણ હવે તેનો કશો ઇલાજ નહોતો. કેમકે આ વખતે તે ગુન્હેગાર તરીકે સખત ચોકી, પહેરા નીચે હતી. ન્યાય તેજ રાજા પાસેથી મેળવવાનો હતો. તોપણ હું કુકામ કરનાર નથી એવો તેના મનમાં વારંવાર ઉભરો આવ્યા કરતો હતો. કહ્યું છે કે—

**क्षुत्क्षामोपिजराकृशोपिशिथिल,प्रायो**
**पिकष्टांदशामापन्नोपिविपन्नदीधितिरूपि,**
**प्राणेषुगच्छत्स्वपिमत्तेभेंद्रविभिन्न**
**कुंभदुलन,ग्रासैकवत्थस्पृहःकिंजीर्णतृण**
**मतिमानमहता,मग्रेत्षरःकेसरी.**

અર્થ—ગમે તો ભૂખ અને જરાથી કૃશ થયો હોય, તેનું શરીર શિથિલ થઇને કંપતું હોય, ગમે તેવા આપત્તિ

આવી પડી હોય, તેજથી ક્ષિણ થઇ જતો હોય, ઘડીમાં પોતાના પ્રાણ નીકળી જવાની તૈયારીમાં હોય પણ જે કેશરીસિંહ, હસ્તીનાં કુંભસ્થળનાં માંસનું ભક્ષણ કરનારા છે, તે કદી પણ પોતાની મહત્તા મૂકી જિર્ણ એવું જે ઘાસ તેનું ભક્ષણ કરતાં નથી.

થોડીવાર પછી પ્રતાપસિંહ રાજાએ દ્વારકાદાસ શેઠની જુબાની લેવા માંડી-તેમાં શેઠે કહ્યું કે હું એ બાઇને બીલકુલ ઓળખતો નથી. તેને મેં મારે ઘેર ચાકરડી તરીકે રાખી હતી. એ ઉપરથી રાજા બોલ્યો-શેઠજી, તમે આબરૂદાર અને ધનાઢયછો એ વાત ખરી, પરંતુ તમારામાં લુચ્ચાઇ વધારેછે એવી મારી ખાતરી થઇ ચૂકીછે. કેમકે જે વખતે આ બાઇ ગાડીમા બેભાન સૂતેલી હતી તે વખતે તમે તેને ભાણેજ કહી પોતાને ઘેર તેડી ગયા હતા. અને આ વખત તેને નહીં ઓળખતાં માત્ર ચાકરડી તરીકે ઓળખાવોછો. શું આ તમારા સરખા ભલા માણસનું ભૂષણ છે? આ શું તમારી સાલસાઇ ગણાય? અને શું આ તમે તમારી મહત્તા બતાવોછો? નહીં, નહીં; તમે જૂઠા અને પ્રપંચી માણસછો એમ તમારા બોલવા ઉપરથીજ સાબિત થાયછે. તમારે માટે યોગ્ય વિચાર કરવોજ જોઇએ, પણ તમે મારા નગરશેઠ ગણાઓછો, વળી અમારી મહોબતના માણસછો તેથી તમને રજા આપુછું, તમારી જગોએ કદાપિ કોઇ બીજો હોતતો તેના ભૂંડા હાલ કરવાને હું કરી પણ વાર લગાડત નહીં. હવેથી જો સગજીને નહીં ચા-

શો તો તેનાં ફળ તમે ભોગવશો જાઓ. તમારા મુએલા છો-
કરાની યથાવિધિ મરણ ક્રિયા કરો. રાજાનું કથન સાંભળીને
તેને સલામ કરી દ્વારકાદાસ શેઠ પોતાને ઘેર ચાલ્યા ગયા.
તે પોતાના મનમાં ઘણોજ વિમાસણ કરવા લાગ્યા. કેમકે
તે ઘણા આગ્રહથી ભાણેજ કહી રૂપવંતીને પોતાને ઘેરલા-
વ્યા હતા. તેજ રૂપવંતી-વચનથી ઠરી ચૂકેલી ભાણેજને પો-
તે પોતાના હાથથી રાજાને સોંપી. આજ હવે તેની લાજ
લુંટાશે એવું ધારી તે ઘણો દીલગીર થઇ ગયો. પોતાનું સા
ર્થક કશું થયું નહીં. બિચારી અબળા કાળના ફાંસામાં આ-
વી પડી. પોતે પોતાનો દીકરો ગુમાવ્યો અને સર્વ સભા વ-
ચ્ચે પોતે લુચ્ચા અને જૂઠામાં ખપ્યા, એ પ્રમાણે ચોતર્ફ-
થી શોકનાં વાદળાંએ દ્વારકદાસને ઘેર્યો. તેના અંતઃકરણમાં
ભડભડ લાહ્ય લાગી રહી હતી. પણ તેનો કશો ઈલાજન-
હીં હોવાથી વગર બોલતે પોતાને ઘેર જવું ધાર્યું. થોડીવાર
પછી સર્વ સભા વિસર્જન થઈ. રૂપવંતીને પહેરેગીરના સ્વા-
ધિનમાં સોંપી. રાત્રી થતાં રાજાએ પોતાના શયનગ્રહમાં રૂ-
પવંતીને તેડાવી. રૂપવંતી પરાધિન હોવાથી ત્યાં આવી હા-
જર થઇ. રાજાએ ભાતભાતનાં ભોજન તથા વસ્ત્રાદિક તૈયાર રા-
ખ્યાં હતાં તેનો ઉપભોગ કરવા રૂપવંતીને સૂચના કરી. આ
જગ્યાએ રૂપવંતીનું કશું ચાલે તેમ નહોતું તેથી વસ્ત્રાલં-
કાર પહેરી મનમાં શોક કરવા લાગી. અરે! પરમેશ્વર, હું કે-
વી પાપિષ્ટ છું! મારા પ્રાણનાથ આ વખત હાજર નહીં
છતાં હું આ પ્રમાણે શ્રંગાર સજુછું તો ધિક્કારછે મારા

સજેલા શ્રંગારને; ધિક્કારછે મારા જગતમાં જીવવાને; ધિક્કારછે મારા સઘળા સ્વરૂપને! અને ધિક્કારછે મારી સન્મુખ બેઠેલા રાજાને. અરે હું શાસ્ત્ર વિરૂદ્ધ ચાલી. કહ્યું છે કે–

**क्रीडाशरीरसंस्कारं, समाजोत्सवदर्शनम्**
**हास्यंपरगृहेयानं, त्यजेत्प्रोषीतभर्तृका.**

અર્થ—સ્વામી વિદેશ ગયો હોય તો સઘળા ભોગ તજી દેવા શરીરે લેપનઆદિ કરીને ચોળી નહાવું નહીં, કોઇ મંડળી ભરાઈ હોય અથવા કાંઇ ઓચ્છવ થતો હોય તે જોવા ન જવું, હસવું નહીં, પારકે ઘેર જવું નહીં, ઇત્યાદિ પતિના વિયોગથી વસેલી સ્ત્રીએ તજવું જોઇએ.

એમ છતાં હું હિણભાગી શ્રંગાર સજી બેઠેલી છું. એ પ્રમાણે વિચાર કરતી હતી પણ સ્ત્રી ચરિત્ર કર્યા વિના તે ફાવે તેમ નહોતું. લંપટ રાજા મર્યાદા તજી આગળ આવતો હતો. રૂપવંતી મનમાં વિચાર કરતી હતી કે હવે લંપટ રાજા પોતાનું ધાર્યું કર્યા વગર રહેશે નહીં. અરેરે!મારૂં પતિવ્રત ભંગ થશે તો પછી મારૂં સઘળું જીવતર વૃથા છે. અહો, સર્વ વ્યાપક જગત્ નિયંતા પ્રભુ! આ વખત તારી સહાયતા વિના હું કૃતાર્થ થનાર નથી. મારૂં સર્વસ્વ જવા બેઠું છે. એ પ્રમાણે સર્વજ્ઞ પરમેશ્વરની પ્રાર્થના કરવા લાગી રાજા બોલ્યો—પ્યારી, ચાલો હવે જમી લઈએ. હું તારી મુખમુદ્રા જોઇ કાલો ઘેલો બની ગયો છું. તારા સ્વરૂપની બરાબરી કરી શકે તેવી કોઇ મારી રાણી નથી. હવે જલદ

કર. વખત જાયછે તેમ તેમ મારામાં અધિરાઇ વધતી જાય છે. આ વખત નાહક ગુમાવવાનો નથી એ સાંભળી રૂપવંતી બોલી રાજાજી—આટલા બધા અધિરા કેમ થાઓછો? આપની સાથે પ્રેમ વ્યહવાર ચલાવવાથી હું વધારે ખુશી છું. આપના કરતાં મને વધારે સુખ આપી શકે તેવો બીજો કોણ છે? કોઇ નથી. આપ જરા શાંત થાઓ. ચાલો આપણે એક સોગઠા બાજી રમીએ. તેમાં જો આપ જીતો તો હું આપની દાસી થઇ રહેવા કબૂલ થાઉં છું અને જો હું જીતું તો આજની રાતે આપે જૂદા પલંગમાં સૂઇ રહેવું. રાજાને એવી રમત નો હદથી જ્યાદે શોખ હોવાથી તેણે એ વાત મોટી ખુશીથી માન્ય રાખી એટલે બન્ને જણ સોગઠા બાજીએ રમવા બેઠાં. તેમાં દૈવ યોગે રાજા હાર્યો અને રૂપવંતી જીતી. ત્યારે કેટલોક વાર આનાકાની કરીને રાજા જૂદા પલંગમાં સૂતો.

રૂપવંતીને હવે પોતાના જીવની દરકાર રહી નહોતી. તેને માત્ર પોતાનું પતિવ્રતજ વહાલું હતું. પોતાનું શિયળ લૂંટાશે તો આખો ભવ એળે ગયા જેવું થશે એવો વિચાર તેના મનમાં ઘોળાયા કરતો હતો, તેથી આખી રાત તેને ઉંઘ આવી નહીં. છેક ત્રણ વાગ્યાને સુમારે લંપટ રાજા, ઘસઘસાટ ઉંઘતો હતો. ગભરકું થવાથી કેટલાક ઉદ્યોગી માણસો રાજ્ય માર્ગપર ફરતા હતા એવે વખતે પહેરેગીર સિપાઇઓને ઉંઘતા જોઇ ધીમેથી બારણું ઉઘાડી રૂપવંતી નીચે ઉતરી પડી. આખા શેહેરના જૂદા જૂદા રસ્તાપર ફરી વીગી પણ કોઇ ઓળખીતો માણસ તેની નજરે પડયો નહીં.

રૂપવંતી મહેલમાંથી ઉતર્યા પછી થોડીવારે પ્રતાપસિંહ રાજા જાગી ઉઠયો. તે પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે હું અત્યાર સુધી રૂપવંતીથી જૂદા પલંગમાં સૂઇ રહ્યો પણ તે મને બીલકુલ બોલાવતી નથી. તેને રાજી કરવા માટે હું તેનાથી વચનથી બંધાયો કે આજની રાત જૂદું સૂવું. પણ વચ્ચે એક દિવસ કાઢવો પડશે તે મને વરસ જેવડો લાગશે. એ મારાથી કેમ પૂરો થશે? કાંઇ નહીં અત્યાર સુધી વચન પાળ્યું તેજ ઘણું છે. જ્યાં સુધી રૂપવંતી સાથે સંસારિક વિલાસ ભોગવ્યા નથી ત્યાં સુધી જન્મ વૃથા છે. એ પ્રમાણે મનસુબો કરી રૂપવંતીના પલંગ તરફ જવા ઉઠયો. ત્યાં જઇને જોયું તો રૂપવંતીને કોઇ ઠેકાણે દીઠી નહીં; તેથી બૂમ પાડી સિપાઇઓને બોલાવવા લાગ્યો. મુબારક આવી સલામ કરી કહ્યું—ખુદાવંદ, શો હુકમ છે! રાજા બોલ્યો—રૂપવંતી સરખું અમૂલ્ય રત્ન હું ગુમાવી બેઠો, હાય હાય હવે કેમ થશે?એ પ્રમાણે બોલવા લાગ્યો. મુબારકે કહ્યું—જહાંપનાહ, આપ બે ફિકર રહો. રૂપવંતીને આગઘડી પૃથ્વીના પડમાંથી શોધી લાવું છું. એમ કહી ઘોડેસ્વાર થઇ શેહેરમાં નીકળ્યો. જરા દૂર જતાં વસ્ત્રાલંકારથી સુસોભિત અપ્સરા તેને મળી, તેજ રૂપવંતી હતી. તેને એકદમ રાજા પાસે તેડી ગયો. એક ખાનગી ઓરડીમાં તેને કેદ કરી તેપર હોશિઆર સિપાઈઓની ચોકી રાખી કે જેથી રૂપવંતીને બીજીવાર નાસી જવાનો લાગ મળે નહીં.



# પ્રકરણ ૧૯ મું.

એક દિવસે એક વાણિઓ આવીને કહેવા લાગ્યો કે- વકીલ સાહેબ, એક કામમાં હું બરાબર સપડાયોછું. એ બાબત મને કશો ઈલાજ સૂઝતો નથી. કદાપિ દરબાર શ્રી તરફથી મારા ગેરલાભમાં ઠરાવ થશે તો મારાં ઘર ખોરડાં વેચવા છતાં પણ હું રૂણમાંથી મુક્ત થઇ શકનાર નથી. માટે મુજ ગરીબ સેવકપર દયા લાવી મારા કામનું પરિણામ મારા લાભમાં ઉતરે તેમ તજવીજ કરશો તો હું આપનો ઘણોજ ઉપકારી થઇશ. ચતુરસિંહે કહ્યું-તમે તમારી સઘળી હકિકત મને કહી સંભળાવો. એપરથી તે વાણિએ નીચે મુજબ હકિકત નિવેદન કરી.

બે પરદેશી બ્રાહ્મણો પોતાના ઊદર પોષણાર્થે આંહી આવ્યા હતા. તે કેટલાંક ગામો ફરી ભિક્ષાવૃતિથી નાણું એકઠું કરતા હતા. કેમકે આળસથી કશો ફાયદો નથી એમ તેઓ જાણતા હતા. કહ્યું છે કે—

दौर्मन्त्र्यन्नृपतिर्विनश्यतियतिःसंगात्सुतोलालना
द्विप्रोनध्ययनात्कुलंकुतनयाच्छीलंखलोपासनात्
-ह्रीर्मद्यादनवेक्षणादपिकृषिःस्नेहःप्रवासाश्रयान्
मैत्रीचाप्रणयात्समृद्धिरनया,त्यागात्प्रमादाद्धनम्

અર્થ—ખરાબ પ્રધાનથી રાજાનો નાશ થાયછે, મનુષ્યના સંગથી યતિનો નાશ થાયછે, છોકરો લાડથી બગડેછે,

બ્રાહ્મણ અભણ હોવાથી તેનો નાશ થાયછે, ખરાબ છોક- રાથી કુલનો નાશ થાયછે, ખળની ઉપાસનાથી શિયળનોના- શ થાયછે, મદ્યપાન કર્યાથી લાજનો નાશ થાયછે, સંભાળ વગર ખેતીનો નાશ થાયછે, પરદેશ જવાથી સ્નેહનો નાશ થાયછે, નમ્રતા વિના મિત્રતાનો નાશ થાય છે, અન્યાયથી સમૃદ્ધિનો નાશ થાયછે, અને ઉડાઉ તથા આળસુપણાથી ધ- નનો નાશ થાયછે. એવું ધારી બન્ને બ્રાહ્મણો પોતાને ઘેર થી નીકળ્યા હતા. બન્ને જણે એવો ઠરાવ કર્યો હતો કે બ- ન્ને જણનું કમાએલું દ્રવ્ય સરખે હિસ્સે વહેંચી લેવું. એ પ્રમાણે બન્ને જણ પાસે થયેલી નાણાંની રકમ એકઠી કરી થોડા દિવસ પછી તેઓ પોતાના ઘર તરફ આવવા નીક- ળ્યા તે બન્ને મિત્રોને અન્યોન્ય પૂરતો વિશ્વાસ નહોતો. કા- રણ કે–"નાણું દેખી મુનીવર પણ ચળે" એ કહેવત તે- ઓને બરાબર યાદ હતી. કદાપિ તેમાંના એક જણની બુદ્ધિ ફરે અને નાણું લઇ ચાલ્યો જાય તો પછવાડે બીજાને ર- ડવાનું રહે, માટે બન્ને જણ એક બીજાનો વિશ્વાસ રાખ- તા નહોતા. એટલે જ્યાં સુધી નાણાની રકમ કોઇ ત્રાહીતને સોંપી ન હોય ત્યાં સુધી બન્ને જણ લગારે જૂદા પડતા નહોતા.

થોડે દિવસે એ બન્ને બ્રાહ્મણો આ ગામમાં આવી પહોંચ્યા. તેઓને આંહી કોઈસગું સાગવું અથવા કોઇની સાથે ઓળખાણ પીછાણ નહીં હોવાથી તેઓ કોઇ વહે- વારીઆ વાણિઆને ખોળતા હતા. ગામના બેચાર માણ- સોએ મારું નામ આપવાથી પૂછતા પૂછતા તેઓ મારી દુ-

કાને આવ્યા. મેં તેઓને અજાણ્યા જાણી આક્કાર આપ્યો કારણ કે એવા ઘણા અજાણ્યા માણસો મારી દુકાનેથી સીધું લેછે. તેવા વક્રાની આશાથી હું સઘળા અજાણ્યા મુસાફરોની આગતા સ્વાગતા કરૂં છું. મને સારો માણસ ધારી તે બન્ને બ્રાહ્મણો બોલ્યા-શેઠજી, અમારી પાસે નાણાની મોટી રકમછે. પરંતુ અમને એક બીજાનો-અન્યોન્ય પૂરતો વિશ્વાસ નથી તેથી તે રકમ અમે કોઇ ત્રાહીતને સોંપ્યા વિના જૂદા પડતા નથી. આપ લાયક અને આબરૂદાર શેઠ જણાઓછો, માટે મેહેરબાની કરીને અમારી પાસેના નાણાની આ રકમ આપના સ્વાધિનમાં રાખો. હમણાં અમે આપની દુકાનેથી સીધું લેઈ રસોઇ કરીશું. પછી જમી કરીનેબન્નેજણ એકઠા થઇને અમારા નાણાં પાછાં લેવા આવીશું કદાપિ અમારા બે જણમાંથી કોઇ એકલો આવી નાણાં માગે તો તેને તમારે કાંઇ આપવું નહીં. પણ જ્યારે અમે બે જણ સાથે મળીને આવીએ ત્યારેજ અમારાં નાણાં અમને પાછાં સોંપવાં. કદાપિ અમારા બેના માગ્યા સિવાય એ રકમ એક જણને આપી દેશો તો તેના જૂમેદાર તમે છો. આ પ્રમાણે બન્ને બ્રાહ્મણનું બોલવું સાંભળી હું કબૂલ થયો, અને કહ્યું કે-તમારા નાણાં હું મારા કબજાગાં રાખુંછું તે તમારા બન્નેના માગવા સિવાય આપીશ નહીં. કદાપિ આપું તો હું જુમેદાર છું.

મારી દુકાનેથી સીધું લઈ બન્ને બ્રાહ્મણો સામેની પ**ર જગ્યામાં ગયા. ત્યાં આસપાસની જગ્યો સાફ કરીને

રસોઇ કરવાનો આરંભ કર્યો. એક જણ રસોઇ કરવાના ઇરાદાથી ન્હાઇને ચોકામાં પેઠો અને એક જણ તેને જોઇતી ચીજો (ગામમાંથી અથવા મારી દુકાનેથી) લઇવી આપવા રહ્યો. થોડીવારે પેલા રસોઇ કરનારા બ્રાહ્મણે તેના સોબતીને કહ્યું કે-ભાઇ મૂળશંકર, આ દાળમાં નાખવાનું મીઠું આપણી પાસે નથી. માટે શેઠજીની દુકાનેથી થોડું મીઠું લઇ આવ. થોડીવાર પછી રસોઈ તૈયાર થશે એટલે આપણે જમવા બેસીશું. એપરથી તે મૂળશંકર મારી દુકાને આવ્યો અનેબોલ્યો કે-શેઠજી, પેલી અમારીરકમ મારે સ્વાધિન કરો. અમારે ખપ પડયોછે. મેં કહ્યું-તને એકલાને હું આપનાર નથી. તારા સોબતીની રજા હોયતો હું આપું. મારો આવો જવાબ સાંભળી તેણે તેના સોબતીને હાક મારી—જગનેશ્વર, તારા કહ્યા વિના શેઠજી મને આપતા નથી. તે પરથી તરતજ જગનેશ્વરે મને હાક મારી-શેઠજી, તેને આપજો. અમારે જોઇએ છીએ. જગનેશ્વરનું આવું બોલવું સાંભળી સીધાના પૈસાવાળી લઈ બાકીની રકમ મૂળશંકરને સોંપી. રૂપીઆ ગળ્યા એટલે જગનેશ્વરની નજર ચૂકાવી મૂળશંકર નાશી ગયો. જગનેશ્વરનું ચિત્ત રસોઈ કરવામાં હતું તેથી મૂળશંકર દુકાનમાંથી બહાર નીકળ્યો છે કે નહીં તેની તેને ખબર રહી નહીં. રસોઇ સઘળી તૈયાર થઇ રહેવા આવી તેથી તે બૂમ પાડી બોલ્યો-અલ્યા મૂળશંકર, મીઠું લેવા ગયો ત્યાં શેઠજીએ તને ઝાલી રાખ્યો કે શું? હજુકેમ બહાર નીકળતો નથી? મીઠું લેવા ગયો ત્યાંને ત્યાં રહ્યો. એ

પ્રમાણે જગનેશ્વરનું બોલવું સાંભળી હું બહાર આવ્યો. એટલે જગનેશ્વર મારા સામું જોઇ બોલ્યો—શેઠજી, મૂળશંકરને ગીઠું કેમ આપતા નથી? તેને ગીઠું આપી જલદી મોકલો. અમને ભૂખ કકડીને લાગીછે. હવે તો જગીએ. મેં કહ્યું—મૂળશંકર આંહી નથી. તે તો તમારા રૂપિઆ લઇ આંહીંથી તમારી પાસે આવ્યાછે. રૂપિઆનું નામ સાંભળી જગનેશ્વર ચમક્યો. અને બોલ્યો—તમે તેને રૂપિઆ શાવાસ્તે આપી દીધા? મારા કહ્યા વિના તમે તેને રૂપિઆ આપ્યા તેથી તે તો તમારા ગયા. હું તો તમારી પાસેથી લઇશ. મેં કહ્યું અરે મૂર્ખ, તેં કહ્યું ત્યારે આપ્યાછે. તેના એકલાના કહેવાથી કાંઇ આપ્યા નથી. જગનેશ્વર બોલ્યો મેં તો ગીઠું આપવાનું કહ્યું હતું, કાંઇ રૂપિઆ આપવાનું કહ્યું નહોતું. હાય, હાય, આ લુચ્ચા વાણિઆએ મને ઠગ્યો. એ પ્રમાણે શોક કરતો ફરિયાદી કરવા સારૂ તે કોર્ટમાં ગયો. એની ફરિયાદ સાંભળીને ન્યાયાધિશે સિપાઇઓ મોકલી મને પકડી મગાવ્યો. હું કોર્ટમાં ગયો. એટલે ન્યાયાધીશે કામ ચલાવ્યું. છેવટ ફેંસલો મારા ગેરલાભમાં કર્યોછે. હવે સઘળા રૂપિઆ મારે જગનેશ્વરને આપવા પડશે. માટે મારા લાભમાં ઠરાવ થાય તે પ્રમાણે તમે મને મત બતાવો તો હું આપ કહો તે પ્રમાણે આપને ફી આપું.

આ પ્રમાણે વાણિઆનું બોલવું સાંભળી ચતુરસિંહ બોલ્યો—તમારા લાભમાં ગોઠવણ થાય તે પ્રમાણે હું બનતી તજવીજ કરીશ. આ કામની તમારે આપીલ કરવી પડશે

તેમાં હું જે મારી ફી તથા કોર્ટ ફી વગેરેનું બીલ મોકલું તે તમારે કબૂલ કરવું પડશે. જો એમ હોય તો વકીલાત નામું લખી આપો. વાણિઍે તરતજ વકીલાત નામું લખાવી તેમાં પોતાની સહી કરી. ચતુરસિંહે કહ્યું-હું તમારા કામ સંબંધી કેટલોક વિચાર કરવા બેસું છું. કોર્ટમાં અગિઆર વાગતે આવીશ, માટે તમારે પણ તે વખતે કોર્ટમાં હાજર રેહેવું. વારૂ સાહેબ. કહી વાણિઓ પોતાને ઘેર ગયો.

અગિઆર વાગતાને સુમારે પેલો વાણિઓ આવી કોર્ટમાં હાજર થયો, એ વખતે ન્યાયાધીશ અને કેટલાક કારકૂનો તથા સિપાઇઓ બેઠેલા હતા. વાદી, પ્રતિવાદી અને શાક્ષીઓનો ત્યાં ઘણો ભરાવો થયો હતો તેથી મેળો ભરાયા જેવું જણાતું હતું. માણુસોની એટલી બધી ઠઠ જામી હતી પણ ત્યાં લગારે ઘોંઘાટ થતો નહોતો. ન્યાયાધીશ પોતાની સામેના પાંજરાનાં જે શખ્સને ખડો કરી સવાલ પૂછતા હતા, તે સિવાય બીજા કોઇ માણુસનો અવાજ ત્યાં કાને પડતો નહોતો ન્યાયાધીશ સવાલ પૂછતા હતા તે પ્રમાણે પાંજરામાં ઉભેલો માણુસ જવાબ આપતો હતો. આ વખતે પેલો વાણિઓ પણ ત્યાં બેઠો હતો. પોતાનું કામ ક્યારે ચાલશે તે જાણવાનેમાટે અધિરો થઇ રહ્યો હતો. થોડી વાર થઇ એટલે ચતુરસિંહ વકીલ કોર્ટમાં હાજર થયો ન્યાયાધીશ સાથે માનની અદલાબદલી કરીને તે પોતાની ખુરશી પર બેઠો. થોડી વારે કોર્ટની રીત પ્રમાણે ચતુરસિંહે પોતાના અસીલની અપીલ દાખલ કરાવી. અને તેનું કામ જલદી ચલાવવા ન્યાયા-

ધીશને અરજ કરી. એ અરજ બહાલ રાખીને ન્યાયાધીશે તેજ વખતે કામ ચલાવવું શરૂ કર્યું. ન્યાયાધીશે ખૂબ ઉલટ પાલટ તપાસ અને વિચાર કરી નીચલી કોર્ટે આપેલો ફેંસલો બરાબર છે એમ બોલાવવાની તૈયારી કરી એટલે ચતુરસિંહે ઉભા થઈને દલીલ બતાવીકે ફરીઆદી જગનેશ્વરના કહેવાથી સદરહુ વાણિઆએ મૂળશંકરને રૂપિઆ આપ્યાછે જેથી મજકુર વાણિઆ ઉપર સદરહુ જગનેશ્વરનો કશો અલાખો નથી. કદાપિ જગનેશ્વર મજકુરે મોઢું સમજી તેના સોબતી મૂળશંકરને આપવાનું કહ્યું હતું, તો સદરહુ વાણિઆએ રૂપિઆ આપવાનું કહેલછે એવું સમજી રૂપિઆ આપ્યા હતા. માટે તે પ્રમાણે થવાથી-બન્નેની કસૂર સરખીછે. જેથી વાણિઓ બીનતકસીરવાન ઠરેછે. તેમ છતાં વાણિઆની ચૂક ગણી બ્રાહ્મણના લાભમાં ઠરાવ થયો તો મારો અસીલ– વાણિઓ રૂપિઆ આપવા તૈયારછે. કેમકે અમલદારના હુકમને તાબે થવુંજ જોઇએ. વળી ન્યાયાધીશ તરફથી જે ઠરાવ થયોછે તે ગેરવાજબી હશે નહીં. પરંતુ તે રૂપિઆ એકલા જગનેશ્વરને મળશે નહીં કેમકે તેનો એવો ઠરાવ છે કે બન્ને (બ્રાહ્મણો-એ જગનેશ્વર અને મૂળશંકરે) સાથે મળી રૂપિઆ લઇ જવા. માટે બેલાશક જગનેશ્વર તેના સોબતી મૂળશંકરને સાથે લઇ આવે અને બન્નેજણ મળી તેનાં સોંપેલાં નાણાં પાછાં લઇ જાય. વાણિઓ આપવાને માટે ખુશીથી તૈયારછે. આવી દલીલ સાંભળી ન્યાયાધીશે કબૂલ કર્યું અને બ્રાહ્મણ–જગનેશ્વરને તેના સોબતી મૂળશંકરને બોલાવી લાવવા ફ-

રમાવ્યું. તેથી બ્રાહ્મણ નિરાશ થઇ ચાલ્યો ગયો, અને કશું બોલી શક્યો નહીં તેથી વાણિઆની ખુશીનો પાર રહ્યો નહીં. કોર્ટમાં ચૂકવાતા કેસ સાંભળવા આવેલાં માણસો ઘણાજ ચકિત થઇને ચતુરસિંહના વર્ણાણ કરવા લાગ્યા કે–ધન્યછે ચતુરસિંહની બુદ્ધિને.

રાત પડી એટલે તરતજ રાજાએ રૂપવંતીને પોતાના શયન ગ્રહમાં લાવવા હુકમ કર્યો. આગલે દિવસે રૂપવંતી નાસી ગઇ હતી તેથી એવો લાગ તેને આજે ન મળે એવા હેતુથી તપાસ રાખવાને માટે ઘણા સિપાઇઓની ત્યાં ચોકી રાખી, પોતે શયન ગ્રહમાં સૂતા. થોડીવારે રૂપવંતી આવી હાજર થઇ એટલે રાજા બોલ્યો—તું તારી લુચ્ચાઈમાં ગઇ કાલે ફાવી હતી પણ આજ હવે તું ફાવનાર નથી. કાલે થોડા સિપાઈઓ હતા તેમની નજર ચુકાવી તું નાશી ગઇ પણ આજે સંખ્યાબંધ સિપાઇઓ ખુલ્લી તરવારથી ચોગરદમ ચોકી કરે છે. ચાંચડ સરખો પણ સંચરી શકે નહીં તો તારા સરખી એક ગરીબ અબળાનો શો ભાર છે? આજે હું મારી મનકામના પરિપૂર્ણ કરીશ. એવી વાત સાંભળી રૂપવંતી બાપડી વિચાર કરવા લાગી કે અરેરે! હવે મારૂં શિયળ સાચવી શકાશે નહીં. આજે પોતાનું ધારેલું કર્યા વિના રાજા મને છોડનાર નથી. હું રાજા પાસે જેટલી આજિજી કરૂં તેટલી વૃથા છે, કેમકે તે મૂર્ખ છે—કહ્યુંછેકે–

**शक्योवारयितुंजलेनहुतभुक,छत्रेणमूर्यातपो**

नागेंद्रो निशितांकुशेन समदौ, दंडेन गोगर्दभौ
व्याधिर्भेषजसंग्रहैश्च विविधै, र्मंत्रप्रयोगैर्विषं
सर्वस्यौषधमस्ति शास्त्रविहितं, मूर्खस्य नास्त्यौषधम्

અર્થ—અગ્નિ પાણીથી શમે; સૂર્યનો તાપ છત્રી થકી શમે; હાથી અંકુશથી વશ રહે; ગધેડો અને સાંઢ લાકડીથી વશ રહે; વ્યાધી ઔષધથી શમે; ઝેરી જીવડાનું વિષ મંત્રોના સાધવાથી ટળે; ઇત્યાદી સર્વનાં ઓસડ શાસ્ત્રમાં કહ્યાં છે પણ મૂર્ખનું ઓસડ કહ્યુ નથી. માટે હું રાજા પાસે ગમે એટલી લાચારી કરીશ પણ તેથી મારૂં શિઆળ અવિચળ રહેવાની આશા નથી. હવે હું તેના પંજામાં બરાબર સપડાઈ છું. અરે પરમેશ્વર! હવે મારી લાજ રાખનાર તું સમર્થ છે. તારા વિના બીજું કોઇ મને સહાય કરી શકે તેમ નથી. અરેરે! મારૂં પતિવૃત્ત લૂટાશે તો મારૂં સઘળું જીવતર વૃથા થશે. એવા વિચાર કરતી હતી એટલામાં રાજા તેનો હાથ પકડી પલંગ ઉપર બેસાડી ઘણી રીતે સમજાવવા લાગ્યો. એટલે રૂપવંતાએ કહ્યું કે, જરા ધીરજ રાખો. ત્યારે રાજાએ મનમાં વિચાર કર્યો કે બળાત્કાર કરવા કરતાં તેની ખુશીથી ભાગ તો વધારે સારૂં. એવું ધારી બીજી વાતો કરવા લાગ્યો. લંપટ માણસો પોતાની જૂઠી બડાઈ બહુ મારે છે તે પ્રમાણે પ્રતાપસિંહ રાજા પોતાની બડાઇની વાતો કરવા લાગો. હું ચિત્રકળા, યાંત્રીકશાસ્ત્ર અને કસરતમાં અતિ કુશળ છું. નટના સરખા ખેલ કરવા તેતો રમત

સરખા સૂતરૂ જણાય છે. ગમે તેવો હોશિઆર નટ હોય પણ તે મારી બરાબરી કરી શકે નહીં. રૂપવંતી બોલી—આપ નટ સરખી કસરત કરી જાણતા હોતો હું આપને બાંધું અને આપ પોતાની મેળે છૂટી જજો. રાજા કહે ઠીક રૂપવંતીએ લંપટ રાજાને ઘણા જોરથી બાંધ્યો અને પછી તેને એક ખૂણામાં નાખી બોલી—રાજાજી, આપની હોશિઆરી હવે બતાવો. મેં આપને બાંધ્યા છે. હવે આપ છૂટા જોઇએ! રાજા હસતાં હસતાં બોલ્યો—આ પ્રમાણે ઘણા જોરથી બાંધેલો છે તો હવે મારાથી શી રીતે છૂટી શકાય ? નટની જૂદી તરેહથી બાંધે છે તેથી તે જલદીથી છૂટી શકે છે. હવે તમે મને છોડો. નટને બાંધવાની હું તમને રીત બતાવું. રૂપવંતીએ કહ્યું—નટને બાંધવાની મારે રીત જોવી નથી. હવે તમે આ ખૂણામાં પડ્યા રહો અને હું પલંગ ઉપર સૂઈ રહું છું. રાજા કહે–હું બૂમ પાડી મારા સિપાઈઓને બોલાવીશ અને છૂટ્યા પછી તમારી જે વલે કરીશ તે તમે જાણશો. તમારૂં જો ભલું ઇચ્છતાં હોતો મને એકદમ છોડો. રૂપવંતી બોલી–તમારા સિપાઈના હાથથી છૂટ્યા પછી તમારે પાલવે તેમ કરજો પણ હમણાંથીજ રામ રામ છે. એમ કહી રૂપવંતીએ ચાલવા માંડયું, એટલે રાજાએ ઘણાજ જોરમાં બૂમ પાડવા માંડી પણ તેનો સાદ ફાટી ગયો. તેના શબ્દો પહેરેગીરના સમજવામાં બરાબર ન આવે તેટલા માટે રૂપવંતીએ કલ્પાંત કરવા માંડયું. તેથી સંખ્યાબંધ સિપાઇઓ ત્યાં આવી પહોંચ્યા બહાર નીકળીને

જાણે હીબકતી હોય તેવી રીતે ગળગળી થઇને રૂપવંતી બોલી—કોઇ હરામખોરો, રાજા સાહેબને ઘાયલ કરી તેમની ગાંસડી બાંધીને બારીએથી ધોરી રસ્તાપર ઉતરી પડયા છે, માટે સઘળા સિપાઈઓ એકદમ દોડો અને હરામખોરોને એકદમ પકડી પાડો જરા પણ ઢીલ કરશો તો રાજા સાહેબને ઉપાડીને તેઓ કયાંઇ ચાલ્યા જશે તો પત્તો લાગશે નહીં. આ સાંભળીને સઘળા સિપાઇઓ ધોરી રસ્તાતરફ દોડી ગયા. અને હરામખોરો કયાં નાશી ગયા તેની તપાસ કરવા લાગ્યાં. આ વખતે રૂપવંતીને કોઇ અટકાવી શકે તેમ નહોતું તેથી તેણે રાજમહેલ છોડી આગળ ચાલવા માંડયું.

રૂપવંતી જ્યારે શેહેરના મધ્ય ભાગે આવી પહોંચી ત્યારે કાંઇ હ્રદય ભેદક કવિતા બોલતો એક યુવાન ગૃહસ્થ તેની નજરે પડયો. તે એક ઝરૂખામાં બેઠો હતો અને તેની આસપાસ ઘણીજ પ્રકાશિત ચીમનીનો ઝગઝગાટ થઇ રહ્યો હતો. તેના શરીરના તમામ અવયવો સુઘટ જણાતા હતા. જાણે બીજો કામદેવ આ જગ્યાએ આવી હાજર થયો હોય તેવું તેને દીસવા લાગ્યું. એ પુરૂષ પોતાના હાથમાં એક તસ્વીર લઇ નિરખતો હોય એમ જણાતું હતું. તસ્વીર નિહાળીને તે બોલ્યો કે—

## શિખરિણી છંદ.

પડી છે આ સામે તસવિર ખરી તે ચિત ચડી,
વિયોગાગ્નો પીડા ભડ ભડ બળે ચીત શગડી;
અનીશે સંભારી દહન દુખ પ્યારો તુજ ખમે,

અરે મારી પ્યારી તુજ વિણ મને લેશ ન ગમે.

ઉપર લખેલો શિખરિણી છંદ રૂપવંતીએ પેલા અગાશીમાં બેઠેલા પુરૂષના મુખથી સાંભળ્યો! એ પુરૂષનાં વચન સાંભળતાંજ રૂપવંતીની સ્થિતિમાં ફેરફાર થઇ ગયો. દુઃખના પંજામાં આવવા છતાં આજ સુધી ધીરજ નહીં છોડેલી એવી ગુણવાન રૂપવંતીનું ચિત્ત વ્યગ્ર થઇ ગયું. ઝરૂખામાં બેસનાર પુરૂષ નક્કી મારા પ્રિય પતિજ જણાયછે. જો એ હોય તો હું એમને કયારે મળું? એમ વિચાર કરતી બોલી કે—

## શાર્દુલ વિક્રિડિતવૃત.

રૂંધાયું ચિત્ત સર્વ હર્ષ સુખને, સંતુષ્ટ ઉત્કર્ષથી;
તે મારો પ્રિય પ્રાણ આજ અમને, આવી મળ્યો હર્ષથી;
વાણીમાંહ્ય જુઓ વસી મધુરતા. ચિત્તે પડયો સ્વાદઆ;
ચિત્તે વાસ વસ્યો મને પ્રિય પતિ. તેનો દિસે નાદ આ.

નીચે કોઇ વિયોગી સ્ત્રી પોતાના પતિનું સ્મરણ કરતી હોય એમ સંભવ છે, એમ કહી આ પુરૂષે પોતાના માણસને મોકલીને તે સ્ત્રીને ઉપર બોલાવી. રૂપવંતી ઘણી હોંશથી ઉપર આવી અને જુએ છે તો કામને લજ્જા પમાડે એવો સ્વરૂપવાન પુરૂષ તેની દૃષ્ટીએ પડયો. પેલા પુરૂષે રૂપવંતીને જોઈ કે તરત તે ખુરશી ઉપરથી ઉભો થઈ તેની કોટે બાઝી પડયો, રૂપવંતીએ પણ તેના સામે કોટીકરી હર્ષનાં આંસુ પાડયાં. બન્ને જણનાં હૃદય, હર્ષથી રૂંધાઇ ગયાં તેથી કેટલીએક વાર સુધી તો બીલકુલ બોલી શકયાં

નહીં. થોડીવારમાં બન્નેનું ચિત્ત એકત્ર થઇ ગયું. પોત પોતાને માથે આજ સુધી જે જે મુશીબતો પડી હતી તે સઘળી બન્ને જણે અન્યોન્ય કહી સંભળાવી રૂપવંતીના દુઃખને માટે અતરાપી માણસોને પણ દયા આવે તો તેના પ્રિય પતિને કેટલો શોક થયો હશે તે વિચારી લેવું સેહેલું છે.

આ પ્રમાણે ચતુરસિંહ અને રૂપવંતીનો અનાયાસે મેળાપ થવાથી તેઓને અત્યંત હર્ષ પ્રાપ્ત થયો. અને રૂપવંતી પોતાનાં અમૃત સરખાં વચનોથી ચતુરસિંહને સંતોષ પમાડવા લાગી. કહ્યું છે કે-

केयूरानविभूषयन्तिपुरूषं,हारानचंद्रोज्वला
नस्नानंनविलेपनंनकुसुमं,नालंकृतामूर्धजाः
वाण्येकासमलंकरोतिपुरूषं,यासंस्कृताधार्यते
क्षीयंतेखलुभूषणानिसततं,वाग्भूषणंभूषणं

અર્થ-ચંદ્રમા સમાન ધોળા હાર માણસને શોભા આપતા નથી, બાજુ બંધથી, સ્નાન કરવાથી, સુગંધદાર વસ્તુનું લેપન કરવાથી, ફુલોથી કે કેશ ઓળવાથી શોભા પમાતી નથી પણ મધુરતા ભરેલી વાણી બોલવાથી શોભા પમાય છે. સર્વ જાતનાં ભૂષણો નષ્ટ થાયછે, પણ વાણીરૂપી ભૂષણ સદાકાળ સુશોભિત રહેછે.

રૂપવંતી અને ચતુરસિંહનો મેળાપ થયો તેથી,તે બન્નેની ખુશીનો પાર રહ્યો નહીં. વાંઝીઆને ઘેર પુત્રનો જન્મ થવાથી, આંધળાને આંખો મળવાથી, ચકોરને ચંદ્રમાનો

પ્રકાશ થવાથી અને માંછલાંને જળ મળવાથી જેટલો હર્ષ થાયછે તેટલો હર્ષ બન્નેને થવા લાગ્યો. ચતુરસિંહની પ્રખ્યાતી આ શેહેરમાં ઘણી થઇ હતી. તેથી ઘણા અસીલો તેને ત્યાં આવ્યા કરતા હતા. પોતાનું લખાણ પૂરૂ નહીં થવાથી ચતુરસિંહને રાત્રે પણ એ કામને માટે બેસવું પડતું હતું આશરે બાર વાગતાને સૂમારે સર્વ સૂઇ ગયાં.

---

## પ્રકરણ ૨૦ મું.

સવાર થતાં સર્વ જાગી ઉઠયાં. દંતધાવનકરી નાહ્યા પછી ઇશ્વર સ્તવન કર્યું. થોડીવાર થઇ એટલે એક બ્રાહ્મણે આવી ચતુરસિંહને આશિરવાદ આપ્યો. ચતુરસિંહે તેનું યોગ્ય સન્માન કરી બિછાના ઉપર બેસાડયો. અને આવવાનું કારણપૂછ્યું બ્રાહ્મણ બોલ્યો—સાહેબ, હું આ ગામથી પશ્ચિમ દિશાએ ત્રણ ગાઉ ઉપરના ગામડામાં રહુંછું અને મારો એક મિત્ર આ ગામમાં રહે છે. મારે અને તેને આજ દિવસ સુધી એટલી બધી પ્રીતિ હતી કેજીવ એક અને દેહ જૂદા કહીએ તો ચાલે;એપ્રમાણે અમે પરસ્પર જાની મિત્રો ગણાતા હતા. આ શેહેરથીમારા ગામ તરફ જતાં બરાબર દોઢ ગાઉને અંતરે બન્ને ગામની વચ્ચે નિર્મળ પાણીથી વહેતી એક નદી આવેલી છે. તે સ્થળે બન્ને મિત્રો અરસ્પરસ મળવાની આકાંક્ષાથી હમેશન્હાવા આવતા હતા. બન્ને જણ તે નદીએ ન્હાઇ બે ઘડી બેશી અંતઃકરણની ગુહ્ય વાતો કરી જૂદા પડતા હતા. એક વાર અમે બન્ને જણે વિચાર કર્યો કે રોજ વગર કામે માત્રમિત્રના

મેળાપને અર્થે આંહી આવવું તેના કરતાં કાંઇ કામના પ્રસંગે આવવું પડે એમ થાય તો તે વધારે સારૂં ગણાય. એમ ધારી તે નદીને કિનારે અમે થોડા આંબા રોપ્યા. એ આંબા જ્યારે મોટા થઇ ફળે ત્યારે તેની ઉપજના રૂપિઆ સમભાગે વહેંચી લેવા, એવો ઠરાવ કર્યો. કારણ કે તે નદી મારે અને મારા મિત્રને સરખીજ દૂર હતી તેને દોઢગાઉ દૂરથાય અને મારે પણ દોઢગાઉ થાય. સવારના આઠ વાગતે રોટલા જમીને બન્ને જણ તે નદીએ આંબાની રક્ષા કરવા જતા હતા. અને સાંજે પાછા પોતપોતાના ઘર તરફ વળતા હતા. એ પ્રમાણે બન્ને જણની સરખી મેહેનતથી આંબા ઉછેરીને મોટા કર્યા. આંબાનાં થડ બસેં હતાં. જ્યાં સુધી તેનાપર કેરીઓ આવી નહોતી ત્યાં સુધી અમારે બન્ને મિત્રો વચ્ચે સલાહ ચાલી. પણ ચાલતી સાલમાં આંબા ઉપર પુષ્કળ કેરીઓ પાકી અને તેની ઉપજના રૂપિઆ આવ્યા ત્યારે હવે મારા મિત્રની દ્રષ્ટી ફરીછે. કહેવત છે કે "લક્ષ્મિ દેખી મુનીવર ચળે," તે પ્રમાણેતેનો વિચાર પલટાઇ ગયો છે. તે કહે છે કે-"આંબાની ઊપજમાંથી બે ભાગ હું રાખી એક ભાગ તને આપું." અને કહુંછું કે-"આપણે બન્ને મિત્રો સરખે હિસ્સે વહેંચી લઇએ." પણ મારો શેહેરી મિત્ર એ કબુલી એ થતો નથી. તેણે ફરિયાદી કરીછે. અને પોતાને વધારે મેહેનત પડીછે એવું આંધળા અમલદારની પાસે સાબિત કરવાને તે તૈયાર થયોછે. હું ગરીબ ગામડીઓ માણસ છું. મને કોરટની રીતભાતની કશી ખબર નથી. માટે

આપ મારા વકીલ થઈ મને જીતાવશો તો આપ કહેશો તે પ્રમાણે હું આપને રૂપિઆ આપીશ. ચતુરસિંહે કહ્યું કે-એ આંબાની ઊપજમાંથી બે ભાગ તને અને તારા લુચ્ચા મિત્રને માત્ર એકજ ભાગ અપાવું તો કેમ! બ્રાહ્મણ કહે-તે પ્રમાણે થાય તો આપ કહો તે પાળવા હું કબૂલ છું. ચતુરસિંહે રીતસર વકીલાતનામું લખાવી તેમાં પેલા બ્રાહ્મણની સહી લીધી. અને અગિયાર વાગતે કોર્ટમાં હાજર રહેવાને તેને ફરમાવ્યું.

ચતુરસિંહ વકીલના અસીલનું કામ ચાલતું હોય તે વખતે સઘળા માણસો ઘણીજ ઉત્કંઠાથી કેશ સાંભળતા હતા. ચતુરસિંહની ચતુરાઇ જોઈ લોકો ઘણા તાજુબ થયા હતા. કોઇ જાણવા જેવા ગુંચવણ ભરેલા કેસ ચતુરસિંહના હાથમાં ક્યારે આવે એની તેઓ રાહ જોતા હતા. ઉપર લખેલા બ્રહ્મણનો કેસ આજે ચાલનાર છે, અને ચતુરસિંહ તેનો વકીલ થયોછે એવા સમાચાર આખા નગરમાં પ્રસરી ગયા તેથી ઘણા હોંસીલા માણસો અગિઆર વાગ્યા પહેલાં કોર્ટમાં આવ સારી જગ્યા શોધી બેસવા લાગ્યા. ચોતરફથી માણસોનાં ટોળે ટોળાં આવતાં હતાં. કોર્ટમાં એટલી બધી ભીડ થઇ કે ન્યાયાધિશને બેસવાનું સિંહાસન, વકીલ વગેરે આબરૂદાર માણસોને બેસવાંની ખુરશીઓ. અને વાદી, પ્રતિવાદી તથા સાહેદોને જુબાની લેતી વખત ઉભા રહેવાનું પાંજરૂં એ સિવાય બીજી કોઈ જગ્યોએ રસ્તો રહ્યો નહીં. કોઇ માણસને ન્યાયાધીશની છેક પા-

સે લાવતો હોય ત્યારે સિપાઈઓને રસ્તો કરતાં મહા મુશીબત પડતી હતી. આ વખતે એટલા બધા માણસો કોર્ટમાં ભરાયા હતા કે કોર્ટની અંદર અથવા બહારના ભાગમાં થોડો પણ માર્ગ મળવો મુશ્કેલ હતો અગિઆર વાગે જ્યારે ન્યાયાધીશ સાહેબ કોર્ટમાં પધાર્યા તે વખતે તેમને ચાલવાને માટે રસ્તો કરવામાં સિપાઈઓને ઘણી વિંટબણા ભોગવવી પડી હતી. થોડીવાર થતાં ચતુરસિંહ વકીલ કોર્ટમાં હાજર થયા. તે વખતે ઘણા ખરા માણસોએ ઉભા થઈ તેમને માન આપ્યું. અને પછીથી એટલી ધક્કાધક્કી ચાલી કે કમજોર માણસને કચરાઇ જવાની ખરેખરી દેહેશત હતી. થોડીવાર થતાં સર્વ બેશી ગયા. એટલે ગડબડાટ બંધ થયો. પવનને માટે કોર્ટના પંખાઓ તણાવા લાગ્યા. સુગંધીવાળાની તટ્ટીઓપર પાણી છાંટવા લાગ્યું વગેરે પડતા તાપનું નિવારણ કરવા કેટલાએક ઉપચારો કરવા માંડયા. પણ માણુસની ગરદીને લીધે બફારો વધારે થતો હતો. જે વખતે ચતુરસિંહના અસીલનું કામ ચાલવા માંડયું તે વખતે ન્યાયાધીશ સાહેબનું સિંહાસન, વકીલો વગેરે આબરૂદાર માણસોને બેસવાની ખુરશીઓ અને તહોમતવાળા અથવા સાહેદોને ઉભા રહેવાનું પાંજરૂં પણ ખાલી રહ્યું નહીં. આખી કોર્ટમાં અને બહાર, માણસોની ખેંચાખેંચ થઇ રહી હતી. ન્યાયાધીશ સાહેબે કામ ચલાવવા માંડયું, તે વખતે સઘળો ઘોંઘાટ બંધ પડી ગયો. રીતસર એક પછી એક એમ સર્વની જુબાની લીધા પછી તે સિરસ્તેદારે લખી લીધેલી જુ-

બાનીમાં સર્વની સહીઓ લીધી. છેવટ ફેંસલો આપતી વખત ન્યાયાધીશ સાહેબે ભાષણ કર્યું કે આ બન્ને મિત્રોએ સરખી મેહેનતથી આંબા ઉછેરી મોટા કર્યા માટે બન્ને જણે તેની ઉપજના રૂપિઆ સરખે હિસ્સે વહેંચી લેવા એમ ઠરાવ કરવામાં બન્ને પક્ષના વકીલમાંથી કોઈને કાંઈ વાંધો હોય તો કોર્ટને જાહેર કરવું એટલે મુનાસબ કરવામાં આવે. તે પરથી ચતુરસિંહે દલીલ બતાવી કે—સાહેબ, મારા અસીલને તે આંબા ઉછેરવામાં વધારે શ્રમ પડેલ છે. તે એકે સવારના આઠ વાગતે આવતાં મારા અસીલને સૂર્યસામો આવતો હતો તેમજ સાંજના ચાર વાગતે પાછા ઘેર જતી વખત પણ સૂર્યસામો આવતો હતો. સૂર્યનો સઘળો તાપ તેને ઘણી મુદત સુધી સહન કરવો પડયો છે. માટે વાજબી રીત પ્રમાણે તો તેને બે ભાગ મળવા જોઇએ. ચતુરસિંહની દલીલ ન્યાયાધીશને વાજબી લાગી તેથી તેણે તેના અસીલને બે ભાગ મળવાનો ઠરાવ કર્યો. તેથી સઘળા માણસો ચતુરસિંહના વખાણ કરતાં સૌસોને ઘેર ગયા.

ચતુરસિંહ ઘણોજ કાબેલ અને પ્રમાણિક છે એવી ત્યાંના રાજાને ખાતરી થવાથી પ્રસંગ મળતાં તેને યોગ્ય જગ્યાએ ગોઠવવાની તેની પૂરેપૂરી મરજી હતી. કેમકે આવા હોશિઆર માણસની આ રાજ્યમાં ઘણી જરૂર હતી. રાજાને કાંઇ એવી ખબર નહોતી કે ચતુરસિંહ, પેલી રૂપવંતીનો ધણી થાયછે. ચતુરસિંહ તો દૂર દેશાવરના મુસાફર છે એજ માત્ર તેના સમજવામાં હતું તેની ચતુરાઇથી પ્રસન્ન થઇને તે વારંવાર તેનાં વખાણ કરતો હતો.

# પ્રકરણ ૨૧ મું.

પેલી રૂપવંતી રાજાના બંગલામાંથી નાશી ચતુરસિંહને મળી અને ચોરને ખોળવા ગયેલા સિપાઈઓ પાછા આવ્યા. તેમાંના એક જણે બંગલામાં જઇ જોયું તો રાજાને બાંધેલો દીઠો, એટલે તે ચકિત થઇને બીજા સિપાઇઓને ત્યાં, તેડી લાવ્યો. રૂપવંતીએ તેઓને એમ સમજાવ્યું હતું કે હરામખોરો રાજાને ઘાયલ કરી તેની ગાંસડી બાંધી ઉપાડી ગયા છે તેથીજ તેઓએ પ્રથમથી તપાસ કરી નહીં. રાજા બોલ્યો અરે મૂર્ખાઓ, ચોર કોણ હોય! પેલી લુચ્ચી મને બાંધીને ચાલી ગઈ છે. હવે મને છોડો. સિપાઈઓએ રાજાને છોડ્યો એટલે તેણે હુકમ કર્યો કે હવે ગમે તે રીતે લુચ્ચી રૂપવંતીને ખોળી કાઢો. સિપાઈઓએ ગામમાં ઘણાં ફાંફાં માર્યાં પણ કોઇ જગ્યોએ તેની ભાળ લાગી નહીં. રાજા પોતે રૂપવંતીના વિયોગે અતિશય કલેશ પામવા લાગ્યો, અને રૂપવંતી શા ઉપાયથી પાછી મળે તેના મનસુબા કરવા બેઠો. રૂપવંતીને પકડી લાવનારને મોટી રકમનું ઇનામ આપવાને તેણે લાલચ આપી, પણ કોઇ સિપાઇએ એ કામ માથે લેવાની હિમત બતાવી નહીં. છેવટ મુખારકે કહ્યું કે-સાહેબ, આપણા શેહેરમાં પેલી માનાં ડોશી રહે છે, તે આવા કામમાં ઘણી કુશળ છે. તેણે કેટલીક વિચિક્ષણ સ્ત્રીઓને શોખીલા પુરૂષોના ભોગરૂપ કરી દીધી છે. પાતાળમાં સંતાએલી સ્ત્રીઓને તેણે થોડી વારમાં શોધી કાઢી છે. અને કો-

ઈથી છેતરાય નહીં એવાં સ્ત્રી પુરૂષોને તેણે છેતરી પોતાનું કામ કાઢી લીધું છે. માટે જો આપનો હુકમ હોય તો હું તેને બોલાવી લાવું. જ્યારે આપણને બાતમી મળી નહીં ત્યારે માનાં ડોશીની સહાય વિના આપણે કદી ફતેહ પામવાના નથી.

મુબારકનો આ મત રાજાને પસંદ પડ્યો તેથી તેણે માનાં ડોશીને પોતાની પાસે બોલાવી લાવવા હુકમ કર્યો. થોડી વાર થઇ એટલામાં મુબારક અને માનાં ડોશી આવી રાજા પાસે ઉભાં રહ્યાં. પછી માનાં ડોશી બોલી—રાજાધિરાજ! મને આપની રૂબરૂ કેમ બોલાવી છે તે મેહેરબાની કરી કહો. મારા લાયક જે કામકાજ હોય તે ખુશીથી ફરમાવો. દાસી કરવાને તૈયાર છે. માનાં ડોશીનાં આવાં વચન સાંભળી રાજા અત્યંત ખુશી થયો અને બોલ્યો–માનાં ડોશી. મને ખબર મળી છે કે તમે ઘણાંજ હોશિઆર અને ચાલાક માણસ છો- ગમે તેવી વિચક્ષણ સ્ત્રીને પણ ભોળવી લાવવી તેમાં તમને લગારે વાર લાગતી નથી. તમે જે સ્ત્રીને ધારો તેને વશ કરો છો. તેથી હું તમારા ઉપર ઘણોજ ખુશી છું, કે આવાં અમૂલ્ય રત્નો મારા શેહેરમાં ગુપ્ત પડ્યાં રહ્યાં છે પણ તેની બૂજ મારાથી જાણી શકાઇ નથી, તેથી ધિક્કાર છે મારા રાજ્યપદને રાજાનો ધર્મ છે કે પોતાની રૈયતમાં ગુણવાન હોય તેવા માણસોના ગુણની પરીક્ષા કરી તેમને યોગ્ય ઈનામ આપવું જોઇએ. પણ મેં આજ દિવસ સુધી તમારી બીલકુલ સંભાળ લીધી નથી, તેથી મને બહુ ખેદ થાય

છે. હવે મારે તમને એટલુંજ કહેવાનું છે કે દ્વારકાદાસ શેઠની ભાણેજ જેને માથે છોકરો મારી નાખ્યાનો દોષ આવ્યો હતો તેને મેં ઉગારી મારી પાસે રાખવાનો વિચાર કર્યો હતો, પણ તે મને છેતરીને ચાલી ગઇ છે. આ સુદ્ધાંત તેણે મને બે વખત છેતર્યો છે. હવે એ સ્ત્રીને લાવી આપવાનું કામ તમને સોંપું છું. મને પકકી ખાતરી છે કે તે કામમાં તમે બચીત ફતેહ પામશો. જ્યારે તમે મારૂં કામ ખરા અંતઃકરણથી બજાવશો ત્યારે તેનો સારો બદલો આપ્યા વગર હું રહેનાર નથી. કદાપિ તમે બોલ્યા વિના કામ કરવાને ખુશી ન હોતો અમુક રકમનો ઠરાવ કરો. માનાં ડોશી બોલી—અરે રાજાજી એ સ્ત્રી તો ઘણીજ કાબેલ છે. જે આપના સરખા ચતુર રાજા પાસેથી નાશી ગઇ તેને હું લાવી શકું એવું મારૂં સામર્થ્ય નથી. વળી જેનો કોઇ ઠેકાણે પત્તો નથી એવી સ્ત્રીને શી રીતે લાવી શકાય! માટે એ કામ મારાથી બની શકનાર નથી. આપના ધ્યાનમાં આવે તેને સોંપો એમ કહી તે પોતાના ઘર તરફ ચાલી નીકળી.

હોશિઆર અને હજારો પતિવ્રત્તા સ્ત્રીઓનાં પતિવ્રત્ત ખંડન કરાવેલાં એવી માનાં ડોશીના મુખથી આવાં વચન સાંભળી રાજાનું મન ઘણું અવિરૂં થઇ ગયું. તેથી તે બોલ્યો—જે સ્ત્રી મને છેતરી ચાલી ગઈ તેને પાછી મારા કબજામાં જો લઉં નહીં, તો હું રાજા શાનો? એ સ્ત્રીને માટે લાખો રૂપિઆનો ખર્ચ થાય તો પણ કુરબાન છે. રૂપવંતીને પકડી લાવવી અનેક જાતના ઉપાય શોધવા લાગ્યો પણ એ

કેથી તેનો મનોરથ સફળ થાય એમ તેને જણાયું નહીં, એટલે પાછી તેણે માનાં ડોશીને પોતાની પાસે તેડાવી અને કહ્યું કે માનાં ડોશી તમે ગમે તેમ કરો, પણ એ સ્ત્રીને આણી આપ્યા વગર તો છુટકો નથી. આ કામમાં તમે જો મનેખરા દિલથી મદદ કરશો તો તમારો ઉપકાર હું જીવતા સુધી ભૂલીશ નહીં. તમારા વિના બીજા કોઇનો ભાર નથી કે તે ફતેહ પામે. તમારી મેહેનતના બદલામાં હું તમને પાંચ હજાર રૂપિઆ આપીશ. પાંચ હજાર રૂપિઆનું નામ સાંભળીને માનાં ડોશીનું મન ચળ્યું. તેથી તે બોલી—રાજા સાહેબ, તમે તમારે નવે બંગલે ચોકી પેહેરાનો બંદોબસ્ત રાખીને બેસો જો પરમેશ્વરનો હુકમ હશે તો રૂપવંતીને લઇ હું હમણા આવી પહોંચું છું. ગમે તેવી વિચિક્ષણ સ્ત્રી હોય, પણ તે મારી જાળમાં ફસ્યા વગર રહેવાની નથી. રાજાજીના પ્રતાપથી હું એવા સઘળા કામમાં ફતેહ પામું છું, એવાં અભિમાનનાં વચનો બોલવા લાગી.

जरारूपंनश्यतिधैर्यमाशामृत्युःप्राणान्
धर्मचर्यामसूया, क्रोधःश्रियंशीलमना
र्यसेवाह्रियंकामःसर्वमेवाभिमानः

અર્થ—જરા (વૃદ્ધપણું) રૂપનો નાશ કરે છે, આશા ધૈર્યનો નાશ કરે છે, મૃત્યુ પ્રાણને હરી લેછે, પારકી નિંદા ધર્મના આચરણને ટાળેછે, ક્રોધ લક્ષ્મિનો નાશ કરે છે, નીચ

માણસની સેવા શિયળનો ભંગ કરેછે. કામ, લાજનો નાશ કરેછે; પણ અભિમાન તો સર્વનો નાશ કરેછે.

માનાંડોશીનાં વચન સાંભળી રાજા અત્યંત ખુશી થયો. અને પોતાનાં હજારો માણસ સાથે પોતાને નવે બંગલે ચાલ્યો. માનાંડોશીને સારા બળદથી જોડેલી શિવરામ સોંપી, તેમાં બેશીને તે રૂપવંતીને તેડવા ચાલી.

માનાંડોશી ચતુરસિંહની પાડોશણ હતી તેથી તેણે રૂપવંતીને ચતુરસિંહને ઘેર દીઠેલી હતી. રૂપવંતીને લાવવાની હામ ભીડયા અગાઉ તેને કેવી રીતે લાવવી? તેનો તેણે વિચાર કરી રાખ્યો હતો. ચતુરસિંહના ઘર પાસે આવી ગાડીમાંથી નીચે ઉતરી તેણે મેડીપર ચડવા માડયું.

જે વખતે માનાંડોશી ચતુરસિંહની મેડી ઉપર ચડી ગઇ, તે વખતે જાણે પોતે આ ઘરમાંજ રહેતી હોય અથવા તે હમેશને માટે જાણતી હોય તે પ્રમાણે બીનધડક ચાલી ગઇ. રૂપવંતી આ વખતે એક ખુરશી ઉપર બેઠી બેઠી નીતિનાં પુસ્તકો વાંચતી હતી. તેણે કોઇને પોતાની તરફ આવતું જોઇ બારી તરફ નજર કરી તો કોઈ વિચિક્ષણ બાઇને દીઠી. તેને સારૂં માણસ ધારી માન આપીને એક ખુરશી ઉપર બેસાડી. રૂપવંતીનું રૂપ જોઈ માનાડોશી ઘણીજ ખુશી થઈ, અને પોતે ચતુરસિંહની વિશ્વાસુ પાડોશણ હોય એમ ખાતરી કરી આપવાના ઈરાદાથી બોલી કે— "રૂપવંતી, હું તમારી પાડોશણછું. તેથી ચતુરસિંહે મને ઘણી બેન માનેલી છે. મારી ઉપર તેમની ભાઈ સમાન

મમતાછે, અને તેમને મારો જેટલો વિશ્વાસછે તેટલો બીજા કોઈનો નથી. મારા ચતુરસિંહભાઇ આજે કોર્ટમાં જતા હતા તેવખતે તમે આવ્યાંછો એવી ખબર આપી અને કહ્યું કે—આજે નગરશેઠના નવા બંગલામાં જોવા લાયક શોભા થવાનીછે, ત્યાં આખા શેહેરના મનુષ્યો જોવા જાય છે માટે તમારી ભાભીને તેડીને તમે પણ જોવા જજો, એમ કહી આ શિવરામ તેમણે મને જોડાવી આપીછે. હું હવે ઘરડી થઈ તેથી આવાં વિચિત્ર જોણાં જોવા ઉપર મને ભાવ નથી. જ્યારે એવા દેખાવો બહુવાર દીઠા ન હોય ત્યારેજ જોવાની વિશેષ અપેક્ષા હોય, પરંતુ બહુવાર સારા સારા બાગ બગીચા અને મીલાવડા જોયા હોય ત્યારે પછી જોવાની આકાંક્ષા શાની હોય ? આ વખતે મારે જોવા જવાની બીલકુલ મરજી નહોતી પણ મારા ચતુરસિંહભાઈએ મને કહ્યું, તેથી ગયા વિના છૂટકો નહીં. વળી તમે મારાં નવાં ભાભી આંહી આવ્યાંછો તેમને એકલાં પણ કેમ મોકલાય ? માટે ખચીત તમારી સાથે આવવું જોઈએ એવું સમજી હું તૈયાર થઇ તમને તેડવા આવીછું, માટે જલદી તૈયાર થાઓ.” રૂપવંતી કહે—“મારે એવા બંગલા જોવાની અપેક્ષા નથી. મેં એવા બંગલાઓ અને મનુષ્યના મીલાવડાઓ ઘણા જોયાછે. વિચિત્ર વાડીઓ અને બહુ સુશોભિત બગીચાઓમાં બહુ વખત ફરી તેના સુખનો અનુભવ કરવા ભાગ્યશાળી થઈછું. માટે હવે એવા મીલાવડા જોવાની મને સ્વપ્નામાં પણ મરજી થતી નથી. તમારે જે

જોવાની મરજી નથી અને મારે પણ નથી તેથી હવે શાંત થઇને બેસો." માનાંડોશી પોતાના પ્રપંચમાં ફાવી નહીં તેથી અત્યંત વિચાર કરવા લાગી કે, ઘણી સ્ત્રીઓને છેતરી હું મારી ધારણાગાં પાર પડીછું, અને આ ઠેકાણેથી નિરાશ થઇ પાછી ફરૂં એ મને નામોશી લગાડનારૂંછે. એવું ધારીને બોલી કે—"તમને મારો વિશ્વાસ આવતો નહીં હોય, પણ હું કાંઇ હલકું માણુસ નથી. મારે તમને ત્યાં જોવા લઈ જવાની અગત્ય પણ નથી. જ્યારે મારા ચતુરસિંહભાઇએ અત્યંત આગ્રહથી કહ્યું ત્યારે તેમનું વચન મારાથી ઉલ્લંઘન કરી શકાય નહીં, માટેજ આંહી આવવાની જરૂર પડી. હું કાંઇ નવરી બેઠી નહોતી. મને તમે પંડે બોલાવવા આવો તોપણ હું તમારી સાથે આવું એમ નથી; પણ લાચાર કે મારા ચતુરસિંહભાઇનાં વચનની ખાતર તમારી સાથે જવાની કબૂલત આપવી પડી. જો મને અગાઉથી તમે અણવિશ્વાસુછો એમ ખબર હોત તો હું પ્રથમથીજ આંહી આવવા કબૂલ થાત નહીં. પણ ભાવિ બળવાન છે! મારા ધારવામાં એમ હતું કે તમે મારા ચતુરસિંહભાઇને આધિન હશો, પણ આતો ઉલટું નીકળ્યું. મારા ચતુરસિંહભાઈનું વચન તમારા કશા લેખામાં નથી એવી આજ મારી ખાતરી થઇ. ખેર જેવી તમારી મરજી, તમારા આવવાથી મને કશો ફાયદો નથી, તેમજ તમારા નહીં આવવાથી મને કશો ગેરફાયદો નથી; પણ જો એક રીતે જોઇએ તો તમારા નહીં આવવાથી લાભછે ખરો, તે એક—

તમારી સાથે આવવાથી મારો વખત ગુમાવત તે બચ્યો, અને વળી બીજી વખતે મારા ચતુરસિંહભાઇ તમારી સાથે જવાની મને ભલામણ કરશે નહીં, તેથી મારે નકામો વખત રોકવા વારો આવશે નહીં. મારા ચતુરસિંહભાઇને મારો સંપૂર્ણ વિશ્વાસ છે, પરંતુ તમારે નથી તો ચાલ્યું. મારે તમારી કશી દરકાર નથી," એમ કહી નીચે ચાલી.

આવાં વચનો સાંભળી રૂપવંતી વિચારમાં પડી રખેને ઠાકોરે કહ્યું હોય અને હું નહીં જાઉં તો મને કદાપિ ઠપકો દેશે. ડોશીનાં બોલવામાં કાંઇ લુચ્ચાઇ હોય એમ જણાતું નથી, તોપણ કોણ જાણે! તપાસ કર્યા વિના આગળ પગલું ભરવું નહીં. પરંતુ હવે પૂછવું પણ કોને? જો ઠાકોરે ખાતરીથી કહ્યું હશે અને જવાનીઆનાકાની કરી નહીં જાઉં તો ઠપકો મળશે, માટે મારા ગાડીવાનને પૂછી જોવું એ વધારે સારૂં છે. જો તે વિશ્વાસુ પાડોશણ હોય તો તેની સાથે જવાની કશી અડચણ નથી, એવું ધારી પોતાના ગાડીવાનને પાસે બોલાવી સઘળી હકિકત કહી. ત્યારે ગાડીવાન બોલ્યો—"બા, તે ગાનાંડોશી, આપણી પાડોશણ છે, અને મારા ધારવા પ્રમાણે તે સારૂં માણસ છે. ચતુરસિંહભાઇએ તેને આંહીં મોકલી હશે કે નહીં ? તે હું બીલકુલ જાણતો નથી." ગાડીવાનનું વચન સાંભળી રૂપવંતીએ માનાંડોશીને અટકાવવા કહ્યું, પછી પોતે સારાં વસ્ત્રાલંકાર પહેરી તેની સાથે શિગરામમાં બેશી નગર શેઠના નવા બંગલા તરફ ચાલી.

પોતાની ધારેલી ધારણામાં ફતેહ પામી પ્રપંચનાઊં-ડા ખાડામાં વિચિક્ષણ ઓને ગબડાવી પાડી તેથી રાજાની તરફથી અત્યંત માયા મિલકત મળવાની આકાંક્ષા રાખ-નારી દગલબાજ માંનાડોશીની ખુશીનો કાંઈ પાર રહ્યો ન-હીં. પ્રથમનાં રૂપવંતીનાં નહીં આવવાનાં વચનો નિષ્ફળ થવાથી હવે પોતે મનમાં ઘણીજ મગ્ન થવા લાગી. પણ જો વધારે વખત પોતાની ખુશાલીના ઉભરા બહાર આવવા-દે તો રૂપવંતીના કળવામાં—આવી જાય, એવી તેને ફિકર હોવાથી તે રૂપવંતી સાથે અનેક જાતની વાતો કરવા લા-ગી. બિચારી પતિવૃત્તા રૂપવંતીને માનાંડોશીના પ્રપંચને માટે સ્વપ્નામાં પણ વિચાર આવતો નહોતો. કેમકે તેના ગાડી-વાનના કહેવાથી લગારે ભ્રાન્તિ રહી નહોતી. રસ્તામાં મા-નાંડોશીએ રૂપવંતીને ઘણી વાતોથી રંજન કરી. શેહેરમાં ગાડી ચાલી ત્યાંસુધી શિઘરામના પડદા બંધ રાખ્યા હતા. અને ગામ બહાર નીકળતાંજ તે પડદા ઉંચા ચડાવી બન્ને જણ આસપાસ ઉગેલી લીલોતરી વગેરેની પ્રશંસા કરતાં હતા. થોડીવારે આરધા મૈલને છેટેથી ભભકાદાર બંગલો દે-ખાવા લાગ્યો, એટલે રૂપવંતીએ માનાંડોશીને પૂછ્યું કે-આ દેખાયછે તે કોનું મકાનછે? માનાંડોશી બોલી—એ બં-ગલો, આંહીના નગરશેઠનોછે. અને આપણે જે જોવાની અ-પેક્ષાથી જઇએછીએ તેજ બંગલો પોતાની ઉંચી ડોક રા-ખી આપણી રાહ જોતો હોય એમ દેખાયછે. જુઓ તેની આસપાસ કેટલા ઘોડેસ્વારો અને બંગલો જોવા આવનાર

મનુષ્યોની ગરદી કેટલી બધીછે? આ મકાન ઘણુંજ સુંદર છે, તેથી હજારો લોકો હોંશે હોંશે જોવા ચાલ્યા આવેછે. રૂપવંતી બોલી કે—ઘણા માણસો મારી નજરે પડેછે પણ તેમાં કોઇ સ્ત્રી જોવામાં આવતી નથી. આવાંવચન સાંભળી માનાંડોશીએ વિચાર્યું કે તેની શંકા કોઈ પણ યુક્તિથી તોડી નાખવી જોઇએ; એવું ધારીને બોલી કે—પુરૂષો નજરે આવે તેમાં ઘણી નવાઈ નથી. કારણ કે આંહાનો રાજા ઘણોજ વ્યભિચારીછે. તેથી **"यथा राजा तथा प्रजा"** હોય એમાં શી નવાઈ ? માટે જે ઠેકાણે મીલાવડો થાય ત્યાં સ્ત્રીઓ અને પુરૂષોને જવા આવવાના રસ્તા જૂદા હોયછે, તેથી આપણે પ્રથમ પુરૂષોના દરવાજા પાસે થઇને સ્ત્રીઓને જવાના રસ્તા તરફ જવાશે, માટે હવે પડદા બંધ કરો.

થોડીવારમાં રૂપવંતી અને માનાંડોશી ધારેલા મકાનમાં આવી ચૂકયાં સુંદર સરસામાનથી શણગારેલા ઓરડા અને તરેહવાર ચિત્રવિચત્ર જાનવરોના અનેક દેખાવ જોઇ રૂપવંતી ખુશી થતી હતી, તોપણ જોઇએ તેવી ખુશાલી તેના મુખ ઉપર જોવામાં આવતી નહોતી. તેના મનમાં હવે માનાંડોશી વિષે તર્કવિતર્ક થવા લાગ્યા; કેમકે આ બંગલામાં અથવા તેની આસપાસ કોઇ પણ સ્ત્રી તેની નજરે આવતી નહોતી. દૂરથી જે પુરૂષો તેની નજરે પડયાં હતા તે રાજાના ચોકીદારો હશે એમ તેને ભ્રાંતિ આવવા લાગી.

રૂપવંતી અને માનાંડોશી એક પછી એક ઓરડો જોતાં હતાં, પણ રૂપવંતી પોતાનાં ઘર તરફ જવાને વધારે

ને વધારે આગ્રહ કરતી હતી. છેવટે માનાંડોશીએ માત્ર એક ઓરડો જોઇને પછી જવાનું વચન આપ્યું. આ છેલ્લા ઓ-રડામાં દાખલ થતા જાયછે એટલામાં તેણે એક સ્વરૂપવાન અને મોટા દબદબાથી બેઠેલા પુરૂષને જોયો. તે પુરૂષ રૂપવં-તીને જોઈને બોલ્યો કે—

મનહર છંદ

શીર તણી સાડી જાણે, ચાંદની ખીલેલી દેખું,
મુખ જાણે દેખું તે તો પુનમનો ચંદ્રછે;
શીર તણો ચોટલો તે જાણે વાસુકી વસેલ,
કોટ દેખું જાણે કોઈ, મોરલો મગન છે;
નેત્રનો આકાર તે તો તાણેલ ધનુષ્ય હોય,
ગાલ તે તો ગુલાબના ગોટાનો સુગંધછે;
નાસિકા દેખું તો જાણે દીપક પ્રકાશ જોત,
આંખો દેખું જાણે સોમ રવિ સુખ કંદછે. ૧
કપાળ દેખું તો જાણે ગગન મંડળ હોય,
ચાંદલો દેખું તો જાણે ચંદ્રનો પ્રકાશછે;
ગળા તણો હાર તે તો પૃથ્વિ ગોળાકાર હોય,
હોઠ દેખું ત્યારે જાણે પુષ્પ આ પળાશછે;
કુચ તેં તો મેરૂ તણા ટેકરા ઉભેલ ખરા,
કાયા તે તો કાંચનનો અતિ અજવાસછે;
હાથ જાણે હાથણીની સુંઢની સમાન દેખું,
જાંઘ તે તો જાણે કંઇક કેળની કચાશછે. ૨

જે વખત રૂપવંતીએ વ્યભિચારી રાજાને જોયો તે વખતે તેનાં પેટમાં મોટો ધ્રાસ્કો પડયો, પણ આ વખતે સ્ત્રીચરિત્ર કર્યા વગર ચાલે તેમ નહોતું. તેથી તે ઠાવકું મોં રાખી રાજાનાં વખાણ કરવા લાગી. રાજાને રૂપવંતીનો ભરોસો નહોતો. પણ આ વખત રૂપવંતી પોતાના પ્રપંચમાં ફાવશે નહીં, એવી તેને ખાત્રી હતી. માનાંડોશીને પુષ્કળ નાણું આપી રાજાએ વિદાય કરી, અને રૂપવંતીને પોતાના કબજામાં રાખી. રૂપવંતી બોલી—આજે આપણી ખુશાલીનો દિવસછે એમ માનીને અફીણ મંગાવીને કસુંબો કઢાવો. મદિરાના પુષ્કળ સીસા અને મીઠાઇના ઘણા ટોપલા મંગાવો. આપના તમામ માણસો અને આપણે પીએ, હુંગા કરીએ, પછી આપ જેમ કહેશો તેમ કરવાને આપની દાસી આનાકાની કરનાર નથી. રાજાએ ધાર્યું કે આજે મારે પણ મહોત્સવ માનવા સરખુંછે તેથી સઘળો સામાન મંગાવીને કસુંબો કઢાવ્યો. અને એક પછી એક એમ સૌએ પીધો. પછી રૂપવંતીએ મદિરાનો પ્યાલો પોતાના હાથમાં લીધો. રાજાને ઘણા સોગન આપી પુષ્કળ પાઇ પછીથી સિપાઈઓ તરફ ઉતરી પડી. સઘળાઓને પુષ્કળ મદિરા પાઇ મીઠાઇ આપવી શરૂ કરાવી. કોઇ માણસે થોડી મીઠાઈ ખાધી, કોઇનો હાથ મોં પાસેજ અટકી રહ્યો, અને કોઇ તો હાથમાં મીઠાઇના કકડા રાખી બેભાન અવસ્થામાં આવી પડયા. સઘળું શુન્ય સરખું થઈ ગયું. રૂપવંતી સિવાય બીજા કોઇને પોતાના દેહનું ભાન રહ્યું નહીં. આ વખતે

રૂપવંતી ગમે તેમ કરે પણ તેને કોઇ અટકાવનાર નહોતું કારણ કે રૂપવંતીએ મદિરા પાવામાં ખરેખરી ઉદારતાવાપરી હતી! હવે રાજાને જીવથી મારવો કે નહીં તેને માટે રૂપવંતી વિચારમાં પડી. વ્યભિચારી રાજા જો જીવતો હશે તો મને ગમે તે પ્રકારે પોતાના કબજામાં લેવા પ્રયત્ન કરશે, અને કદાપિ હું નહીં તો બીજી હજારો સ્ત્રીઓના પતિવૃત્ત લૂટવા તે તત્પર રહેશે. તેથી એવા પાપીષ્ટ રાજાને મારી નાખવાથી હજારો પતિવૃત્તા સ્ત્રીઓની ફિકર ટળશે, પણ કહ્યુંછે કે—

गुणवदगुणवद्वा,कुर्वताकार्यमादौ
परिणतिरवधार्या,यत्नतःपंडितेन.
अतिरभसकृतानां,कर्मणामाविपत्ते
र्भवतिहृदयदाही,शल्यतुल्योविपाकः

અર્થ—ગુણવાળું કે ગુણ વિનાનુ કામ કરવું તે પહેલાં પંડિતે પ્રયત્નથી તેના પરિણામનો નિશ્ચય કરવો. કારણ કે વિચાર્યા વિનાં જે કાર્ય કર્યા હોય તેનાં ફળ મરણ સુધી શલ્યાના સરખાં હ્રદયને દાહ કરનારાં થાયછે.

રૂપવંતીએ વિચાર્યું કે રાજાને ન મારવો તે વધારે સારૂં છે. હજારોના પાલણહારને જીવતો રાખવો એજ ઠીક છે. એવું સમજી રાજાને જીવતો રહેવા દીધો. અને રાજાનો પોશાક પડેલો હતો તે અને તેનાં ઘરેણાં ઉતારીને પોતે

પહેર્યા. પછી નીચે ઉતરીને તેના ઘોડાપર સ્વાર થઇ બીજી દિશા તરફ ચાલી નીકળી. કેમકે તેજ શહેરમાં જો તે પાછી જાયતો વળી રાજા કોઇ માણસ મારફતે શોધી કઢાવે તો વારંવાર છૂટવાની આશા નિષ્ફળ જાય. માટે ત્યાંથી કોઇ બીજા શેહેરમાં જવું તેને દુરસ્ત લાગ્યું. ચતુરસિંહનો વિયોગ તેને બહુ દુખદ લાગતો હતો, પણ જો પોતે જીવતી હશે તો ચતુરસિંહનો મેળાપ થશેજ એવી તેને ખાતરી હતી.'

ચતુરસિંહ કોર્ટમાંથી ઘેર આવ્યો, તે વખતે ગાડીવાનને ખબર પૂછતાં રૂપવંતી એક મેહેલ જોવા ગઇ છે એવું જાણવામાં આવતાં તે ઘણો દીલગીર થયો. કેમકે તે જાણતો હતો કે, વ્યભિચારી રાજાના 'હાથમાંથી રૂપવંતી છટકીને આવી હતી. એ વખત પોતાની ધારણામાં રાજા નિષ્ફળ ગયો હતો તેથી આ ત્રિજી વખતે રાજાએ યુકિતથી રૂપવંતીને તેડાવી ફસાવી હશે એમ તેને મજબૂત શક ગયો. પોતાનું જૂઠું નામ દઇ માનાંડોશીએ રૂપવંતીને છેતરી એ તેને ઘણું લાગ્યું. માનાંડોશીની પાસે જઈ તજવીજ કરવા કરતાં પાધરૂં રાજમેહેલ તરફ જવું અને બારીકીથી તપાસ કરવી એ તેને વધારે દુરસ્ત લાગવાથી તે તુરતજ ક્રોધના આવેશમાં રાજાના બંગલા તરફ ચાલ્યો. રાજાની સાથે યુદ્ધ મચાવી મરવા સુધીના વિચારોએ તેના પર હુમલો કર્યો હતો. મારવું કે મરવું એજ તેનો આ વખતનો સિદ્ધાંત હતો. જે વખતે ચતુસિંહ રાજાના બંગલા નજીક આવી પહોંચ્યો તે વખતે તેણે કેટલાએક સિપાઇઓને સુતેલા દીઠા.

કેટલાકની તલવારો કમરથી છૂટેલી પડી હતી, કેટલાકની તલવારો ભીંત સાથે ઉભાં રાખેલી. હતી અને કેટલાકની ઢાલો ખીંટી સાથે વળગાડેલી હતી. સઘળા સિપાઇઓ બેભાન અવસ્થાગાં આવી પડયા હતા. આ વખતે જો સિપાઈઓ જાગૃત અવસ્થામાં હોત તો ચતુરસિંહને બંગલા ઉપર જવું મુશીબત ભરેલું થાત. પણ આ વખત તેને અટકાવનાર કોઇ નહીં હોવાથી તે એકદમ બંગલા ઉપર ચડી ગયો. ચોતરફ તપાસ કરતાં રાજા એક પલંગ ઉપર બેભાન અવસ્થાગાં પડેલો તેની દ્રષ્ટિએ પડયો. તેની નજીક જઇ જોયું તો મદિરા વગરના ખાલી સીસા અને ઠાલા ટોપલાઓ પડેલા દીઠા. રૂપવંતી કોઈ જગ્યોએ ત્યાં જોવાગાં આવી નહીં, તેથી તેણે ધાર્યું કે આ વખતે પણ તે રાજાને છેતરીને ચાલી ગઇ હશે. આ સમયે રાજાની ઘાત કરવાનો ચતુરસિંહનો વિચાર ફરી ગયો. "હજાર મરજો પણ હજારનો પાળનાર મરશો નહીં" એ કહેવત આ વખતે તેને યાદ આવી. અને એ કહેવતે તેના વિચારમાં ફેરફાર કરી નાખ્યો. રાજાની ઘાત કરવાનું માંડી વાળી તેનાં અવિચારી કામની એક અગ્રગ એંધાણી રાખવા માટે તેના નાકની અણી કાપી લઇ ત્યાંથી એકદમ પોતાને ઘેર આવી પોંતાનો સામાન ગાડીમાં ભરી આ શેહેર છોડી બીજા ગામ તરફ તે ત્વરાથી નીકળી પડયો. રૂપવંતી ક્યાં ગઇ તે તેના જાણવામાં નહોતું તેથી જૂદાં જૂદાં શેહેરોમાં મુકામ કરતો આગળ ચાલવા લાગ્યો. રૂપવંતીના પ્રીતિપાશથી બંધાએલો ચતુરસિંહ

તેના વિયોગથી અતિ ખેદ પામવા લાગ્યો.

**प्रीणातियःसुचरितैःपितरंसपुत्रो.**
**यद्भर्तुरेवहितमिच्छतितत्कलत्रं**
**तन्मित्रमापदिसुखेचसमक्रियंयत्**
**एतत्त्रयंजगतिपूण्यकृतालभंते॥**

અર્થ—જે સારાં આચરણથી પોતાના પિતાને પ્રસન્ન કરેછે તે પુત્ર, જે ધણીનું હિત ઇચ્છેછે તે સ્ત્રી, અને જે આપત્તિ અને સુખમાં સરખો રહે તે મિત્ર, એમ છે ત્યારે રૂપવંતી સાથે પ્રીતિ રાખવી એમાં કાંઇ નવાઇ નથી. રૂપવંતીને શોધવા સારૂ ગામે ગામમાં મુકામ રાખવો પડતો હતો.

લંપટ રાજાને જે વખતે ભાન આવ્યું તે વખતે તેના નાકે બળવા લાગ્યું તેથી તેણે ત્યાં હાથ ફેરવ્યો તો હાથ લોહીઆળો થયો. તરત તેને માલમ પડયું કે કોઈ મારા નાકને થોડું નુકશાન કરી ગયું છે. એથી તેને અતિશય ખેદ થયો. આ સાડા ત્રણ મણની કાયામાં નાનું સરખું નાક સર્વોપરિ સત્તા ભોગવે છે. જેનું નાક ગયું તેનું સર્વે ગયું. કહેવત છે કે “ માથાનું માથું જાજો પણ નવટાંકનું નાક જશો નહીં” હવે લોકોને મોં શું બતાવવું? તેનો ઘણો વિચાર થવા લાગ્યો. આ કામ નક્કી રૂપવંતીનું જ હશે એમ તેને લાગ્યું પણ તેનું વેર વાળવાનું હવે શી રીતે બની શકે? “ચોરની મા કોઠીમાં મોઢું ઘાલીને રૂએ” એ પ્રમાણે વ્યભિ-

ચારી રાજાને વ્યભિચારનાં માઠાં ફળને માટે અતિશય પ-સ્તાવો થવા લાગ્યો. પોતાની મૂરખાઈ ઉપર આ વખતે તેને ઘણું લાગી આવ્યું પણ શું કરે? "જ્યારે માથામાં લાગે ત્યારે સમજવાથી શું લાભ?" ભૂંડા કર્મનો તેવોજ બદલો મળ્યા વગર રહેતો નથી. પોતાના ખાનગી માણસને હકીકત જણાવી પોતે આજારી છે માટે કોઇની મુલાકાત લેશે નહીં! એવી ગામમાં ખબર ફેલાવી.

ચતુરસિંહ ઠાકોર પોતાના ગાડીવાન સાથે રૂપવંતીની શોધમાં નીકળી પડયો. ગામે ગામ અને ઠેકાણે ઠેકાણે રૂપવંતીની શોધ કરે પણ કોઇ જગ્યોએ પત્તો લાગે નહીં. આ પ્રમાણે થવાથી ચતુરસિંહ ઘણોજ અકળાયો, અને તેના મનમાં તરેહવાર તર્ક વિતર્ક થવા લાગ્યા. આગળ ચાલતાં એક મોટું શેહેર તેના જોવામાં આવ્યું, ત્યાં તેણે મુકામ કરવાનો વિચાર કર્યો. તપાસ કરતાં માલમ પડયું કે આ શેહેર કોઈ દેશી રાજાનું છે, તેથી ચતુરસિંહે થોડા દિવસ ત્યાં રહેવાનો નિશ્ચય કર્યો. લાયક માણસ કોઇ જગ્યોએ ગુપ્ત રહી શકતો નથી, કેમકે તે પોતાના ગુણથીજ પ્રસિદ્ધ થાયછે.

अष्टौगुणाःपूरुषंदीपयंति,
प्रज्ञाचकौल्यचदमःश्रुतंच ।
पराक्रमश्चावहुभाषिताच,
दानंयथाशक्तिकृतज्ञताच ॥

અર્થ—સારી બુદ્ધિ, ઉત્કૃષ્ટ કૂળ, ઇન્દ્રિયોનો નિગ્રહ, શાસ્ત્રાદિકનું શ્રવણ, પરાક્રમ, થોડું બોલવું, યથાશક્તિ દાન અને કરેલા ઉપકારનું જાણવા પણું એ આઠ પ્રકારના ગુણો માણસને શોભાવે છે.

ગુણવાન માણસ પોતાના ગુણથી ગમે તે ઠેકાણે માન મેળવી શકેછે. વાદળાંના ઢાંક્યાથી સૂર્ય જેમ ગુપ્ત રહી શકતો નથી. તેમજ ગુણવાન માણસ દુર્જનના છુપાવવાથી ગુપ્ત રહેતો નથી. મોટી રાજ સભાઓમાં ગુણવાન મનુષ્યો પોતાનો પ્રભા પૂર્ણ રીતે પ્રકાશિત કરે છે.

ચતુરસિંહ ઠાકોર દરબારની ડેલી પાસેથી ભર બજાર વચ્ચે થઇ શેહેરના બીજા છેડા ઉપર જવા નીકળ્યો. અજાણ્યો તેથી ગમે તે ઠેકાણે જઇ રહેવાનો વિચાર હતો. જે વખતે દરબારની ડેલી નજીક ચતુરસિંહનું શિઘરામ આવ્યું તે વખતે દેવડીના સિપાઈએ શિઘરામ ડેલામાં હંકાવ્યું. ચતુરસિંહે એમ કરવાનું કારણ પૂછ્યું ત્યારે સિપાઇએ કહ્યું—મેહેરબાન સાહેબ, આ શેહેરમાં હરકોઈ નવો માણસ આવે તે અમારા શેહેરના કોઇ પણ જાણીતા માણસની ઓળખાણ આપ્યા શિવાય શેહેરના કોઈ પણ ભાગમાં રહી શકે નહીં; એવો અમારા દબાર સાહેબનો હુકમ છે. આપને આ ગામના કોઇ રહેનારની ઓળખાણ આપવી પડશે. અને જો કોઈની સાથે ઓળખાણ નહીં હોયતો આ નગર છોડી બીજે ગામ જવાની આપને જરૂર પડશે. પણ જે માણસોને રાજા જાતે જોઇ શેહેરમાં રહેવાની રજા આપે છે તેઓની ઓળખાણ અમે માગતા નથી. ચતુરસિંહ ઠાકોરે રાજાની

પાસે જવાની ખુશી બતાવી કારણકે આ શેહેરમાં તેને કોઇની સાથે ઓળખાણ નહોતી. ચતુરસિંહે વિચાર્યું કે જેમ જૂદા જૂદા રાજાઓને જૂદા જૂદા રીવાજ પસંદ હોય છે તેમ આ રાજાને આ રીવાજ દુરસ્ત લાગ્યો હશે. ચતુરસિંહે ઘણી ખુશીથી શિઘરાગમાંથી ઉતરી રાજાના બંગલા ઉપર ચડવા માંડયું. સિપાઇએ દસ્તુર મુજબ રાજાને ખબર પહોંચાડી, પછી ચતુરસિંહ રાજાની સમક્ષ જઈ રીતસર સલામ કરીને બેઠો. ચતુરસિંહનો મનહર ચેહેરો અને તેની બેસવાની રીત જોઇ સઘળું કચેરી મંડળ ખુશ ખુશ થઈ ગયું. અને તે કોણ છે, તે જાણવાની સૌની ઇન્તેજારી વધી. એટલામાં એક અજાયબ જેવો બનાવ બન્યો એક મહા તેજસ્વી અપ્સરા સરખી સ્ત્રી, રાજાની સમક્ષ આવી ઉભી રહી. થોડીજ વાર પહેલાં આખી કચેરી મંડળનું મન ચતુરસિંહમાં ચોંટેલું હતું તે હવે આ દેવાંગના સરખી સ્ત્રીમાં આકર્ષાયું. તેના પુર્ણીમાના ચંદ્ર સરખા સુશોભિત મુખારવિંદમાંથી અમૃત સરખાં મિષ્ટ વચનો ક્યારે બહાર પડશે તેની આતુરતા રાખનાર કચેરી મંડળમાં સર્વ સ્થળે અધિરાઈ વધતી ચાલી. કારણ કે સ્ત્રી જાતિ જાતેજ મન મોહક છે. તેની ભૃકુટી જાણે કામદેવના બાણ જેવી છે અને વળી પુરૂષોને વિહ્વળ કરવા અથવા તેમની આતુરતા વરધાવાના દ્રઢ નિયમો સ્ત્રીઓને સર્વજ્ઞ પરમેશ્વર તરફથી બક્ષિસ મળેલા છે. એવી ચંચળ વૃત્તિ કરાવનાર સ્ત્રી જાતિમાં પણ આ સુંદર નવ યોવના પદ્મણી સરખી સુરેખા જોઇને કચેરીના

જનોની આતુરતા વધે તેમાં નવાઇ જેવું નહોતું. થોડી વાર રહીને તે બાઇએ આ પ્રમાણે કહ્યું— "શ્રીમંત મહારાજાધિરાજ, હું જૂદા જૂદા રાજ્યોમાં ફરી તેમની સભાઓને જીતી દરેક રાજા પાસેથી એકેક સોનાનું પુતળું મારી જીતની નિશાની દાખલ લઉછું. એવાં અગિઆર પુતળાં હું મારી સાથે લાવીછું અને બારમું પુતળું આપની પાસેથી મેળવવાની આશાથી આવીછું. મારા સવાલના યથાસ્થિત ઉત્તર આપવા આપની સભામાંથી ગમે તે પુરૂષની નિમણુક કરો. તે મારા પ્રશ્નના ઉત્તર ન આપી શકે તો મને સોનાનું પુતળું આપો અને જો તે મને જીતે તો મારી પાસેનાં અગિઆરે પુતળાં આપને સોંપી મારે રસ્તે ચાલીજાઉં. મારા પ્રશ્નના ઉત્તરો વિદ્વાન વર્ગના સભાસદથી આપી શકાય તેવા નથી પણ તર્કબાજ માણસથી આપી શકાય તેવા છે, માટે સત્વર શોધી કાઢો એવા આપની સભાના કોઇ સભાસદને કે તે મારા સવાલના યોગ્ય જવાબ આપે. અને તેમ થવું મુશ્કેલ હોયતો મને સત્વર સોનાનું પુતળું આપો કે તે લઇ હું મારે રસ્તે પડું. મારે સવાલ પૂછવાની જરૂર નથી. મારે તો પુતળાંની જરૂરછે. આવાં વચન સાંભળી કચેરી મંડળ મોટા વિચારમાં પડયું. કારણકે વિદ્વાન વર્ગથી ઉત્તર આપીશકાય તેમ નથી એમ તે સ્ત્રીએ પ્રથમથી કહ્યું હતું. એ બાબત મોટી ભાંજગડ થવા લાગી. સવાલના જવાબ આપવાને માટે કોણ તૈયાર થાયછે તે નક્કી કરવા માટે રાજાએ પોતાની કચેરીમાં બીડું ફેરવ્યું. કચેરીમાં બેઠેલા માણસોમાંથી કોઇ

ની હિંમત ચાલી નહીં. કેમકે તે સવાલ કેવાછે તે કોઇના કળવામાં પણ નહોતું. જ્યારે કચેરી મંડળમાંથી કોઈએ તે સવાલના ઉત્તર આપવા હિંમત ધરી નહીં ત્યારે રાજા નિરાશ થયો અને પુતળું આપવું કે નહીં તેના વિચારમાં પડ્યો. છેવટે પોતાની કચેરી મૂકીને બહારના ભાગમાં એટલે જ્યાં ચતુરસિંહ વગેરે પરદેશી માણસો બેઠેલા હતા ત્યાં બીડું ફેરવવાનો હુકમ કર્યો. જે વખત બીડું ફરતું ફરતું ચતુરસિંહ પાસે આવ્યું, તે વખતે તેણે ઘણા આનંદથી સ્વીકાર્યું, તેથી આખું કચેરી મંડળ ઉભું થયું અને હર્ષની તાળીઓ પાડી. પછી ચતુરસિંહને એક મોટા આસન ઉપર રાજ્યાસન પાસે બેસાડ્યા. સઘળું કચેરી મંડળ પાછું ચતુરસિંહને ટીકી ટીકીને જોવા લાગ્યું. કારણ કે આવા અગત્યના કામમાં તે અચ્છો મદદગાર થઇ પડશે એમ સર્વને લાગ્યું. પછી પેલી સ્ત્રીને સવાલ પૂછવાની રજા આપવાથી તે ઘણી ખુશીથી બોલી કે—

મારો પેહેલો સવાલ એ છે કે–હું એક વખત એક ગામથી બીજે ગામ જવા નીકળી હતી, તેવામાં એક પુરૂષ પોતાના પોઠીઆ ઉપર કાંઈ માલ નાખી ચાલ્યો આવતો હતો. થોડે આવતાં રસ્તામાં એક નદી આવી તેથી પેલો પુરૂષ પોતાના પોઠીઆ ઉપર ચડી બેઠો અને નદીને પેલે પાર જવા તૈયાર થયો. હું પણ તે નદિને કિનારેજ ઉભી હતી. પેલા પોઠીઆને નદીમાં ચલાવ્યો તે થોડે દૂર ગયો એટલામાં એક ખાડો આવ્યો તેમાં પેલો પોઠીઓ એટલો ડુબી

ગયો કે ઉપર બેસનારનું એકલું ડોકુંજ દેખાતું હતું. એ-વામાં અકસ્માત અગ્નિ પ્રગટ થયો તેથી તે ઘોડીઓ તથા તેની ઉપર બેસનાર માણસ, બન્ને નદીનવચ્ચે બળી મુઆ એ વાત શી રીતે બની હશે ?

આ સવાલ સાંભળી સઘળું કચેરી મંડળ હસી પ-ડયું. અને કહેવા લાગ્યું કે—એ વાત અસંભવિત છે. પાણીમાં કદી આગ થાયજ નહીં, માટે એ આદમી તથા ઘોડીઓ બળી મરવા ન જોઇએ. કદાપિ તેમાં ડૂબી મર-વાનું કહો તો અમે કબૂલ કરીએ. પણ પાણીમાં બળી મ-રવાની વાત કહોછો તે તદન ખોટી સમજાય છે.

આખી કચેરી મંડળનો અભિપ્રાય આ સ્ત્રીના સવા-લની વિરૂધ્ધ હતો. અને તે વાત તદન ખોટીછે એવી વાત સાંભળનારાઓમાં ચાલવા લાગી. કચેરીના માણસો પોત પોતાને જેમ સૂઝે તેમ બોલવા લાગ્યા. કોઇ કહે, આવા જૂઠા સવાલો પૂછી સોનાનાં પુતળાં બીજા રાજાઓ પાસેથી પડાવ્યાં હશે પણ આ રાજા કાંઇ દીવાનો નથી કે આવી ખોટી વિદ્વતામાં હાર્યો ગણાઇ પુતળું આપી દે. બીજો કહે, અરે ભાઈ ! આ સવાલમાં કોણ જાણે શું એ ગુઢાર્થ ર-હ્યો હશે ! કદાપિ સઘળું જૂઠું હોય તો પુતળાં આપનારા શું અગિઆરે રાજા મૂર્ખ હશે ! ત્રીજો કહે, ભાઇઓ, તમે શું જાણો ? કેટલાકે તો તેના સવાલ કેવાછે તે પણ ન પૂ-છતાં ઉત્તર આપી શકાશે નહીં એમ ધારી પુતળાં આપ્યાં હશે તો આપણને ક્યાં ખબરછે ? એ પ્રમાણે સર્વ માણસો

પોતાને ગમે તેમ વાતો કરવા લાગ્યા. આખી કચેરીમાં ગરબડાટ થઇ રહ્યો. એટલે ચતુરસિંહ બોલ્યો ભાઇઓ, સાંભળો ! ચતુરસિંહના મુખમાંથી માત્ર આટલું વચન નીકળતાંજ સર્વ શાંત થઇ ગયા. ગડબડાટ સઘળો બંધ પડી ગયો અને ચતુરસિંહ શું બોલે છે તે જાણવાની ઉત્કંઠાથી સઘળા માણસો તેના મોં સામું જોઇને બેઠા.

ચતુરસિંહ બોલ્યો—આ સ્ત્રીએ પૂછેલો સવાલ સર્વ કચેરી મંડળને જૂઠા જેવો જણાયછે, પણ મારો મત તેમ નથી. મારા મત પ્રમાણે તો તેણે પૂછેલો સવાલ ખરો છે. અને તેનો વાસ્તવિક ઉત્તર આપવાને હું તૈયારછું. એ ઉત્તર એજ કે—પેલા પોઠીઆના માલિકે તે પોઠીઆ ઉપર જે માલ લાધેલો હતો તે કળીચૂનો હતો. જ્યારે કળીચૂનો પાણી સાથે મળેછે ત્યારે તે ફૂટેછે, અને એટલો અગ્નિ પ્રદિપ્ત થાયછે કે તેના ઝપાટામાં આવેલા પ્રાણીનો જીવલેછે તેજ પ્રમાણે થવાથી ઉપર લખેલો પોઠીઓ તથા આદમી બળી મુઆ. આ ઉત્તર બરાબર છે એમ તે બાઇએ ખુશીથી કબલ કર્યું તેથી સઘળા કચેરી મંડળે હર્ષની તાળીઓ પાડી, અને રાજાનો જય થયો જાણી સર્વ જણે આનંદનો પોકાર કર્યો.

પ્રિય વાંચનાર, આ ઉપરથી તું એમ સમજીશ નહીં કે ફકત આ એકજ પ્રશ્નના ઉત્તરથી પેલી સ્ત્રી હારી ચૂકી અને ચતુરસિંહની જીત થઇ. કેમકે આ કાંઇ છેલ્લો પ્રશ્ન નહોતો. બીજા સવાલો હજુ બાકીજ રહેલા હતા. આ પે-

હેલા પ્રશ્નનો પ્રત્યુત્તર ખરો પડયો પણ હજી પાછળના પ્રશ્નમાં ચતુરસિંહ હારે તો આ જીતનો સવાલ પણ હાર્યાની પંક્તિમાં ગણાઈ જાય તેમ હતું તેથી પેલી સ્ત્રી કે ચતુરસિંહના મનમાં કાંઈ જાણવા જેવો હર્ષ શોક થયો નહીં. પોતાની હાર જીતનો આધાર હજુ પછવાડે છે એમ તે બન્ને જણ સારી પેઠે જાણતાં હતાં.

૨. હું એક વખત એક ગામથી બીજે ગામ જવા નીકળી હતી, એવામાં રસ્તે ચાલતાં એક વાડી આવી તેમાં કોશ વેહતો હતો તેમાંથી પાણી પી આગળ ચાલવા માંડયું. થોડે દૂર આવી એટલામાં એક સુશોભિત પીપળો મારી નજરે પડયો, મેં નિહાળીને જોયું તો તે પીપળો આશરે ચાળીશ ફીટ ઉંચો હતો પણ અજાયબી ભરેલી એ વાત હતી કે—એક બકરી તે પીપળા પાસે ઉભી ઉભી ટોચનાં પાંદડાં ખાતી હતી. આ બકરીએ પોતાના પાછલા પગ ભોંય ઉપર રાખ્યા હતા અને આગલા પગ પીપળાની ટોચની ડાળીઓમાં ભરાવ્યા હતા. એ કેમ બને ?

જે વખતે આ સવાલ કચેરીમાં બીરાજેલા માણસોએ સાંભળ્યો તે વખતે તેમના મનમાં ઘણી અજાયબી ઉત્પન્ન થઈ. પણ આ વખતે પેહેલા સવાલની પેઠે કોઈએ પોતાનો મત આપ્યો નહીં પણ સૌ એક પગા થઈને ચતુરસિંહ શું જવાબ આપે છે તે સાંભળવાને ટાંપી રહ્યા. એટલે ચતુરસિંહ પોતાની તરફનો જવાબ આપવાને તત્પર થયો. અને આ પ્રમાણે બોલ્યો—ચાળીસ ફીટ ઉંચા પી

પળાનાં પાંદડાં બકરી બે પગ ભોંય અને બે પગ પીપળાના માથા ઉપર રાખી ખાતી હતી તે પીપળો એક અવાવરૂ કુવાની અંદર ઉગેલો હતો અને તે છેક કુવાના કાંઠા સુધી આવેલો હતો. તેની ટોચનો ભાગ કુવાનાકાંઠા ઉપર ઝુલતો પડતો એક હાથને આશરે ઉંચો હતો. તેનાં કુમળાં પાંદડાં પેલી બકરી કુવાનાકાંઠા ઉપર ઉભી રહીને ખાતી હતી. પોતાના પાછલા પગ કુવાનાકાંઠા ઉપર અને આગલા પગ પીપળાના માથા ઉપર રાખ્યા હતા. એ પ્રમાણે હોવાથી બકરીને કશી અડચણ આવતી નહોતી. આ ઉત્તર પણ પેલી સ્ત્રીએ માન્ય રાખવાથી સભાસદોમાં ઘણો હર્ષ વ્યાપી રહ્યો.

૩ એક પુરૂષ ઉંટ ઉપર સ્વાર થઇ ગામ બહાર ચાલ્યો જતો હતો તેને શેહેરમાંથી એક કૂતરે કરડયો. એ શી રીતે બન્યું હશે?

ચતુરસિંહ બોલ્યો—એમ બનવું એ કાંઈ મુસ્કેલ નથી. પેલો પુરૂષ પોતાનો ઉંટ શેહેરની બહાર પણ ગઢની રાંગે રાંગે ચલાવતો હતો તેથી ગઢ ઉપર બેઠેલા કૂતરાએ તેને બચકું ભર્યું હશે.

૪ એક ડોશી દાતરડાવતી ઘાસ કાપતી હતી તે દાતરડું પડી જવાથી એજ ડોશીનું નાક કપાઇ ગયું. એ કેવી રીતે બન્યું? આ સાંભળી સઘળું કચેરી મંડળ હસવા લાગ્યું.

ચતુરસિંહે કહ્યું—એ વાત ખરીછે. ડોશી એક નેહેરુમાંથી ઘાસ કાપતી હતી તે નેહેરું ઘણું ઉંડું હતું. અને તેની ઉંચી ભેખડપરથી ઘાસ કાપતાંહાથમાંનું દાતરડું સ-

રી ગયું તે નાક ઉપર આવવાથી નાક કપાઈ ગયું. આ વાત સાંભળી સઘળું કચેરી મંડળ ખુશી થયું અને હર્ષની તાળીઓ પાડી.

૫ હું એક વખત મુસાફરી કરતાં ચાલી આવતી હતી તેવામાં એક નદી મારી નજરે પડી. ચોમાસાની રૂતુ હોવાથી નદીમાં પૂર આવેલું હતુ. હું નદીને કાંઠે આવીને ઉભી રહી તેવામાં એક છીપર નદીમાં તરતી આવતી મેં જોઇ. આ છીપર આશરે દશ મણ તોલમાં હશે. આ જબરી છીપર નદીમાં તણાતી અને તરતી મેં મારી નજરે જોઈ હતી. એમ કેમ બન્યું હશે? એનું કારણ કહી શકશો?

આ સવાલ સાંભળી કચેરીમાં બેઠેલા તમામ ઘણાજ હસવા અને બોલવા લાગ્યા કે—દશ મણની મોટી છીપર પાણી ઉપર તરતી જોઇ એ તો અતિશય અજાયબની વાત છે. અમે તો કદીએ પાશેરનો પણ પથરો તરતાં દીઠો નથી. તો દશ મણની છીપર તરતાં કયાંથી દીઠી હોય! આપણા પુરાણોમાં લખ્યું છે કે—જ્યારે રામચદ્રજીએ રાવણને મારવા સારૂ લંકા ઉપર ચડાઈ કરી તે દિવસે આપણા મહાવીર રામચંદ્રજીએ પોતાના ડુંગરોને તાર્યા હતા. આ બાઇએ પણ દસ મણની છીપર રામાવતારમાં તરતાં દીઠા હશે. અથવા તો તેણે પુરાણમાંથી વાત સાંભળી હશે. કોઈ કહે, અરે ભાઇ! આપણને તો સઘળી વાતો ખોટી લાગે છે પણ ચતુરસિંહ તેને સાચી કરી આપેછે તેજ પ્રમાણે આ વાત પણ સાચી કરશેતો આપણને કયાં ખબર છે! કોઈ કહે સઘળી

વાત સાચી થઇ પણ ક્યાંઈ પથ્થર તર્યા દેખ્યા છે! જરા મનમાંતો વિચાર કરતા હોતો જણાય "કહેનાર દીવાના ઓર સુણનાર બી દીવાના" વાતપર જરા વિચાર કરો. આવી અસંભવિત વાત હુંતો માની શકતો નથી. તમને સાચી લાગતી હોય તો તમે જાણો.

ચતુરસિંહ બોલ્યો—ભાઇઓ, સાભળો. (સર્વ ચુપ થઇ ગયા.) જે છીપર નદીમાં તરતી જતી હતી તે દશ મણની હશે તે વાત માનવાને હું જરા પણ ના પાડતો નથી. પાશેરનો પથરો પાણીમાં તરી શકે નહીં એ વાત સર્વના જાણવામાં છેજ, પણ આ છીપર તરવાનું કારણ એજ હશે કે—તેની નીચે તુબડાંના વેલા ઉગેલા હશે અને તુંબડા પણ ઉગી ગયેલાં હશે. વેલા આખી છીપરને વીંટાઇ રહી તેને દૃઢ રીતે વળગી રહેલા અને એ તુંબડાં છીપરની નીચે હોવાથી આ છીપર તરતી હશેજ. આ વાત સાંભળી સઘળા માણસો છક થઇ ગયા.

પછી તે બાઈ બોલી કે-મારે હવે વધારે સવાલો પૂછવાની અપેક્ષા નથી. આ પુરૂષ મને જીત્યો છે અને તેથી આ સઘળાં પુતળાંનો માલીક પણ તેજ છે. આ પ્રમાણે કહી પોતાની પાસેનાં સઘળાં પુંતળાં ચતુરસિંહને સ્વાધિન કર્યાં. ચતુરસિંહે તે પુતળાં ત્યાંના રાજાને હવાલે કર્યાં. રાજાએ પોતાની અનહદ ખુશાલી બતાવી અને પોતાની જીત કરી આપનાર ચતુરસિંહને, પરોણા તરીકે થોડા દિવસ પોતાને ત્યાં રહેવાની વિનતિ કરી, રાજાના અતિ આગ્રહને લીધે ચતુરસિંહે તેમની

માગણી માન્ય કરી. તેથી તે બન્નેને એક ઇલાયદા મેહેલમાં ઉતારો આપ્યો.

પ્રીય વાંચનાર! પેલી સવાલ પૂછનાર બાઈ કોણ હતી તે તો તમારા જાણવામાં આવ્યું હશે. એ બાઇ ચતુરસિંહની પ્યારી પત્ની રૂપવંતીહતી. તે પેલા વ્યભિચારી રાજા પાસેથી નાઠા પછી ચતુરસિંહની શોધમાં ફરતી હતી. આવા ઉપાય વિના વખતે બીજી કોઇ જગ્યોએ ફસાઈ જવું પડે માટેજ તેણે આ યુક્તિ કામે લગાડી હતી. અને તેથીજ ચતુરસિંહનો મેળાપ થયો. એમ થવાથી દંપતિના હર્ષનો પાર રહ્યો નહીં. રૂપવંતી ચતુરસિંહની અર્ધાંગના છે એવી ખબર જ્યારે તે ગાગના રાજાને મળી ત્યારે તે પણ અતિશય આનંદ પામ્યો. અને તેઓને એક અઠવાડીયા સુધી પોતાને ત્યાં પરોણા તરીકે રાખીને અતિશય પ્રેમ બતાવ્યો. ચતુરસિંહની સાથે તેણે તે દિવસથી મિત્રતા જોડી. ચતુરસિંહની સઘળી વિતક વાત જાણી તેનું હૃદય હર્ષ શોક મિશ્રીત થયું. કારણ કે તેને માથે અણધારેલી આફતો આવી પડી અને અનેક પ્રકારના વિકટ કષ્ટો સહન કર્યા તેને માટે શોક, અને ગમે તેવા સંકટના સમયમાં પણ ધીરજ નહીં છોડતાં પોતાનો શુભ પ્રયાસ જારી રાખી અંતે પોતાના ધારેલા વિચારને પાર પાડવા પેરવી કરી સુખ સાધન મેળવી લીધાં તેથી હર્ષથયો થોડી મુદતમાં બન્ને મિત્રો વચ્ચે પ્રીતિની ગાંઠ મજબૂત બંધાઈ ગઇ. પછી ચતુરસિંહે પોતાના ઘર તરફ જવા તૈયારી કરવા માંડી તેથી તેનો પ્રિયમિત્ર ચંદ્ર-

સિંહ ઘણો નાખુશ થયો. આવા અક્કલવંત ચતુરસિંહથી છૂટા પડવાનું તેને ઠીક લાગ્યું નહીં. પણ શું કરે? લાંબી મુદતથયાં ઘેરથી નીકળેલો ચતુરસિંહ તેનાં માતપિતાને ન મળે એ યોગ્ય નહીં, એમ વિચારી પોતે પણ તેની સાથે નિશ્ચય કર્યો. મોટા દબદબા ભરેલો દરબારભરી તે વચ્ચે ચંદ્રસિંહે, ચતુરસિંહનો ઉપકાર માન્યો.અને લંબાણથી જણાવ્યું કે—હોશિઆર રૂપવંતીના તર્કબાજ સવાલોનો ઘટતો ઉત્તર આપી મારી આબરૂ વધારી, તેનો ઘટતો બદલો આપવાને હું સમર્થ નથી. તોપણ "ફુલ નહીં તો ફુલની પાંખડી" તેમ માત્ર મારા તરફનો કાંઇક પ્રેમ બતાવવાની નિશાની તરીકે વસ્ત્રાલંકારાદિ નજીવી ભેઠ આપુંછું તે ચતુરસિંહ ખુશીથી સ્વિકારશે તો મને પરમ સંતોષ થશે. ચતુરસિંહે મોટા આભારની સાથે અંગિકાર કર્યું. પછી બન્ને મિત્રો લાવલશ્કર લઇ ચંદ્રાવતી નગરી તરફ જવા નીકળ્યા.

રંગમતી શેહેરની ભાગોળે ભારે ગરબડ થઈ રહી હતી. કેટલાએક ઘોડે સ્વારો હથિઆર બંધ સજ્જ થઇ રહેલા હતા. કેટલાક પાળા પોતાના હાથમાં ચળકતી ખુલ્લી તરવાર લઇ ઉભા હતા. કેટલાક હાથીઓ પોતાના હોદ્દા સહિત લશ્કરમાં ઉભેલા પોતાની સુંઢો વડે પૃથ્વી પર પડેલા પથરા વગેરે ફેંકતા હતા. કેટલાક બંદુકવાળા જુવાનોની ટુકડી તે લશ્કરના મધ્ય ભાગે ઉભેલી હતી, તોપોના રેકળાને મોટા અને જોરાવર બળદો જોડયા હતા. તેની પાસે ચાર પાંચ સિપાઇઓ રોફદાર વેશથી ઉભેલા હતા. કેટલાંક ગાડાં અને

ઉંટપર લડાઇનો સરંજામ ભરેલો હતો. સઘળા માણસો શેહેર તરફ ટીકી ટીકીને જોતા હતા. આ વખતે ચતુરસિંહ પોતાના મિત્ર ચંદ્રસિંહ સાથે તેના નગરથી એક કોસ સુધી આવી પહોંચ્યો હતો. એવામાં લડાઈનો વાવટો ચડયો. શેહેરના દરવાજાતો અગાઉથીજ બંધ કરવામાં આવ્યા હતા. તપાસ કરતાં ગઢ ઉપર લસ્કર માલમ પડતું હતું. તોપોના અવાજ થયા. રણસિંગા ફુંકાવા લાગ્યાં. સરણાઇના સુસવાટ થયા. તોપોના હડુડાટ થવા લાગ્યા. થોડી વાર થતાં શેહેરના દરવાજા ઉઘાડવામાં આવ્યા. અને તેમાંથી રાજા રત્નસિંહ પોતાના થોડા માણસો સાથે સલાહનો વાવટો લઈને આવ્યો. અને પેલા બુઢ્ઢા રાજાના પગમાં પડી બોલ્યો—આપ મારા પર લસ્કર લઇ લડવા આવ્યા છો પણ આપની માગણી મુજબ હું કરી શકનાર નથી. હું આપનો ગુન્હેગાર નથી. મેં આપના દીકરાને માર્યો નથી. મને નાહક દુઃખ શામાટે દેવું જોઇએ? હું આપની સાથે લડવા સમર્થ નથી. બુઢ્ઢો રાજા રીસ ચડાવી બોલ્યો—જ્યાં સુધી તું મારો દીકરો તથા વહુ મને સોંપીશ નહીં ત્યાં સુધી હું તને જંપીને બેસવા દઇશ નહીં જો તારે લડવાનું સામર્થ્ય હોય તો લડવાને તૈયાર થા. અને તેમ નહીં તો તને બંધવા તરીકે પકડી જઇશું. જ્યારે આવી વાત ચાલતી હતી તેવામાં આણી તરફ ચતુરસિંહ તથા ચંદ્રસિંહ પોતાનાં લસ્કર સહિત ચાલ્યા આવતા હતા. ચતુરસિંહ જાણતોજ હતો કે આ શેહેર તેના સસરા—રત્નશિંહની રાજધાનીનું છે. રૂપવંતી

પોતાના બાપના શેહેરને જાણતી હોય તેમાં નવાઈ જેવું નથી. લશ્કરના ઘોડાઓની ચાલવાની ઝડપને લીધે અતિશય ધૂળ ઉડતી હતી. શેહેર નજીક આવ્યું એટલે ચંદ્રસિંહે પોતાના લશ્કરમાં નોબત વગાડવાનો હુકમ કર્યો. નોબત ગડગડવા લાગી, અને પલટણ બરાબર રીતસર ચાલવા લાગી. તેવામાં શેહેરની ભાગોળે પડેલા લશ્કરમાં ખળભળાટ થયો. દગોછે, દગોછે; એવો પોકાર થયો, તેથી સઘળા લશ્કરે તૈયારી કરી. સલાહ કરવા આવેલ રત્નસિંહ રાજાને અપરાધી ગણી કેદ કર્યો. તે બિચારે ઘણી આજિજી કરી પણ તે સર્વ મિથ્યા ગઇ. અને આ ચંદ્રસિંહનું લશ્કર રત્નસિંહની મદદે આવેછે એવું ધારી લડવાની તૈયારી કરી. લડાઇનો વાવટો ચડાવ્યો. આ તરફથી સેનાપતિએ ચંદ્રસિંહને ખબર આપી કે સામેનું લશ્કર લડાઇ કરવા તૈયાર થયુંછે. અને લડાઈનો વાવટો ચડાવ્યોછે. આપણે કેમ કરવું? ચંદ્રસિંહ તથા ચતુરસિંહ લડવાના હોંશીલા હતા. પણ કારણ વિના નાહક લડી મરવું તે તેઓને ઠીક લાગતું નહોતું. વિચાર કરી પોતાના એક જાસુસ મારફત લડાઇનું કારણ જાણવાનો યત્ન કર્યો. પોતાનું લશ્કર દૂર રાખી એક માણસને સામેના લશ્કરમાં મોકલ્યો. માણસે જઇ સેનાપતિને ખબર આપી, ત્યારે સેનાપતિએ જણાવ્યું કે—એ લશ્કરને અમે રત્નસિંહનું મદદનીશ ગણીએછીએ, માટેજ લડાઇ માગીએ છીએ. જાસુસે જણાવ્યું કે અમારે ને રત્નસિંહને કશો સંબંધ નથી. અમે તો વટેમાર્ગુ તરીકે ચાલ્યા જનારા છીએ.

તેમ છતાં જો લડવા મરજી હોય તો તૈયાર છીએ, એવું અમારો રાજા ચંદ્રસિંહ કહે છે. સેનાપતિએ કહ્યું કે—જો એ લશ્કર રત્નસિંહના કુમકે આવ્યું ન હોય તો અમારે લડવાની જરૂર નથી.

છપય.

રામાનું બળ રીસ, વિદ્વજનનું બળ વિદ્યા,
ક્રૂર તણું બળ કોપ, નીચ કેરૂં બળ નિંદા;
ગણિકાનું બળરૂપ, સંત બળ ક્ષમા સુહાવે,
અંગનું બળ આરોગ્ય, ધની બળ દ્રવ્ય કહાવે;
વળિ વ્યાઘ્રતણું બળ સત્વનત્વન, મોહ પ્રગટ બળપ્રેમનું
બાળકનું બળ હઠ પકડવી, નરપતિને બળસેનનું.

પણ હવે તમારા રાજાએ અમારા રાજા પાસે કસુંબો પીવા આવવું એવી માગણી કરીએછીએ.

જાસુસે આવી ખબર આપી તેથી ચતુરસિંહના સસરાને મદદ કરવા તેનો વિચાર થયો. પણ ચતુરસિંહે તેમ કરવાની ના પાડવાથી કસુંબો પીવા જવાની તૈયારી કરી. સઘળું લશ્કર પેલી છાવણી તરફ આવ્યું. છાવણીની વચ્ચે એક મોટો દરબાર ભરવામાં આવ્યો હતો. વચ્ચે એક મોટી બેઠકપર ઘરડો રાજા બેઠેલો હતો. તેની પાસે ચાર વાણિઆ અને બીજા અમીર ઉમરાવ બેઠેલા હતા. એક બાજુએ રત્નસિંહ રાજાને બંધવા તરીકે રાખેલો હતો. અને ફરતું મોટું લશ્કર વિંટળાઈ વળેલું હતું; જેવા ચતુરસિંહ, તથા ચંદ્રસિંહ લશ્કરમાં પેઠા તેવુંજ સઘળું કચેરી મંડ-

જ હતું થયું, અને રાજા તેઓને સામો લેવા ગયો. સઘળા માણસો શાંત થઇ બેઠા. અને બન્ને રાજકુમારો યોગ્ય રીતે સૌને મળ્યા. પેલા ચાર વાણિઆ બેઠેલા હતા તેમાંથી એક જલદીથી ઉઠી ચતુરસિંહને ભેટી પડયો. ચતુરસિંહે તેને ઘણી ઝડપથી ઓળખી કાઢયો. તેજ વખતે તે વાણિએ ફતેહ ફતેહની બૂમ મારી આખા લશ્કરમાં ફતેહ ફતેહ બોલાવા લાગી. થોડીવારે સૌ શાંત થયું. આટલા અરસામાં પેલા ચારે વાણિઆ તે રાજકુમારોને મળી ચૂક્યા હતા. ઉપરાંત તે બન્ને રાજકુમારો બુઢ્ઢા રાજાને ચરણે નમ્યા, અને સર્વ લશ્કરમા હર્ષ વ્યાપી રહ્યો. આ વખતે પેલો રત્નસિંહ જે તે બાંધવા તરીકે બેઠેલો હતો તે પણ અત્યંત ખુશી થવા લાગ્યો.

પ્રિય વાંચનાર ! આખા લશ્કરમાં હર્ષ થવાનું કારણ તમારા જાણવામાં આવ્યું હશે. એ કારણ એમ હતું કે પેલા ચાર વાણિઆ તે મંછારામ તથા તેનો બાપ અને ધનાશા તથા મનમોહન એ ચાર હતા. બુઢ્ઢા રાજા આપણા પ્યારા ચતુરસિંહના પિતા—રણજીતસિંહ હતા. તેઓ ઘણીજ વૃદ્ધાવસ્થાને પામ્યા હતા. રત્નસિંહને બંધવો કરવાનું કારણ પણ ચતુરસિંહજ હતો. કેમકે જ્યારે રત્નસિંહ ચતુરસિંહને કેદ કર્યો હતો ત્યારે તે ધનાશાનો નોકર હતો. અને મન મોહન સાથે રહેતો હતો. એ તો તમે આગળ વાંચ્યું છે. જ્યારે ચતુરસિંહને શૂળીએ ચડાવવાનું ઠરાવ્યું હતું ત્યારે ધનાશાએ રત્નસિંહને ઘણું નાણું આપવા માંડયું હતું

પણ તેણે કબૂલ રાખ્યું નહોતું. તેથી ધનાશાહે ચીડાઈને મહામેહેનતે મંછારામને શોધી તેની મારફતે રણજીતસિંહને ખબર આપ્યા હતા, અને રણજીતસિંહને જાતે સમજાવીને રંગમતિપર હલ્લો કરાવ્યો હતો, ચતુરસિંહને મારી નાખ્યો છે એવું ધારી રણજીતસિંહ રત્નસિંહ સાથે લડવાની તૈયારી કરી હતી, રત્નસિંહે કહ્યું કે—મેં ચતુરસિંહને માર્યો નથી પણ મારા કુંવરી પરણાવી તેને જીવતો જવા દીધો છે. પણ તે વાત રણજીતસિંહના માનવામાં આવી નહીં. એટલા માટેજ તેને બંધવા તરીકે રાખ્યો હતો. એવામાં ચતુરસિંહ આવી ચડયો તેથી સર્વે બેહદ આનંદ પામ્યા. રત્નસિંહને છોડાવી કચેરીમાં બેસાર્યો. પછી તે બહુજ પસ્તાવા લાગ્યો. કારણ કે તેણે ચતુરસિંહને દુઃખ દેવામાં કસર રાખી નહોતી. રત્નસિંહે. સઘળા લશ્કરને પોતાને ઘેર પરોણા તરીકે તેડયું. અને તેનો યોગ્ય બરદાસ કરી. રૂપવંતી પોતાને ઘેર આવી તેથી તે બહુજ આનંદ પામ્યો. સર્વને બે દિવસ રાખ્યા પછી જવાની રજા આપી. પોતે રૂપવંતીને પરણાવી ત્યારે કાંઇ કરિઆવર કર્યો નહોતો માટે આજે તેને હાથી, ઘોડા, રથ અને અનેક જાતનાં વસ્ત્રાલંકાર આપી ગાજતે વાજતે વિદાય કરી. પ્રિય વાંચનાર! આજે જાણે ચતુરસિંહ પરણ્યો હોય, જાણે રણજીતસિંહ તેની જાન જોડીને આવ્યા હોય, જાણે મંછારામ તેનો જાનૈયો થઇ આવ્યો હોય અને જાણે ચંદ્રસિંહ તેને પરણાવવાની અપેક્ષાથી આવ્યો હોય તેમ સર્વ મંડળ સાથેજ હતું. માત્ર એક લીલાવતી, ચતુરસિંહની માતા આ

વખતે હાજર નહોતાં. પણ તે હવે ઘેર મળશે. ત્યારે તેને કેટલો બધો સંતાપ થશે, તે વિચારવાનું વાંચનારનેજ સોંપીએ. છીએ.

જ્યારે રત્નસિંહ રાજા સર્વને વળાવી પાછો વળતો હતો તે વખતે મનમોહન તથા ધનોશા પણ સાથેજ હતા. આ વખતે ચતુરસિંહે પોતાના સસરાને પાસે બોલાવી ભલામણ કરી કે—આ ધનાશાએ તથા મનમોહને મારે વાસ્તે આપની વિરૂદ્ધ થઈ મારા પિતાને મળી લશ્કર આણ્યું તેથી આપ તેના પર ક્રોધ કરી કોઇ જાતનું નુકશાન કરશો તો તે મનેજ નુકશાન થયું એમ હું માનીશ. માટે તેઓને કોઇ પણ જાતની અડચણ ન થાય તે બાબત વધારે કાળજી રાખશો. રત્નસિંહ બોલ્યો—હવેથી હું તેમને કોઈપણ રીતે હેરાન કરવાનો વિચાર રાખતો નથી. અને આપને સંતોષ આપવા આજથી મનમોહનને હું મારા મુખ્ય દિવાનની જગ્યા આપીશ. આ વાત સાભળી ચતુરસિંહ બહુજ ખુશી થયો. અને તે વાત મનમોહને કહી પછીથી સર્વ જૂદા પડયા.

થોડા દિવસ થયા એટલે સઘળું લશ્કર ચંદ્રાવતી નગરીની નજદીકમાં આવી પહોંચ્યું. એક મૈલને છેટે આવેલા ચીમને બાગમાં ચતુરસિંહ. ચંદ્રસિંહ અને પોતાના થોડા માણસોને રાખીને રણજીસિંહ આનંદ ભેર પોતાના દરબારમાં ગયા. લોલાવતી અને બીજા દરબારી માણસોને ચતુરસિંહ આવ્યા. ખુશખબર આપ્યા, એ વાત એકપલકમાંઆખાશેહેરમાં

પ્રસરી ગઇ તેથી ત્યાં આનંદ આનંદ વ્યાપી રહ્યો. મહોલ્લે મહોલ્લે ચતુરસિંહ આવ્યા સંબંધી અને તેની હોસિઆરી સંબંધી અનેક પ્રકારની વાતો થતી હતી. શેહેરના શેઠ શાહુકારો પણ રાજકુમારને હોશિઆર થયો જાણી અત્યંત ખુશી થતા હતા. આ તરફ દરબારમાં એક ખાંનગી વિચાર થતો હતો, તે એજ કે મહારાજા રણજીતસિંહ હવે વૃધ્ધ થાય છે અને ચતુરસિંહ સઘળી વાતે હોશિઆર થઇ આવ્યો છે માટે તેને આજરોજ વાજતેગાજતે શેહેરમાં લાવી ગાદી ઉપર બેસાડવો. થોડા માણસોએ થોડા દિવસ પછી ગાદીએ બેસાડવાનો મત આપ્યો પણ ઘણા માણસોએ તુરત ગાદીપર બેસાડવાનો મત આપ્યો તેથી તે વિચાર મંજુર થયો.

સારૂ મહુરત જોઈ ગામમાંથી સામૈયું ચાલ્યું. આખા શેહેરમાં ચતુરસિંહને નિરખવા માટે માણસોની ઠઠ જામી હતી. થોડીવાર થતાં ચતુરસિંહ શેહેરમાં આવી પહોંચ્યો સઘળા શેહેરીઓ ચતુરસિંહને જોઇ પોતાની ખુસાલી જાહેર કરતા તથા પોતાની પાસેનાં ફૂલથી વધાવતા અને "ચતુરસિંહ કુમારનો જય થાઓ" એવો ખુશાલીનો અવાજ કહાડતા હતા. એમ કરતાં ચતુરસિંહ દરબારમાં આવી પહોંચ્યો. લીલાવતી માતાએ વર કન્યાને પોંખ્યાં, અને ગોર મહારાજે આસિર્વાદ આપ્યો. થોડીવાર થતાં ચતુરસિંહને ગાદીનશીન કરવાની વાત ચાલી. ચતુરસિંહે કહ્યું—હમણાં હું યોગ્ય નથી. હું આંહીની રીત ભાતથી હજી પૂર્ણ માહીતગાર નથી. વળી મારા પિતાજી હજી રાજ્ય ચાલાવી શકે તેમ છે. રણજીત-

સિંહે કહ્યું—મારી હવે વૃધ્ધાવસ્થા થઈ છે માટે તમારે હવે ગાદી પતિ થવું યોગ્ય છે. દેશો દેશ ફરી રાજા પ્રજાના હક જાણવા શીખ્યા છો તો હવે રાજ્યાસન પર બીરાજી રૈયતને સંતોષ પમાડો. એ બાબતમાં ચંદ્રસિંહ વગેરેએ ટેકો આપ્યો તેથી ચતુરસિંહે કબૂલ કર્યું.

દરબારમાં અમીર ઉમરાવો, શેઠ શાહુકારો અને બીજા સદ્ગ્રહસ્થોને નોતરવામાં આવ્યા હતા, તેથી કચેરી ભરચ્ચક લાગતી હતી. સર્વના મુખપર આનંદનો દેખાવ જણાતો હતો. એક મોટા સિંહાસન ઉપર મખમલની ગાદી તૈયાર કરેલી હતી, અને તેના ઉપર રેશમની ચાદર ઓછાડેલી હતી. થોડી વાર થતાં ચતુરસિંહ, રણજીતસિંહ, ચંદ્રસિંહ અને મંછારામ વગેરે ત્યાં આવી પહોંચ્યા. બીજા ત્રણ સિંહાસન તૈયાર રાખ્યાં હતાં, તેપર રણજીતસિંહ, ચતુરસિંહ અને ચંદ્રસિંહ બેઠા. આ વખત માણસોની ભારે ઠઠ જામી હતી. ગોર મહારાજ અને બીજા વિદ્વાન ભુદેવો પણ હાજર થયા હતા. ગોર મહારાજે વિધિ પૂર્વક ચતુરસિંહને રાજ્યાભિષેક કર્યો પછી બ્રાહ્મણોએ આશિર્વાદ આપ્યો. બ્હોળે હાથે કચેરીમાં સાકર વહેંચવામાં આવી. પછી ચતુરસિંહે "રાજાના ધર્મ" વિષે અસરકારક ભાષણ કર્યું, તે સાંભળી સઘળા માણસો અત્યંત ખુશી થયા અને હર્ષની તાળીઓ પાડી. ચતુરસિંહ રાજા થયો ત્યારે કારભારી પણ તેને અનુકુળ આવતોજ જોઇએ, માટે રણજીતસિંહના મતથી મંછારામને કારભારી નીમ્યો. તેણે પણ એક ભાષણ "પ્રજા ધર્મ" વિષે આપ્યું,

તે સાંભળીને શ્રોતાજનો આનંદ પામ્યા. ત્યાર બાદ રાજ કવિએ ઉભા થઇને રાજા વગેરેના ધર્મ સંબંધી રાજ્ય નીતિને લગતી કેટલીએક રસિક કવિતા વાંચી સંભળાવી તેમાંની થોડીક આ મતલબની હતી.

છપય.

સદન વિના સંતાન, તાન વિણ ગાન ઉચરવું,
બિના શૂર સૈમાન, માન વિણુ ભોજન કરવું;
વિના વૃક્ષ ઉદ્યાન, દાન વિણુ દાતા જેવો,
પ્રયાણુ વિના પ્રસ્થાન, સ્થાન વિણુ ગૃહસ્થ તેવો;
વળિ વિપ્ર વિના રૂદ્રાક્ષ જયગ, દ્રાક્ષ વિના મંડપ લતા,
શૈયા વિહાર વિણુ માનિની, નિતી વિના પુરનો પિતા; ૧

રાજા કેવો જોઈએ?

છપય.

વિશેષ વિદ્યાવાન, ધ્યાન ચો તરફ ધરેછે,
કદી ન કાચા કાન, માન મમતે ન મરેછે;
સજે ધટિત શ્રંગાર, સમયને શોભિત સારા,
પ્રજા હિતાર્થે પરમ, કરમ નિરમે છે ન્યારાં,
જેને નીરખીને દુષ્ટ જન, બ્હીતા ભાગે બારણે,
એવા ઉત્તમ અધિનાથના, વાર વાર જઉં વારણેં. ૨
પ્રભુએ પ્રભુતા આપિ, સર્વ પ્રાણીમાં સારી;
થવા યોગ્ય વાપરે, આપ બનિને અધિકારી;
નિયમ નીતિનો ધરી, પ્રીતિ પ્રભુ પદમાં રાખે,
પ્રજા પ્રજાવત ગણી, તેનું રૂડું અભિલાખે;

વળિ કોપ કરે નહિ કોઇ પર, કદાપિ જૂઠા કારણે,
એવા ઉત્તમ અધિનાથના, વાર વાર જઉં વારણે. ૩
સાફ સદા ઇનસાફ, સરવને સરખો આપે,
નાખી વેરા નવિન, પીડતો ન હિંડે પાપે;
આસ્તા પ્રભુમાં ધરે, નહીં પાખંડી પૂજે;
પંડિતને દે માન, સાન સઘળીમાં સૂજે;
સહસા કાંઇ કાર્ય કરે નહીં, દ્રઢ રાખી મન ધારણે;
એવા ઉત્તમ અધિનાથના, વાર વાર જઉં વારણે. ૪
ચળે મેરૂ મંડાણ, ચળે મરજાદની ધીની,
ચળે રવી રથ ચક્ર, વળી કૃતી શ્રષ્ટિ વીધીની;
ચળે રામનું બાણ, ધ્યાન ધુર્જટિનું ભાગે.
ચળે ધ્રુંઢનું ચીત, જુવતી દેખી જીવ જાગે;
વળિ ચળે હામ દ્રઢ ધીરની, સદ પુરૂષની સીધી ચળે;
પણ નરપતિ વાક્ય ચળે નહીં, પોતે જે કહે તે પળે. ૫

## દીવાન કેવો ન જોઈએ?

દિવં સૂત્રી દિન રાત, એક નવ કામ ઉકેલે,
અધિક વ્યર્થ અભિમાન, મમત નિજનો નવ મેલે;
કઠિણ હૃદયનો ક્રુર, મતી ગાફલ દિલ ડરકણ,
અકુલિન અતિ આળસુ, પ્રમાણિક પણું નહીં પણ;
વળિ દાન દયા તપ માંહિથી, પળ પણ પરવારે નહીં,
એ દૃશ દિવાનથી દેશપતિ, ધડ પર સુખ ધારે નહીં. ૬

## રાજ્ય વ્યવસ્થા.

દેશ કેટલાં ગામ, નીજ કબજે નિસિ વાસર,

ઉપજ ખરચનો અંક, સાફ કેટલો સરાસર;
કોણ ચારી ઉનમત્ત, રાજ્ય દ્રોહી થઇ રગડે,
અને રાજ્ય હિતુ કોણ, જેહ ખપ આવે ઝગડે;
શું કષ્ટ પ્રજાનું પરભવ્યું, ઉત્તર નવ દે આટલો,
તો રાજ્ય ગાદિને દૂર કર, ખુણે પોઢ લઈ ખાટલો. ૭
પુર પર્તાની પેદાશ, ભાગ તેના ખટ કીજે,
એક ભાગ અવનીશ, પુન્ય મારગમાં લીજે;
એક અંશ ભંડાર, માંહી પડવાને માટે,
એક અંશ વાપરે, કુટુંબના પોષણ સાટે;
વાહન સેના સેવક વિષે, ભુવન ભાગ નૃપ વાવરે,
એ રાજ્ય અખંડ રહે સદા, કમળા વર રક્ષા કરે. ૮

દુર્લક્ષણી વેશ્યાઓનું ગાયન સાંભળવાનો ચતુરસિંહને ધિક્કાર હતો તેથી તેણે સંગત શાસ્ત્રમાં પ્રવિણ એવા ગવૈયા પાસે ગાયન કરાવ્યું, તે બે ઘડી સાંભળી પાન ગુલાબ લઈ સભા વિસર્જન થઇ. ચતુરસિંહ સર્વને રીત મુજબ મળ્યો. અને હવે પોતે રાજા થયો માટે પોતાને અને રૈયતને અનુકુળ આવે તેવા ધારાઓ ઘડવાને મંછારામને ફરમાવ્યું. એટલે તેણે ટાંચણ કરી નીચે મુજબ વાંચી સંભળાવ્યું.

૧ "એક રાજકિય મંડળી સ્થાપી તેના મત પ્રમાણે રાજ્ય વ્યવસ્થા ચલાવવી. બહુ મતે જે ધારો પસાર થાય તે કબૂલ રાખવો. કોઈ વાર જરૂર પડે તો કારભારીને પ્રમુખ ગણી તેના બે મત ગણવા પછી જે પક્ષના વધારે મત થાય તે ધારો મંજુર રાખવો."

૨ "દરબાર ત્રીજોરીમાંથી ઉપજનો છઠ્ઠો ભાગ દરબારના ખાનગી ખર્ચમાં વાપરવો. અને ઉપજમાંથી $\frac{1}{4}$ કે $\frac{1}{5}$ ભાગ બચાવી રૌજ્યની ત્રીજોરી તર કરવી. બાકીનો ભાગ રૈયતના સુખ પાછળ વાપરવો."

૩ "વિદ્યાની વૃદ્ધિ કરવા માટે ઠેકાણે ઠેકાણે નિશાળો સ્થાપવી અને અમુક વય સુધી છોકરૂં ભણેજ એવો કાયદો પંસાર કરવો. ગરીબ માબાપનાં છોકરાંઓની ફી માફ કરવી, અને જરૂર પડે તો બીજી પણ ઘટતી મદદ આપવી. ગામડાંની નિશાળોમાં તો બીલકુલ ફી લેવી નહીં અને જે વિદ્યાર્થીઓ વધારે અભ્યાસ કરી શેહેરની નિશાળોમાં દાખલ થાય તેમને યોગ્ય ઉત્તેજન આપવું. દરેક માણસે સામાન્ય કેળવણી તો અવશ્ય લેવીજ એમ ઠરાવવું. કેળવણીની દેખરેખ રાખવા માટે યોગ્ય વિદ્વાનોની નિમણુંક કરવી. રાજ દરબારમાં વિદ્વાન માણસોનેજ નોકર રાખવા. પરિક્ષા કર્યા વિના કોઇને દાખલ કરવો નહીં. વિદ્યાના વધારા માટે વારંવાર નાનાં મોટાં ઈનામ કાઢવાં, જેથી લોકોમાં ઘણો સુધારો થાય. કારીગરો અને શોધકોને યોગ્ય ઉત્તેજન આપવું. કારીગરોને પરદેશથી તેડાવી આ રાજ્યમાં વસાવવા તેમજ આપણી પ્રજામાંના કાબેલ માણસોને યોગ્ય ઉત્તેજન આપી પરદેશ હુન્નર શીખવા મોકલવા. ખાનગી ગૃહસ્થો દેશ સુધારાના કામમાં મદદ કરે તેઓને મોટી સભાઓ ભરી માન આપવું અને યોગ્ય લાગે તો ઈલકાબ પણ આપવા."

૪ "જાહેર બાંધ કામ કંટ્રાક્ટરોની મારફતે કરાવવાં

નહીં પણ દરબાર દેખરેખથી મજબૂત કરાવવાં. કેમકે કં-ટ્રાકટરો ફાયદાના લોભથી હલકું કામ કરાવે છે, માત્ર ઉપર-નો દેખાવ સારો કરે છે. મોટાં શેહેરોમાં સડકો બંધાવવી, પણ થોડા વપરાતા હોય તેવા રસ્તા માત્ર સાફ અને સિધ્ધા કરાવવા. રસ્તાની બન્ને બાજુએ ઉપયોગી ઝાડો રોપવાં અને તેની ઉપજ દરબારમાં દાખલ કરવી.

૫ "જમીનના મેહેસુલ સારૂ ઈજારા આપવા તે જુ-લમી રીત છે, માટે અપક્ષપાત અને ખાનદાન અધિકારીઓ મારફતેજ મેહેસુલ ઉઘરાવવું. કોઇ અમલદાર રૂશ્વતનો લો-ભ ન કરે માટે તેઓને મોટા અને યોગ્ય પગાર આપવા. કારણ કે "ભૂખ્યું અખાજ ખાય" એવો સ્વાભાવિક નિયમ છે. અમલદારો પર ઘટતી દેખરેખ રાખવી. જો કોઇ અ-મલદાર લોભમાં લપટાઇ રાંકડી રૈયતને નાહક દમે તો તેને ઘટતી શિક્ષા કરવી. ખોટી દયા વાપરીને ગુન્હેગારોને જતા ન મૂકવા. એક અધિકારીને ઝાઝા કામ સોંપવાં નહીં."

૬ 'મેહેસુલ લેવાની પદ્ધતિ લોકોને અનુકુળ આવ-તી રાખવી. યોગ્ય માણસોનું પંચ નીમી જમીન મપાવી અને તેની ઉપજનો અડસટ્ટો ગણી દરસાલને માટે મેહેસુલની યોગ્ય રકમ ઠરાવવી. અને તેજ પ્રમાણે અમુક વર્ષો સુધી-નો ઠરાવ કરવો કે જેથી ખેડૂત જમીન સુધારવાનો પ્રયત્ન કરે. આ પ્રમાણે થવાથી જમીનનો સુધારો થાય અને તે વ-ર્ષો પૂરાં થયાં પછી રાજ્યને બીજી કીસ્તબંદી વખતે ઉપજ સારી આવે. ઠરાવેલા મેહેસુલની રકમ ત્રણ હપતાથી દરબારે

વસુલ કરવી. અને તે હપ્તા મુજબ ખેડૂત નાણું ન ભરે તો તેનાપર એકદમ તકાદો ન કરતાં વહીવટી અમલદાર મારફતે તેના કારણની તપાસ કરવી. તપાસ કરતાં ખેડૂતની સ્થિતિ નબળી જણાય અને હપ્તાના રૂપિઆ ભરવા તે અશક્ત હોય તો તે રકમ તેના ખાતે ઉધાર રાખવી. અને બીજા હપ્તા સાથે થોડી થોડી રકમથી નાણાં પૂરાં વસુલ કરવાં. પણ જો ખેડૂત દગલબાજીથી નાણાં ભરતો ન હોય તો તેની મિલકત હરરાજ કરી દરબારી હક વસુલ કરવો, અને તે સિવાય યોગ્ય દંડ પણ લેવો. દુકાળના વર્ષને માટે અથવા બીજા હરકોઈ વખતે અનાજની જરૂર પડે માટે દરબારે અનાજના કોઠાર ભરી રાખવા. આસમાની આફતને વખતે નાણાંની મદદ આપવા જરૂર જણાય તો ખજાનામાંથી તેમને ખાતે ઉધારી આપવાનો રીવાજ રાખવો. છેક કંગાળિઅતમાં આવી પડેલા ખેડૂતની જમાબંધી માફ કરવી. જરૂર જણાય તો વગરવ્યાજે નાણાં ધીરવાં. ખેતીનાં હથિયારો અને બળદ સારા રખાવવાં. દુકાળ કે મોંઘવારીને વખતે જાહેર બાંધ કામ ઉઘાડી લોકોનો બચાવ કરવો."

૭ "મનુસ્મૃતિ વગેરે શાસ્ત્રોને આધારે તથા દેશકાળ અને રીત રીવાજ ઉપર નજર રાખી દીવાની ફોજદારી કામ માટે કાયદા બંધાવવા, અને તે મુજબ અમલ કરવો. વખતે વખત જરૂર પડતી જાય તેમ કાયદાઓમાં સુધારો વધારો કરવો."

૮ " દીવાની ફોજદારી કામની હલકી ફરિઆદો પંચ

પતાવે એમ ગોઠવણ કરવી. અધિકારી અને પંચના મતથી કામના ફેંસલા થાય. ખોટી ફરિઆદ કરનારનો દંડ કરી તેમાંથી કાંઇ ભાગ સામા પક્ષવાળાને વળતર તરીકે આપવો, એમ થવાથી જૂઠી ફરિયાદો થતી અટકશે.”

૯ “લોકોના જાનમાલનું રક્ષણ કરવું એ પોલીસનું કામ છે. આ કામ નાના ગામમાં પોલીસ પટેલને સોંપવું, અને મોટા ગામમાં થાણદારો રાખવા. તેઓને થોડો અખત્યાર આપવો. મોટા ગુન્હાને માટે આરોપી માણસોને રાજ્યધાનીમાં મોકલી આપે એમ બંદોબસ્ત કરવો.”

૧૦ “મજબૂત અને કદાવર પુરૂષોને લશ્કરમાં રાખવા. કવાયદ અને કસરતનો અભ્યાસ હમેશ કરાવવો. દર ત્રણ ત્રણ મહિને સેનાપતિએ એક મોટા મેદાનમાં તેઓની પરિક્ષા કરવી. તેમાં હોશિઆર જણાય તેમનો પગાર વધારવો અથવા તેમને ચડતી પાયરીએ ચડાવવા. લશ્કરી માણસોએ પોતાનાં હથિયાર તૈયાર અને સાફ રાખવાં જોઇએ. એ બાબતમાં જેઓની બેદરકારી જણાય તેઓનો દંડ કરવો. રાજ્યનો આધાર લશ્કરપર હોયછે.”

૧૦ “નકામા કામને માટે નાણું ખરચી ખજાનો ખાલી કરવો નહીં. કુશળ કારીગરોને અને વિદ્યા વૃદ્ધીના કામમાં વગર બ્યાજે નાણું ધીરવાં. પોતાના ખર્ચથી યોગ્ય લાગે તો કારખાનાં કાઢવાં. વેપારીઓને જરૂર પડે તો ઘટતું બ્યાજ લઇ નાણાં ધીરવાં. વેપારીઓની હાલત સુધારણાપર હમેશ લક્ષ રાખવું.”

૧૧ "આવક દેશી માલપર જેમ બને તેમ ઓછી જકાત લેવી. મોજશોખની અને વિદેશી ચીજો ઉપર જરા વધારે જકાત લેવી. જકાતના નાણાં શેહેર સુધરાઇના કામમાં વાપરવાં. વસવાયાં ઉપર ચાલતી આવેલી વેઠ માફ કરવી. વાજબી પૈસા આપી વસવાયાં પાસે કામ કરાવવું. ખાનગી ખર્ચમાં ઘટાડો કરવો અને અતિ મોજશોખને વિસારી મૂકવાં."

૧૨ "દરબારે પોતે રાજ્ય કામ કરવાને અમુક વખત નિમવો—મળસ્કામાં ઉઠી દંત ધાવન કરી નાહ્યા પછી ઇશ્વરોપાસના કરવી. ત્યાર પછી ફરવા જવું. ફરિને આવ્યા પછી પંડિત અને નીતિજ્ઞ પુરૂષોનો સમાગમ કરી ઉપયોગી પુસ્તકોનું અધ્યયન કરવું. પછી ભોજન કર્યાબાદ થોડી વિશ્રાંતી લઇ હમેશ તાબાની અકેકી કચેરીમાં જઇ તપાસ કરી હજુર કચેરીમાં આવી મુખ્ય દીવાનનું કામ તપાસવું અને ઘટતો હુકમ કરવો. સાંજરે પોતાના બાગમાં એકાંતે બેસી ત્યાં જે માણસોને જાતે મળી ફરિઆદ કરવાની હોય તેમનીઅરજ સાંભળવી.ફરીયાદસાંભળતીવખતેપોતાનાહજુરીઆને પાસેરાખવાનહીં.આપ્રમાણેથવાથીગરીબમાંગરીબમાણસ પણગમે તેવી છાની ફરિઆદ રાજાપાસેકરી શકશે. દરેક ઓફિસમાં કારકૂનો બરાબર દશ વાગતાં પહેલાં અને અમલદારો કોર્ટમાં અગિઆર વાગતા પહેલાં હાજર થાય તેમ રીવાજ રાખવો. સાંજના પાંચ વાગ્યા સુધી કામ ચલાવવું. કોઈ અંમલદારો કામ ચડાવી દે નહીં તેની તજવીજ રા-

ખવી. અનુકુળ વખતે ઘોડાર અને તોપખાનાની તપાસ કરવી. વખતો વખત અધિકારીઓને ખાનગીવખતમાં પોતાની પાસે બોલાવી તેમની હકિકત સાંભળવી. રોજનો ઉપજ ખર્ચનો હિસાબ ખજાનચીએ મહારાજાને બતાવવો. અધિકારીઓના મેળાપ પછી રાજકિય હકિકતના કાગળો વાંચવા અને તેપર મનન કરવું. પછી નિપુણ ગવૈયાનાં ગાયન સાંભળી પોતાના મનને ખુશ રાખવું."

આ પ્રમાણે નમુનો કરી મંછારામે ચતુરસિંહને આપ્યો, તે ઘણો ઉપયોગી જણાયો. ચતુરસિંહે એક નવી કલમ ઉમેરવાની ભલામણ કરી તે એકે—હજુ આ બાબતમાં ઘણી ખામીઓ જણાશે અને વળી હાલ જે કલમો ઘડી કાઢવામાં આવીછે તે સઘળી રૈયતને અને રાજ્યને રૂચતી આવે, એમ માનવું એ શક ભરેલુંછે. માટે આપણા શેહેરમાંથી એક હોશિઆર માણસને મદદ આપી સ્વતંત્ર વર્તમાન પત્ર કાઢવાની પરવાનગી આપવી. અને તે વર્તમાન પત્ર મારફત જે ફરિઆદો ઉઠાવવામાં આવે તેના ઉપર પુરતું લક્ષ આપવું. આ પ્રમાણે થવાથી રૈયતને અરૂચતી બાબતની ફરિઆદો વર્તમાનપત્ર મારફત આપણને જલદી અને સેહેલાઇથી માલમ પડશે, તેથી તેના ઘટતા ઉપાયો કરવાનું બની આવશે. એથી કરી રૈયત અને રાજ્ય એ બન્નેના હકમાં ફાયદો થઈ શકશે.

આવો વિચાર જાણી રણજીતસિંહ, ચંદ્રસિંહ અને મંછારામ વગેરે અત્યંત ખુશી થયા. રણજીતસિંહે પોતાના

પુત્રની કાએલીઆત જોઈ અતિશય સંતોષ બતાવ્યો.

ચતુરસિંહ રાજા પોતે હોશિયાર હતો. તે રૈયતના હક સારી રીતે જાણતો. પોતાના સઘળા રૂડા વિચારો બરાબર બર લાવતો. વિદ્યા ખાતાની વખતો વખત તપાસ કરતો. ગરીબ ગરબાંને મદદ આપતો. રાતને વખતે વેષ બદલી નગર ચરચા જોવી એ ઉપર તેને સ્વભાવિક હોંશ હતી. છાની અથવા જાહેર રીતે પોતાના મુલકમાં ફરવા નીકળતો. દિન જનોની દાદ સાંભળતો. લોકોની સ્થિતિ તપાસતો. રૈયતનો રાજ્ય માટે શો મત છે તે જાણવા આતુર હતો. અધિકારીઓની વર્ત્તણુક રૈયતના મુખથી સાંભળી તેનો જાતે તપાસ કરતો. ચોરને ચાંપતો. લફંગાઓને લૂટતો. જૂલમી અમલદારોને દંડતો, અને રૈયતને રાજી રાખતો. તે સત્યનો સ્નેહી હતો. જૂઠને ધિક્કારતો. નીતિ અને ન્યાયથી વર્ત્તતો. પંડિત. કારીગર અને શોધક પુરૂષોને યોગ્ય ઇનામ આપતો. નવી નવી શોધોને માટે મોટાં ઈનામ કાઢતો. નિરાશ્રિતને માટે અન્ન ક્ષેત્રો બાંધતો. રોગથીરીબાતા પ્રાણીઓને વાસ્તે દવાખાના ઉઘાડતો અને સ્ત્રી કેળવણી આદિ હરેક સુધારાનો સાથી હતો. તેથી તે પોતાની પ્રજાને અતિશય પ્યારો હતો અને વાંચનારને પણ તે ઘણો વ્હાલો લાગ્યો હશે. આવો ગુણવાન રાજા સર્વને પ્રિય લાગે તેમાં શી નવાઇ ! મ્હારા વ્હાલા વાંચનાર, આપણે આવા ગુણવાન રાજાની રૈયત તરીકે ઓળખાવાને કયારે ભાગ્યશાળી થઇશું?

## દોહરા.

દેશાટનને દાખલે, અનુપ થાય અભ્યાસ;
ચિત દઇ વાંચે જો ચતુર, ચતૂરસિંહ પ્રવાસ. ૧
વરવા ઝાઝા વ્હેમનો, વળતો થાય વિનાશ;
મનન કરે જો મન વિષે, ચતુરસિંહ પ્રવાસ. ૨
અનમ્રપણું અળગું જઈ, ને આવે નરમાશ;
વાંચે વ્હાલ વિશેષથી, ચતૂરસિંહ પ્રવાસ. ૩
રાજ્ય સભાને રિઝવવા, ગમન કરે ગુંજાશ;
પુસ્તક પરઠે પાસ જો, ચતૂરસિંહ પ્રવાસ. ૪
શૂભ શ્લોક સાહીત્યના, ખુબી ભરેલા ખાસ;
શીખે સહજે જો જુએ, ચતૂરસિંહ પ્રવાસ. ૫
નિરમળ પ્યાર તણી પરમ, મોહક જે મીઠાશ;
જાણે જીવમાં જો જુએ, ચતૂરસિંહ પ્રવાસ. ૬
તર્ક વિતર્ક સુજે હૃદે, વાણી વિશુધ વિલાસ;
વકતા વકીલ જો પઢે, ચતુરસિંહ પ્રવાસ. ૭
વર વ્યવહારિક જ્ઞાનનો, પૂરણ થાય પ્રકાશ;
અવલોકે આનંદથી, ચતુરસિંહ પ્રવાસ. ૮



# આશ્રયપત્ર.

૩૦ નેક નામદાર મહારાજાધિરાજ મિરજાં મહારાઓશ્રી, ખેંગારજી સાહેબ, સવાઇ બહાદુર ભૂજ. હસ્તે દિવાન બહાદુર મણિભાઈ જશભાઈ.

૨૦ નેક નામદાર ઑનરેબલ યશવંતસિંહજી—ઠાકોર સાહેબ લીંબડી.

૧૦ રા. રા૦ લક્ષ્મિશંકર જાદવજી—રાજકોટ.

૮ નેક નામદાર મહારાજા કેશરીસિંહજી સાહેબ. ઇડર.

૫ મેહેરબાન દિવાન બહાદુર મણિભાઇ જશભાઈ—વડોદરા.

૫ રા. રા. લખમશી હરિરામ—કલીકોટ.

૫ નેક નામદાર બાલસિંહજી—ઠાકોર સાહેબ વઢવાણ.

૫ માંગરોળ સ્ટેટ—માંગરોળ.

૫ રા. રા. હેમચંદ ધારશીભાઇ—કૉન્ટ્રેકટર—રાજકોટ.

૫ રા. રા. રેહેમાનખાં ગુલાબખાં—જામનગર.

૪ નેકનામ કુમારશ્રી જોરાવરખાનજી સાહેબ—બજાણા.

૪ રા. રા. મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી. મુંબાઇ.

બબે પ્રત.

રા. રા. પૂર્ણાનંદ મહાનંદ ઈડર—રા. રા. અમરશી સુરાભાઈ; લોધીકા—રા.રા. પ્રાણલાલ નરોત્તમદાસ.-ભરૂચ રા. રા. ચંપકલાલ ચંચળરામ, ભાવનગર—રા. રા. પા-

નાચંદ તેજાભાઇ બુકસેલર, **ભાવનગર**—મે. ખાન બહાદુર પદમજી પેસ્તનજી, **પુના**—નેક નામદાર ઠાકોર સાહેબ શ્રી મોડજી સાહેબ, **માળીઆ**—શેઠ ખીમજીભાઇ જેરામ ઠક્કર, **મુંદરા**—રા. રા. શામળદાસ નથુભાઇ. **અમદાવાદ** રા. રા. મૂળચંદ ત્રિકમ. **મહુવા**.

**૧૩** રા. રા. પ્રભાશંકર ત્રિભોવન ત્રિવાડી મારફત. **મુંબાઇ** ૨ રા. રા, જદુરામ નારણજી પંડયા. ૧ રા. રા. રણછોડદાસ દયાળજી ઠકર.૧ રા. રા. બેચર હરખજી જોશી. ૧ રા. રા. ઇશ્વરલાલ દામજી જોશી—૧ રા. રા. રણછોડ માધવજી પંડયા—૧ રા. રા. પ્રભાશંકર ત્રિભોવન ત્રિવેદી—૧ રા. રા. મગનલાલ હરિશંકર વ્યાસ—૧ રા. રા. નરોત્તમ રણછોડજી જાની.—૧ રા. રા. પુરૂષોત્તમ બાપુ ઠક્કર—૧ રા. રા. છગનલાલ માણેકલાલ.

૧૦ રા. રા. ડુંગરશી કરમચંદ મારફત—**રાજકોટ**—રા. રા. મોતીચંદ તુળશીભાઇ—રા. રા. રેવાશંકર ભવાની શંકર—રાજકોટ ટાઉન વાંચનશાળા—રા. રા. નવલરામ આવલરામ—રા. રા. વાલજી લધારામ—રા. રા. લક્ષ્મિરામ તુળસી—રા. રા. કાશીરામ કહાનજી—રા. રા. પુરૂષોતમ ભીમજી—રા. રા. જટાશંકર જગજીવન—રા. રા. ડુંગરશી કરમચંદ.

**૭** શેઠજી સાહેબ બેહેરામજી પેસ્તનજી ભરડા મારફત—૩ શેઠજી સાહેબ માણેકજી કાવશજી દમણવાળા—૧ ઉદવાડા નેટીવ જનરલ લાઇબ્રેરી—૧ શેઠ હોરમજજી ગાંડા-

ભાઈ, પારડીવાળા—૧ શેઠ દોરાબજી કાવશજી. દીવવાળા
૧ શેઠ બેહેરામજી પેસ્તનજી ભરડા—ઉદવાડા.

૬ રા. રા. દુર્લભદાસ શ્યામજી મારફત—કોઠારી છગનલાલ હંસરાજ—વકીલ સોમચંદ હીરાચંદ—ધ્રૂવ જીવરાજ કરસનજી—વ્યાસ હરિશંકર પીતાંબર—પારેખ દેવજી ખેતશી—મિ. ત્રિકમલાલ કુરૂણાશંકર.

૫ રા. રા. નારણદાસ રતનશી મારફત—ભૂજ—રા. રા. નારાયણદાસ રતનશી—રા. રા. ધરમશી ડુંગરશી વ્યાસ રા. રા. જેઠી ઘેલા ત્રિકમજી—રા. રા. મહમુદભાઇ સુલેમાન ખોજા—રા. રા. ભીમજી વીશરામ.

૫ રા. રા. મગનલાલ હરગોવિંદ મારફત—તેરા—રા. રા. મગનલાલ હરગોવિંદ—શેઠ મમુભાઈ લાલજી—શેઠ તુળશીદાસ ઉકેડા—શેઠ દેવજી નાગશી—સોની શામજી અખઇ.

૪ રા. રા. નરસિંહદાસ કશનદાસ મારફત—વાગરા—રા. રા. નરસિંહદાસ કશનદાસ—રા.રા. નંદલાલ નરોતમદાશ દેશાઇ—રા.રા. સોમેશ્વર દયારામ—રા.રા. કીકાભાઈ મોતીરામ.

૪ રા.રા. ગોવરધનદાસ વિઠલદાસ મારફત—સાયલા—રા. રા. ગોવરધનદાસ વિઠલદાસ—મેરાઈ ભીમા ખીમા—મેરાઈ લવજી પ્રાગજી—મેરાઇ કાહાનજી ગોકળ.

૪ રા. રા. હીરજી ભીમજી ભટ મારફતે—મુંદરા—શેઠ હં-

સરાજ લક્ષ્મિદાસ—શેઠ હીરજી ચતૂરભુજ—શેઠ ખટાઉ ખીમજી—શેઠ મોરારજી મમલા.

૪ રા.રા. જીવણલાલ હરજીવનદાસ મારફત—રાજકોટ—રા. રા. જીવણલાલ હરજીવનદાસ—રા. રા. વિજયશંકર આદિત્યરામ—પોરબંદર—રા. રા. પ્રાગજી ધનજી, રાણાવાવ—રા. રા. જેઠાલાલ રણછોડદાસ—રાજકોટ.

૪ રા. રા. ગોવિંદજી ન્હાનજી બુકસેલર મારફત—જુનાગઢ ૨ રા. રા, ગોવિંદજી ન્હાનજી—૧ ડા. મોનજી પ્રેમજી ૧ રા. રા. હરિપ્રસાદ લક્ષ્મિશંકર મુનશી.

૪ રા. રા.મયારામ રઘુરામ મારફત—બગસરા—શાહ મંગળચંદ ઝવેરચંદ—શાહ ઝવેરચંદ કાળિદાસ—રા. રા. ગોવિંદજી રત્નસિંહ—રા. રવિશંકર શવજી.

૪ રા. રા. લલ્લુભાઈ ત્રિભોવનદાસ મારફત—શીલુકી—૩ રા રા. લલ્લુભાઈ ત્રિભોવનદાસ—૧ ગિ. નાથખાં ફતેખાં પઠાણ, બોરા.

૪ રા. રા. જેચંદ કલ્યાણચંદ કાપડીઆ મારફત—કઠોર ભાવસાર જેચંદ કલ્યાણચંદ—ભાવસાર દલીચંદ કરસનદાસ—ભાવસાર ઉત્તમચંદ ભાઇચંદ—કઠોર—રા. રા. ભુખણદાસ રામદાસ—નવસારી.

૪ રા. રા. રામજી વીશરામ ઠકર મારફત—ધોલેરા—૩ રા. રા. રામજી વીશરામ. ૧ શેઠ છગનલાલ તલકશી.

૩ રા. રા. દશરથલાલ ગંગારામ મારફત—પાટણ—રા.

રા. માધવચંદ હીરાચંદ—રા. રા. રામલાલ છોટમલાલ શાસ્ત્રી—રા. રા. ગિરધરલાલ વૈકુંઠરાય મજમુનદાર.

૩ રા. રા. ચત્રભુજ બેચર મેહેતા મારફત—જેતપુર—મેહેતા ચત્રભુજ બેચર—મેહેતા ત્રિભોવન ઝીણાભાઈ—મિ. કાળીદાસ નંદલાલ.

૩ ઠક્કર ભચા કરસનદાસ મારફત—ભદ્રેસર—ઠા. ભચા કરશનદાસ—ઠા. પુરૂષોત્તમ નરસિંહ—મેહેતાજી હરજીવન લાલજી.

૩ દવે મંગળજી અંદરજી મારફત—હળવદ—દવે મંગળજી અંદરજી—જાની જગજીવન કાહાનજી—શુકલ મણિશંકર મહાશંકર.

૩ રા. રા. પોપટભાઇ રામજી પ.રેખ. મારફત—લાઠી—રા. રા. કલ્યાણરાય શિવલાલ—રા.રા. ગણપતરાવ જેશંકર—રા. રા. પોપટભાઈ રામજી.

૩ રા. રા. મણિલાલ કેશવલાલ મારફત—ભોઈકા—રા. રા. મણિલાલ કેશવલાલ—કેશવરાવ લાઇબ્રેરી—રાણાશ્રી દોલતસિંહજી લાખાભાઈ.

૩ રા. રા. નેસડી સ્કૂલ માસ્તર મારફત—રા. રા. આશારામ જેકૃષ્ન મેહેતા—રા. રા. રા. કુરણાશંકર હીરારામ ભટ્ટ—રાજગર કાહાનજી ધનાભાઇ.

૨ રા. રા. બાપાલાલ રણછોડલાલ અમદાવાદ અને અંબાલાલ નાનાલાલ. કટોસણ—૨ રા. રા. નથુશંકર ઉદયશંકર અને કુમારશ્રી કરણસિંહજી, ધ્રાંગધરા—૨ રા. રા.

ભટ દામોદર તુળસી અને ત્રિકમદાસ માધવજી, **મુંબાઈ** ૨ રા. રા. મોતીલાલ ચુનીલાલ અને મેહેમદાવાદ નેટીવ લાઇબરેરી, **મેહેમદાવાદ**—૨ રા. રા. માનશંગ નરભેરામ. અને મોતીચંદ શંગજી ગાંધી. **જેતપુર**—૨ રા. રા. નથુભાઈ ભગવાન અને કાઠી માત્રાભાઇમુળુભાઈ, **વંઠા**—૨ રા. રા. વછરાજ જૂઠાભાઈ, **જાફ્રરાબાદ**—અને રા. રા. જગજીવન જીવરાજ, **માંગરોળ**—૨ રા. રા. રસિકલાલ દલપતરામ **વડોદરા** અને રાવ.બા. ત્રિંબકરાય વૃજરાય, **અમરેલી** ૨ રા. રા. હરજીવન દામોદર ઠક્કર અને મોનજી લખમશી ઠક્કર, **કરાંચી**— રા. રા. ઉમિયાશંર વીરજી અને મિ. અમૃતલાલ પનજીભાઇ, **ગીદડ**—૨ રા. રા. વૃજલાલ ગંગાશંકર અને રા. રા. અંબાશંકર વલ્લભજી, **કુતીઆણા**—૨ શેઠ દેવચંદ કુરજી ઠક્કર અને વકીલ મયારામ જીવાભાઇ, **કુતીઆણા**—૨ રા. રા. મણિશંકર જગન્નાથ દાકતર અને કેશવરાય લાઇબ્રેરી, **પાળીઆદ**—૨ વૈધરાજ હિંમતલાલ દયાશંકર અને શેઠ કસ્તુરચંદ દુલ્લભદાસ, **બોડકા**—૨ ઠા. મગનલાલ ગોવિંદજી અને ઠા. છોટાલાલ ખીમજી, **દેહેગું**—૨ રા. રા. લવજી મોતીચંદ મેહેતા અને વૈજનાથ પ્રભુજીભાઇ, **વવાણીઆ**—૨ રા. રા. ગવરીશંકર જેશંકર મારફત—રા. રા. વાલજી ધનજી દવે અને રા. રા. આણંદજી જેશંકર, **રંગુન**—૨ રા. રા. મૂળજી હંસરાજ અને ઠા. કરસનદાસ ત્રિકમદાસ, **વવાણીઆ**—૨ નેકનામ ઠાકોર સાહેબ શ્રી રાયસિંહજી નાગજી

રાજ અને રા. રા. રતીલાલ બાપાલાલ, ગાંફ—૨ રા. રા. કાશીશંકર સેવકરામ પંડયા અને મિ. ભાઈલાલ ઇચ્છાભાઇ. વેડેરા—૨ રા. રા. છોટાલાલ ગીલ્લાભાઇ અને રા. રા. ગિરધર નાથાભાઇ. ભાવનગર—૨ રા. રા. ગોવરધનદાસ પ્રભુજી અને રા. રા. લક્ષ્મિદાસ હરજીવન મેહેતા, ભૂજ—૨ રા. રા. કરીમ મહમૂદ નેણુશી અને ખત્રી હીરજી લાલજી. મુંબાઈ—૨ રા. રા. દલપતરામ રાજારામ અને પટલ નાથાભાઇ ધનજી, હણબાં

## એકેક પ્રતના ગ્રાહક.

**क.** રા. રા. કીરપારામ ત્રિકમરામ, **ભાવનગર**—કોઠારી કાળિદાસ મૂળચંદ, ગણોદ—રા. રા. કપુરચંદ ગોપાળજી. **ધરમપુર**—રા. રા. કેશવલાલ હરજીવનદાસ, ઝગડીઆ—રા. રા. કાળિદાસ દેવકરણ. **મોવીઆ**—ઠા. કાહાનજી સુરજી, **મુંબાઈ**—રા. રા. કૃપાશંકર ઝીણાભાઈ, **કોડીનાર**—રા. રા. કેશવલાલ બ્રિજલાલ, **સાંતલપુર**—રા. રા. કેશવલાલ રેવાશંકર, **ધ્રાંગધરા**—રા. રા. કીશનલાલ ગોવિંદરામ, **અમદાવાદ**—રા. રા. કુરૂણાશંકર દેવશંકર, **રાંદેર**—રા. રા. કરસનજી હરખજી, **ભૂજપુર**—રા. રા. કપુરચંદ પુરૂષોતમ, **બગસરા**—રા. રા. કીશોરચંદ જશવંતરાય, **સિહોર**—કાઠિયાવાડ જનરલ લાંગ લાઈબ્રેરી, **રાજકોટ**.

**ख.** રા. રા. ખુશાલ રણછોડ—**કતારગામ**.

**ग.** રા. રા. ગંગાશંકર હરગોવિંદ, **વીજાપુર**—કુમારશ્રી

ગોપાળસિંહજી રામુભા, મણોદ—રા. રા. ગંગાશંકર જટાશંકર, ઉપલેટા—રા. રા. ગોવિંદજી હંસરાજ, **જામનગર** રા. રા. ગિરધરલાલ અમ્રતલાલ, ઇડર—રા. રા. ગિરજાશંકર મૂળજી, **અમદાવાદ**—રા. રા. ગિરધરલાલ મહીધરલાલ, **દાંતા**—રા. રા. ગણપતરામ મહાનંદ, **ખારાઘોડા** શા. ગિરધર દેવચંદ, **ભાવનગર**—રા. રા. ગુલાબભાઈ ઈશ્વર પટેલ, **સરભોણ**—પટેલ ગિરધર ઝીણાભાઇ, **ભાવનગર.**

**च.** રા. રા. ચંદ્રશંકર માનશંકર, **ભાવનગર**—રા. રા. શિવભક્તિ ચુનીલાલજી રણછોડદાસ, **મુંબાઈ.**

**छ.** રા. રા છોટમલાલ હરિપ્રસાદ, **લીલીઆ**—નેકનામ મહારાણાશ્રી છત્રસિંહજી ગંભીરસિંહજી, **નાંદોદ**—રા. રા. છોટાલાલ ચતુરશી, **પેટલાદ**—રા. રા. છગનલાલ હરિકૃષ્ન. **વઢવાણ**—ઠા. છગનલાલ રાગજી, **વરતેજ**—રા. રા. છગનલાલ મગનલાલ માંકડ, **જામનગર.**

**ज.** રા. રા. ભાનુશંકર રણછોડજી, **જુનાગઢ**—રા. રા. જશવંતરાય સાકરલાલ મૂનસી, **મેંસાણ**—રા. રા. જાદવજી વહાલજી વકીલ, **રાજકોટ**—રા. રા. જટાશંકર યજ્ઞેશ્વર, **ભાવનગર**—રા. રા. જેરાગ રઘુનાથ, **મુંબાઈ**—શેટ જમશેદજી દોરાબજી ચીનાઈ, **મુંબાઇ**—રા. રા. જગન્નાથ ગુલાબરાય દ્વિવેદી, **નડિઆદ**—રા. રા. જેશંગ રતનચંદ શેઠ, **અમદાવાદ**—રા. રા. જમનાદાસ વનરાવનદાસ, **મુંબાઇ**—રા. રા. જેશંકર ખીમજી, **રોહા**—રા. રા. જદુલા

લ મોહનલાલ, ભૂજ—રા. રા. જીવણલાલ નથુભાઈ—ધ્રાંગધરા.

झ. રાં. રા. ઝવેરીલાલ ઘેલાભાઇ, મુંબાઇ.

ठ. રા. રા. ઠાકરશી વર્દ્ધમાન, ભાવનગર.

त. રા. રા. તુળશીદાસ ગંગાદાસ બાવા, ઝાંઝમેર—રા. રા. તુળજારામ આત્મારામ, કલકત્તા—રા. ત્રિભોવન વિઠ્ઠલજી.—મોકુળ

द. રા. રા. દુલેરાય છોટાલાલ, જામનગર—રા. રા. દેવકરણ અદેકરણ, સાણંદ—દેવગઢ લાઇબ્રેરી, દેવગઢ—રા. રા. દેવચંદ ચતુરભૂજ, કોચીન—રાણાશ્રી દોલતસિંહજી લાખાભાઇ, અંકેવાળીઆ—રા. રા. દલપતરામ ડોસાભાઇ, વઢવાણ.

ध. રા. રા, ધીરજલાલ ઉમેદરામ, દેલવાડા—મિ૰ ધીરા બાવા બાપુજી, માંડવી—ધર્મવાડા પૂસ્તકશાળા, ખંભાળીઆ.

न. રા. રા. નારાયણજી જગજીવન, બેટ—રા. રા. નેમચંદ દેવચંદ, ધ્રાફા—રા. રા. નથુભાઇ ફુલશંકર, ધ્રાંગધરા—રાં. રા. નર્મદાપૂરી ભવાનીપુરી, આણોદ—રા. રા. નરોતમ મોતીરામ, નાંદોદ—રા. રા. નેણશી દેવજી, જામનગર—રા, રા, નર્મદાશંકર કરૂણાશંકર, મહુવા—પટેલ નરોત્તમ દામાભાઇ, દેહેગામ—સોની નેણશી ટોપણ, તેરા રા. રા. નારણજી ઉમિયાશંકર, ચોરવાડ—ઠા. નરશી રા

મજી, **મોટાદહીંસરા**—નળીનૈત્તા લાઈબ્રરી, **નળીઆ**—રા. રા. નથુભાઇ અંબાશંકર માંકડ, **જામનગર.**

**प.** રા. રા- પ્રધાન લાધાભાઇ **બાલાગામ**—રા. રા. પુરૂષોતમ ગીગાભાઇ, **ભાવનગર**—રા. રા. પ્રેગચંદ જેચંદ, **અહમદાબાદ**—મિ. પ્રભાશંકર રતનજી ઉપાધ્યા, **હળવદ** રા. રા. પ્રેગચંદ કરમચંદ, **મેઘલીઆ**—પરી૦ પૂંજાભાઇ મયારામ, **અહમદાબાદ.**

**फ.** શેઠ. ફરામજી બમનજી પટેલ, **મુંબાઇ**—જમાદાર ફત્તેહખાંન સોરાબખાંન, **ડુવડ**—રા. રા. ફતેહચંદ ચકુભાઈ, **બરવાળા** રા. રા. ફતેહચંદ રામચંદ, **પેથાપુર.**

**ब.** નેકનામ કુમારશ્રી બળદેવજી, **ધરમપુર**—રા. રા. બજીભાઈ મણિશંકર, **રાજકોટ**—રા. રા. બદરૂદીન ઈબ્રાહીમ કડી—શેઠ બાહાદરચંદ ન્યાલચંદ, **રાધણપુર**—બારટન લાઇબ્રેરી, **લુણાવાડા.**

**भ.** રા. રા. ભગવાન દુલ્લભ પારેખ, **મહુવા**—રા. રા. ભોગીલાલ તારાચંદ, **અહમદાવાદ**—રા. રા. ભોગીલાલ જેકીસનદાસ, **રાજકોટ**—મિ. ભાઇશંકર પ્રાગજી, **વાંકાનેર**—રા. રા. ભીમજી શામજી ધકાણુ, **ભૂજ**—રા. રા. ભાઇશંકર વસંતરામ, **કોકા**—રા. રા. ભાઇશંકર રાઘવજી, **ઉજળવાવ**—ભુલેશ્વર લાઇબ્રેરી, **મુંબઈ.**

**म.** રા. રા. મોતીલાલ કાહાનજી, **મુંબઈ**—રા. રા. મોતીલાલ હરિદાસ, **મુંબઈ**—રા. રા. મોહનલાલ દોલતરામ, **વાંકાનેર**—રા. રા. મોરારજી નથુભાઇ, **દેવગઢ**—રા. રા.

મગનલાલ કેશવલાલ, **નાંદોદ**—શેઠ માધવદાસ ત્રંબક, **મહુવા**—રા. રા. માવજી રણછોડ, **ભૂજ**—દવે માવજી ત્રીકમજી, **વાંકાનેર**—રા. રા. મૂળજી ઇંદ્રજી, **મુંદરા**—રા. રા. મણિલાલ છોટાલાલ બુચ, **ગોંડળ**—રા. રા. મગનલાલ ભાઇશંકર, **ગાંગડ**—શેઠ માણેકજી ન્હાનાભાઈ, **નીમચ**—રા. રા. માણેકલાલ ભાઈશંકર, **ભાવનગર**—રા. રા. મોતીલાલ છોટાલાલ વ્યાસ, **ચમારડી**—રા. રા. મોરારજી આજરામર, **દેશલપુર**—રા. રા. મોહનલાલ ગણપતરામ, **કડી**—શા. મોતીચંદ જેચંદ, **વેરાવળ**—રા. રા. મોતીલાલ ખોડીદાસ પટેલ, **પાલેજ**—રા. રા. મૂળજી જીવરામ શુકલ, **અમનપુર**—રા. રા. મગનલાલ હેમજી, **સણોસરા**—રા. રા. ગગનલાલ કરસનજી, **ભાવનગર**—રા. રા. મગનલાલ કૃષ્ણજી, **મુંબઈ**—રા. રા. મોહનજી રતનજી, **સરલા** ઠા. મોનજી મથુરાંદાસ, **જોડીઆ**—

**ર.** રા. રા. રણછોડ ઓધવદાસ, **મેઘલીઆ**—મિ. રવિશંકર કાશીરામ, **લીંબડી**—ઠા. રતનશી મોનજી, **કરાંચી**—રા. રા. રામજી માવજી, **રાજકોટ**—પારેખ રૂપચંદ સોભાગ્યચંદ, **વેરાવળ**—ખોજા રાગજી પેથાભાઇ, **કરાંચી**—રા. રા. રણછોડજી લાલભાઇ **મગોદ**—રા. રા. રણછોડલાલ ઇશ્વર, **ચાણાસ્મા**—શ્રી રાધાચરણ ગોસ્વામિ, **બિંદ્રાવન** કુમારિશ્રી રતતસિંહજી ભગવતસિંહજી, **લીમડા**—ઠા. રતનશી કેશવજી. **દેહેણું**—રા. રા. રૂઘનાથ સુંદરજી, **જોડીઆ** રા. રા. રેહેમાનખાં કાલેખાં, **માંડવી.**

**લ.** શેઠ લક્ષ્મિદાસ ખીમજી જે. પી. મુંબઈ—રા. રા. લલ્લુભાઇ નાનાભાઈ, અહમદાબાદ—રા. રા. લાલજીભાઇ પીતાંબર, ખંભાળીઆ—રા. રા. લક્ષ્મિશંકર દુર્લ્લભજી, રાજકોટ—રા. રા. લીલાધર હરિભાઈ, મુંબઈ—રા. રા. લલ્લુભાઇ છગનલાલ પટેલ, ભાવનગર—લીલાધર લાઇબ્રેરી, ધોળકા—રા. રા. લીલાધર મોરારજી, મુંબઇ—શેઠ લક્ષ્મિચંદ ચતુર—વાંકાનેર.

**વ.** રા. રા. વલ્લભદાસ હેમરાજ, કંદોરણા—રા. રા. વ્રજલાલ રામશંકર, પોરબંદર—રા. ર. વિશનજી ગોવિંદજી, પલસાણા—રા. ર. વિઠલદાસ ગોકલદાસ, મુંબાઇ—રા. રા. વીરજી ઓધાભાઇ રાવળ, ખંભાળીઆ—પટેલ વિઠ્ઠલ ખેચર, અડાજણ—રા. રા. વિશનજી હીરજી, પોરબંદર—રાવ બાહાદુર વ્રજરાય પુરષોતમરાય, ગોધરા—મિ. વજીર પીરભાઈ માંડવી—રા. રા.વનમાળી મનોરભાઇ, ધોલેરા—રા. રા. વિશનજી ચતુરભૂજ, અહમદાબાદ રા. રા. વ્રજલાલ સાંકળચંદ સૈયજ—રા. રા. વિશનજી સવજી ગરામ, કાલાવડ રા. રા. વિઠલભાઈ બાપુજી, સિનોર.

**સ.** રા. રા. સખારામ રામકૃષ્ણ, ધોળા—રા. રા. સોમનાથ કાળિદાસ, વડોદરા—સાહેબજાદાશ્રી સુલતાન મહમદ ખાનજી, જુનાગઢ—રાં. રા. સુંદરજી વિશ્વેશ્વર, અઠડા—

**શ.** રા. રા. શાકરલાલ ગવરીશંકર, અહમદાબાદ—મેહેરબાન ખુદાવિંદ ઠાકોર સાહેબ સૂરાજી, વીરપુર—રા. રા. શંકરલાલ પીતાંબરદાસ, મેંઢાસણ—રા. રા. શાકરલાલ દ-

લપતરામ, ભાવનગર—રા. રા, શિવલાલ પ્રભુદાસ, પ્રાં-તીજ.

ह. રા. રા. હેરિલાલ ગોપાળદાસ, ભરૂચ—રા. રા. હીમતરામ ગવરીશંકર હાથી, ભૂજ—રા. રા. હીરાલાલ ઈચ્છાલાલ મજમુદાર, ભરૂચ—રા. રા. હરપ્રસાદ મીશરીલાલ, કુંડલા—નેકનામ કુમારશ્રી હરિસિંહજી. કોઠારીઆ—રા. રા. હરગોવિંદ ભાઇશંકર, દેકાવાડા...રા. રા. હરિદત્ત કાશિનાથ જુનાગઢી, અમરેલી—રા. રા. હરખજી હરિભાઇ મુની, મહુવા—રા. રા. હરિશંકર ધનેશ્વર, જોધપુર—રા. રા. હીરાચંદ માણેકચંદ શેઠ, વઢવાણ—શા. હરિચંદ પોલા, લીમડા—રા. રા. હરિશંકર રત્નેશ્વર, ભાડભૂત—ખોજા હસનઅલ્લી મૂળજી, મુંબઈ—અંજાર લાઇબ્રેરી, અંજાર—મિ. અંટોલ બાપુજી, ગજેરા—રા. રા. અરજુન નાનજી નમળ, કુંડલા—અલ્પ જ્ઞાનવર્ધક સભા, અમરેલી રા. રા. અંબાલાલ તાપીશંકર જોશી દાંતા—નેકનામ અદેસિંહજી દરબાર, ભાદરવા.

ई. રા. રા. ઇશ્વરલાલ ધારશી પંડયા, મુંબઈ—

उ. ઉંઝા પુસ્તકશાળા—મિ, ઉમેદભાઇ લલ્લુભાઈ, ખેરવા—રા. રા. ઉમિઆશંકર જગજીવન, વાવડી.

ओ. બુકસેલર ઓધડ રધાભાઇ ઠકર, ઉમરાળા.

૧ રા.રા. સોનગઢ લાઇબ્રેરીના સેક્રેટરી—સોનગઢ—રા. રા. પારેખ નગીનદાસ ઉજમચંદ, પાટણ—રા. રા. વિઠલ ઉ-

ગિયાશંકર, પાટણ—રા. રા. નાયક શામજી પુંજીરામ, પાટણ—રા. રા. અંબાલાલ કુબેરજી, પાટણ—રા. રા. જાની પ્રહલાદજી નૌતમરાય, પાટણ.

૧ રા. રામપ્રસાદ શિતલપ્રશાદ,લીમડા.—૧ નેકનામ બા સાહેબ શ્રી બાઇ રાજબા. રૂઆ. ૧ રા. રા' મોહનલાલ હીરાચંદ દલાલ. અમદાવાદ.

પ્રુફ સુધારવાનું કામ બીજા હથુ રાખ્યું હતું તેથાં તેમાં કાઇ કાઇ ઠેકાણે ભૂલો રહી ગઇ છે, માટે વાંચનારાઓએ કૃપા કરી સુધારી વાંચવું.

**આ પુસ્તકની કિંમતના નાણાં જે ગૃહસ્થો તરફ બાકી હોય તેઓએ તાકીદથી મોકલી આપવાની તસ્દી લેવી.**

